૪૫૮૩

શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી

# प्राचीनकाव्यमाळा

## ग्रंथ २

दयारामकृत

# रसिकवल्लभादि.

સંશોધન કરી ટીકાસહિત પ્રસિદ્ધ કરનાર

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા

અને

નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી

વડોદરા.

સંવત ૧૯૪૫ સન ૧૮૯૦.

કીમત ૧-૪-૦

Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur,

Baroda.

# PRACHIN KAVYA MALA.

or

Old Gujrati Poetical Series,

PART I.

POET DAYARAM'S

RASIK VALLABH, &c.

*Published with annotations*

By

Hargovinddass Dwarkadass Kántávâlá

and

Nathashanker Pujashanker Shastri.

A. D. 1890.

Price Rs 1-0-0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા ( પૃથિવી )નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ ( ખનિજ ધન રત્નાદિ )ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે, પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે: નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખાકારીનાં સાધન નિર્માણ કરેછે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખ શાન્તિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજા તુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે. એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રમાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરા રાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર એમનો પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયા છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરા રાજ્યમાં થઇ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારૂં.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યૂલર ઈન્સ્ટ્રક્શન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારિકાદાસ તથા વડોદરા નિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઈ ચૂકેલો હતો, અને તેસારૂ ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરા રાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનનો ભંડાર દટાઇ રહ્યા હોય છે તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઈ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિભટ્ટ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. **રાધાબાઈ** તથા **દીવાળી** બાઈ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઇશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અજમાયશ થઇ છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બાર હજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધિમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જર પ્રજા અને સર્વ ગુર્જર વાસી ઉપર ઉપકાર થયો છે. એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઇંગ્રેજ કવિ લખે છે કે :—

Poetry is itself a thing of God ;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઇશ્વરની એક વસ્તુ છે. ઈશ્વરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઈશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and eternal praise,
Who gave us nobler loves, and nobler cares,
The Poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાંના કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિ-સ્તંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અન્તઃકરણમાં ઉત્પન્ન થઇ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ-રંકથી શ્રીમાન્ સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઇ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બાહાદુર મણિભાઇ જશભાઈ.

## મેમ્બરો.

રાવબાહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબાહાદુર જમસેદજી અરદેસર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઇ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફ છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરા રાજ્ય નિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલોછે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જર કવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જર વાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીન કાવ્યમાળાને, કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્ત્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યોછે, તેમાટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવેછે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# કવિચરિત્ર.

જુના કવિઓમાં સૌથી છેલ્લા થયેલા પણ તેમાંના ઉત્તમ કવિઓમાં ઉંચી પંક્તિ ધરાવતા કવિ દયારામ અને તેમના ગ્રંથો વિષે વધારે તજવીજ કરવાની ઉત્કંઠા મને ઘણા વર્ષથી હતી. જે કવિ છેક ૧૮૫૨ સુધી હયાત હતા, તે કવિ વિષેની ઘણી હકીકત ડભોઈ અને ચાણોદમાંથી મળવાનો સંભવ હતો; કેમકે કવિને નજરે જોએલા અને તેમના સંગમાં રહેલા ઘણા માણસ હજી હયાત હોવા જોઇએ. સન ૧૮૭૬ની સાલમાં હું જ્યારે પ્રથમ ડભોઇ ગયો, ત્યારે એ કવિ સંબંધી મેં પડપૂછ કરી, પણ ઘણો પત્તો હાથ ન લાગ્યો. પરંતુ તેથી નિરાશ ન થતાં મેં મારી શોધ જારી રાખી અને જે કાંઈ સાંભળવા જોવામાં આવ્યું તેની નોંધ લીધી. બીજે વર્ષે ડભોઇથી મને કેટલીક વધારે હકીકત પ્રાપ્ત થઈ; તો પણ દીર્ઘાયુષ ભોગવનાર· આખા હિંદુસ્તાનમાં અનેકવાર પગે ચાલીને મુસાફરી કરી આવનાર એક રંગીલા મહાકવિનું જીવનચરિત્ર, જે વિચિત્ર બનાવોથી ભરેલું હોવું જોઇએ તે બનાવોમાંથી ઘણાજ થોડા જાણવામાં આવ્યા. કવિ દયારામે પોતેજ જો પોતાનું ચરિત્ર લખી રાખ્યું હોત, કે પોતાની જીંદગીના મુખ્ય બનાવોની નોંધ રાખી હોત, તો કેવું સારૂં !

કવિ નર્મદાશંકર દયારામની બાની ઉપર આશક હોવાથી તેમણે મોટે પ્રયાસે એ કવિરાજની કવિતાનો ભારે સંગ્રહ એકઠો કરી છપાવ્યો છે, અને નર્મગદ્યમાં આપેલા ચરિત્ર ઉપરથી માલમ પડે છે, કે તેમણે દયારામ વિષેની હકીકત મેળવવામાં પણ ઘણી તજવીજ કરી છે. દયારામના માનીતા પણ સૌથી છેલ્લા થયેલા શિષ્ય રણછોડભાઇ તરફથી નર્મદાશંકરને ઘણી હકીકત મળી આવી હોય, એમ માલમ પડે છે. દયારામનાં પદ ગાવામાં પ્રખ્યાતિ પામેલા એ રણછોડભાઇનો પ્રસંગ દુર્ભાગ્યે કરીને મને કોઇ વાર થયો નહીં. કવિરાજના મુખ્ય શિષ્યોમાં રણછોડભાઇ શિવાય ગિરજાશંકર, દેશાઈ લક્ષ્મીરામ, ત્રાકમદાસ, ઘેલાભાઇ અમીન, વસંતરામભાઇ, લલ્લુભાઇ કાયસ્થ, વગેરે હતા; અને તેમાં લક્ષ્મીરામ દેશાઈ શ્રેષ્ઠ ગણાતા એમ મારા જાણવામાં આવ્યું (કવિ નર્મદાશંકરે અમૃતરામ પંડ્યો ને ડાહ્યાભાઇ સાંઢારો એવાં બે નામ આપ્યાં છે).

હું ડભોઈ ગયો ત્યારે એ શિષ્યોમાંનો એક ઘણી જઈફ અવસ્થામાં બિમારી ભોગવતો હતો એમ મારા જાણવામાં આવ્યું. એ શખ્સ થોડી મુદતે આ દેહનો ત્યાગ કરશે એમ પણ સાંભળ્યું, તેથી મોડી રાતે હું તેમને ઘેર ગયો. ડોસાથી બરાબર બોલી શકાતું ન હોતું, તોપણ હું જ્યારે દયારામભાઇ વિષે જાણવાને જીજ્ઞાસુ છું, એમ તેને માલમ પડયું, ત્યારે તેનામાં જાણે વધારે ચૈતન્ય આવ્યું હોય, તેમ તે વધારે આનંદથી વાત કરવા લાગ્યો. એ વૃદ્ધ શિષ્યે દયારામભાઇના સંગમાં ઘણો કાળ ગાળ્યો હતો. રણછોડભાઇએ કવિ નર્મદાશંકરને જે હકીકત આપેલી, તેમાં અને આ ડોસાની હકીકતમાં કેટલોક મુખ્ય બાબતોની અંદર તફાવત પડે છે.

કવિરાજની સઘળી અથવા ઘણીખરી કવિતાનો સંગ્રહ એક ગૃહસ્થને ત્યાં છે, એમ મારા જાણવામાં આવ્યું. તજવીજ કરતાં માલમ પડ્યું, કે તે નાના પુત્ર અને વિધવા સ્ત્રી મૂકી સ્વર્ગવાસી થયેલ છે, અને કવિતાના સંગ્રહનાં દર્શન થવાં પણ દુર્લભ છે. છોકરા નિશાળે ભણવા આવતા હતા તેવી મેહેતાજીની સમજુતથી કંઈ પત્તો લાગશે, એમ જાણી મેહેતાજી સાથે બાઈને કેહેણ મોકલ્યું. બાઈએ પ્રથમ તો છચોક નાપાડી. ઘણીવાર આનાકાની કરી બાનાં બતાવ્યાં અને છેવટ માત્ર ગ્રંથો જોવાની રજા આપી. મેહેતાજી સાથે લઇ હું બાઈને ઘેર ગયો. મજબૂત પેટારામાં જતનથી બાંધી રાખેલાં દફતર બાઇએ એક પછી એક કાઢવા માંડયાં. દફતર છોડતાં છીંટના પૂઠાવાળા હાથે લખેલા પુસ્તકના થોકડા નજરે પડયા. પુસ્તકો બાળબોધ દિવ્ય અક્ષરે એકજ હાથે લખાયલાં ને પાછળથી શોધાયલાં માલમ પડયાં. આ કીમતી ખજાનો સાનંદાશ્ચર્યથી નિહાળતાં મને જે લાગણી થઈ તેનું વર્ણન પણ કરી શકાતું નથી. મરનારે સઘળાં પુસ્તક પોતાનેજ હાથે દયારામભાઈની સમક્ષ લખ્યાં હતાં. જાતે પાટીદાર છતાં સારા લહિયાનું કામ જેમ તેણે ઉત્તમ રીતે બજાવ્યું હતું, તેમ તેણે પુસ્તકોને બંધાવી જાળવી રાખવાનું કામ શ્રદ્ધાથી કર્યું હતું. ઉતારેલા ગ્રંથોનું ઓળિયું અથવા અનુક્રમણિકા એક જુદા કાગળ ઉપર કરી રાખી હતી. આ લખનાર અમીન ઘેહેલાભાઇ એ દયારામનો માનીતો શિષ્ય હતો. કહે છે કે કવિને બીજા કોઇ શિષ્યના લખવા ઉપર ભરોંસો નહોતો, અને તેમને અશુદ્ધતા ઉપર એટલી ચીડ હતી કે હ્રસ્વ દીર્ઘમાં ગડબડ થાય તો તેમને માથુ વાઢયા જેટલું લાગતું હતું. ઘેહેલાભાઇને પોતાની પાસે બેસાડી તે લખાવે, ફરી વંચાવે, ને ભૂલો હોય તે સંભાળથી શોધાવે. ગુજરાતીમાં શુદ્ધાશુદ્ધની દરકાર રાખનારા દયારામ જેવા થોડાજ કવિઓ થયા હશે, એમ કહેવામાં આવે છે.

તા૦ ૧૯ મી અક્ટોબર સન ૧૮૮૪ના "ગૂજરાતી" માં "દયારામ અને તેની બાની" એ મથાળા તળે કવિ વિષે કેટલીક હકીકત આવી છે, તેનો તથા કવિ નર્મદાશંકરે કરેલા વર્ણનનો ઉપયોગ આ ચરિત્ર લખવામાં કર્યો છે.

નર્મદાતીરે આવેલા પ્રખ્યાત તીર્થ ચાણોદમાં કવિ દયારામનો જન્મ સંવત્ ૧૮૨૩ કે સંવત્ ૧૮૩૩ માં થયો હતો. ( કવિ નર્મદાશંકરે સંવત્ ૧૮૩૩ ની સાલ આપી છે અને તે ૭૫ વર્ષની ઉમરે મરણ પામ્યા એમ લખ્યું છે, પરંતુ તે ૮૫ વર્ષની ઉમરે ગુજર્યા એવી હકીકત મને મળી છે). તે જાતે ઋગ્વેદી સાંખ્યાયની શાખાના સાઠોદરા નાગર ગૃહસ્થ હતા. તેમના પિતાનું નામ પરભુરામ અને માતાનું નામ રતનબાઈ હતું. માતપિતા કવિને કાચી વયમાં મૂકી મરણ પામ્યાં હતાં, તેથી ૧૪–૧૫ વર્ષની વયે તે ડભોઇમાં આવી પોતાના મોસાળમાં રહ્યા હતા. ( કવિ નર્મદાશંકર લખે છે કે તે ચાણોદમાં પોતાની માસીને ત્યાં રહ્યા હતા ). કવિનો મામો ભરૂચમાં ફુરજા જકાત ઉપર કારકુન હતો, તેમનું કામ કરવા સારૂ કવિને પંદર વર્ષની ઉમરે ભરૂચ મોકલ્યા. ત્યાં તેમણે મામાને ઠેકાણે દશ વર્ષ સુધી કારકુની કરી હતી.

ડભોઈ ચાણોદનો પ્રદેશ ઘણો રમણીય છે. ચાણોદ એક સેલાણી તીર્થ છે ભરૂચ એ રંગીલું શેહેર છે. જેનું બચપણ અને યુવાવસ્થા આવાં વિચિત્ર સ્થળે જાય તે શોખીન ને રસિકજન નીવડે અને કદાશ લંપટપણું પણ પામે. કેમકે જાતે સાઠોદરાભાઈ એટલે ફક્કડ તો ખરાજ, તેમાં જાતે રૂપવાન, જન્મના કવિ, ઉદ્ધત અવસ્થાએ નિરંકુશ, સત્સમાગમ મળે નહીં, અને છટેલ સ્ત્રીઓનું આકર્ષણ થાય. ઇશ્વરદત્ત બુદ્ધિ કે લાગણી પણ પાછળથી મળેલા સંસ્કાર પ્રમાણેજ દીપી નીકળે છે. એક વિદ્વાન લખે છે કે હિંદુસ્તાનમાં મહાતર્કવાળા કવિઓ પ્રકટ થવાનું કારણ તે દેશનું અદ્ભુત સૃષ્ટિસૌંદર્ય છે. જ્યાં સૌથી મોટા ને વિચિત્ર પર્વતો, વૃક્ષો, નદીઓ, પશુપક્ષીઓ, ચિત્રવિચિત્ર રંગનું આકાશ, અને વિવિધ રંગની વનસ્પતિએ છવાએલી રળિયામણી ભૂમિ હરદમ નજરે પડે, ત્યાં કવિઓની શક્તિ તે પ્રમાણમાંજ મોટી ને વિચિત્ર હોય એમાં નવાઇ નથી. રંગીલા પ્રદેશમાં રહેનાર દયારામ શૃંગારરસ વર્ણવવામાં ઉત્તમપણું પામે એમાં આશ્ચર્ય જેવું નથી.

કવિ નર્મદાશંકર લખે છે કે કવિનો વિવાહ જનોઈ દેતા અગાઉ બચપણમાં તેના બાપે કર્યો હતો, તથા તે કાશીથી પાછો આવ્યો ત્યારે તેને એક નાગર કન્યા આપવા ઉભો થયો હતો. મને મળેલી હકીકત એવી છે કે તેનો વિ-

વાહ મોટી ઉમરે ( પંદર વીશ વર્ષની ) તેના મામાએ કર્યો હતો, પણ દયારામે પરણવાની સાફ ના પાડી. કવિરાજ જન્મ પર્યંત કુંવારાજ રહ્યા હતા.

કવિ નાનપણમાં ગમે ત્યાં રખડતા ફરતા. કલગી તોરાવાળાના પ્રસંગમાં તેમને લાવણીઓ ને ખ્યાલ ટપ્પા ગાતાં આવડ્યા હતા, ને તે ઉપરથી-છેક નાની એટલે ચૌદ વર્ષની ઊંમરમાં તે લાવણીઓ ને પદ બનાવતા એમ કહેવાય છે. વખાણવાજોગ પ્રથમ લાવણી તેમણે હનૂમાન ગરૂડના સંવાદની અને કાશીવિશ્વેશ્વરની કરી હતી. એ બંને લાવણીઓ તેઓએ કાશીમાં રહીને કરી હતી. મને મળેલી હકીકત ઉપરથી એવું અનુમાન થાય છે, કે તે લગભગ પચીશ વર્ષની ઉમરે કાશી ગયા હશે, કેમકે ભરૂચના ફુરજા ઉપર જ્યારે નોકર હતા ત્યારે તે ઘણીવાર ડાકોર જતા. ડાકોરમાં પેટલાદવાળા પ્રખ્યાત ઇચ્છારામ ભટજીનો તેમને સમાગમ થયો. ઇચ્છારામ ભટજી ધર્મનિષ્ઠપણામાં ને દાનદયામાં મશહૂર છે, એટલુંજ નહિ પણ તે એક અવતારી પુરૂષ મનાય છે. તેમની દયારામ ઉપર કૃપા થઈ. ભટજીએ કહ્યું "અલ્યા છોકરા, જાની જાત્રાબાત્રા." ભટજીનું વચન માથે ચઢાવી પોતે ફુરજાની નોકરી છોડી કાશી ગયા. અહીં તેમણે ભાષા ( વ્રજ ) નો સારો અભ્યાસ કર્યો, કાશીથી જગન્નાથ, રામેશ્વર, વગેરે મહાતીર્થોની યાત્રા કરી સાત વર્ષે પોતે પાછા આવ્યા. આ વખતે તેમની ઉમર ત્રીશ બત્રીશ વર્ષની હોવી જોઇએ. પુખ્ત ઉમરમાં આખા હિંદુસ્તાનની મુસાફરી કરનારને ઘણી તરેહનો અનુભવ મળે, અને તે અનુભવના સાધનથી કવિ તરીકે કુશળતા પામે એ દેખીતું છે.

દયારામભાઇ જાત્રા કરી આવ્યા પછી ડાકોર જઇ જ્યારે ઇચ્છારામ ભટજીને પગે લાગ્યા, ત્યારે ભટજી તેમના ઉપર બહુ પ્રસન્ન થયા. દયારામની કવિત્વશક્તિ જોઈ ભટજીએ તેમને કાવ્ય કરવાની આજ્ઞા કરી, એટલુંજ નહિ પણ "તું કવિ તરીકે પ્રખ્યાતિ પામીશ" એવો વર આપ્યો. નર્મદાશંકર લખે છે કે "કાશીવિશ્વેશ્વરેજ એને કાવ્ય શક્તિ આપી—મૂર્ખના ચતુર અને ખળના સાધુ બનાવી દીધા." ઇચ્છારામ ભટજી દયારામની કવિતાઓ જોઇ કહેતા કે તે નૃસિંહ મેહેતાનો અવતાર છે. ખરે ! શૃંગાર સંબંધી નૃસિંહ મેહેતાનાં ઉત્તમ પદ અને દયારામની ઉત્તમ ગરબીઓ લગભગ મળી રહે છે !

દયારામે તીર્થયાત્રા પુષ્કળ કરી હતી. ત્રણ વાર તો તેમણે પૃથ્વી પ્રદક્ષિણા ( હિંદુસ્તાનમાં ) કરી હતી, ને શ્રીનાથજી તથા યમુનાજી તો તે વધારે વાર ગએલા. એકવાર તો ગંગાજળની કાવડ લઈ પગે ચાલતા રામેશ્વર ગયા

હતા ! રણછોડજી તો તે વારે વારે જતા. જ્યારે તે રણછોડજી સન્મુખ હાથમાં કડતાલ લઈ નૃત્ય સાથે ગાયન કરતા, ત્યારે સ્ત્રી પુરૂષની તેમની આસપાસ ઠઠ મળતી, ને સૌ તેમના ગાયનથી રીઝી રીઝી થઇ જતાં. તે સતાર પણ બહુ સારી રીતે બજાવી જાણતા. મથુરાના મંદિરમાં સતાર સાથે જ્યારે તે ભક્તિ કરતા, ત્યારે સેંકડો સ્ત્રી પુરૂષ ખાવાપીવાનું ભાન ભૂલી જઇ તેમને જોઈ રહેતાં. તેમનો રાગ બહુ મધુર, બાંધો થોડી કણુકે ઘડેલો, ને ચેહેરો ખુબસુરત હોવાથી લોકને મોહની લાગતી. તેમના શિષ્ય કહે છે કે તેમની નાજુકી એટલી હતી કે પાન ખાય તો ગળાની રતાશ દેખાઈ આવતી !

દયાની બાનીની મોહનીની શી વાત કરવી ? તેઓએ ડભોઇ ચાણોદને ગાંડું ઘેહેલું કરી મૂક્યું હતું. જેમ કૃષ્ણને માટે ગોપીઓ ગાંડી ઘેહેલી થઈ જતી તેમ ડભોઇ ચાણોદની અબળાઓ તેમના ઉપર રીઝી રીઝી થઇ જતી. આજ પણ ડભોઈ ચાણોદના લોકો તેમની કવિતાને માટે એટલા આશક જણાય છે કે કંઇ સીમા નહીં. ત્યાંના ઘણા લોક તેમના તરફ પૂજ્ય ભાવને પ્રેમવૃત્તિ દર્શાવે છે. જો તેમણે ઘણીક સ્ત્રી સાથે રંડીબાજી કરી હોય, ને એવી અનીતિમાંજ ખ્યાતિ મેળવી હોય, તો લોકોનો તેમના ઉપર, આવો ભાવ કેમ રહે ? ડભોઇમાં હજી તેમની ચાલચલગત વિષે વિવિધ મત ચાલે છે. દયારામને વખાણનાર તથા તેમના ભાવિક શિષ્યો તેમને કેવળ સદાચરણી માને છે અને બીજાઓ તેમની ચાલ શુદ્ધ ન હોતી એમ કહે છે. કેટલાક કહે છે કે નાનપણમાં તેમની ચાલ ગડબડિયા હતી: મોટપણમાં તો ફકત રતનબાઇ સોનારણ સાથેજ તેમને સંબંધ હતો. કોઇ કહે છે કે રતનબાઇ તેમને દેવ તરીકે ગણી પૂજતી, ને તે બે વચ્ચે કોઇ પણ જાતનો આડો સંબંધ ન હોતો.

દયારામ સુમારે પચીશ વર્ષની વયે વલ્લભી વૈષ્ણવ સંપ્રદાયમાં દાખલ થયા હશે એમ લાગે છે. એ પછી કેટલેક વર્ષે તેમણે મરજાદ લીધી. મરજાદ લીધી એટલે કોઇનું રાંધેલું ખપે નહીં, તેથી તેમને હાથે રસોઇ કરવી પડતી. છેક આખરને વખતે માત્ર એક મરજાદી નાગરણ તેમને રસોઈ કરી આપતી. વડોદરાના પ્રખ્યાત હરિભક્તિવાળાએ એકવાર મરજાદીનો મેળાવડો તેડયો હતો, તે વખતે દયારામ વડોદરે આવી કેટલાક દિવસ રહ્યા હતા. તેમના શિષ્ય લલ્લુભાઇ કાયસ્થ જેમણે પાછળથી સંસાર તજી મથુરામાં વાસ કર્યો તેમને ઘેર મુકામ રાખ્યો હતો. લલ્લુભાઇને ઘેર રાતે ત્રણચાર બેઠક થઇ હતી. તે વખત દયારામ હાથમાં તંબુરો લઇ ગાતા ને તેમના શિષ્ય ઘાભાઇ અ-

ને રણછોડ નરઘાં સારંગી વગાડતા. એ વખત દયારામ શીઘ્ર કવિ તરીકે નવું નવું જોડીને ગાતા હતા એમ કહેવાય છે. એ કારણથી તથા તેમના મધુર રાગથી લોભાઇને શ્રોતાઓની ઠઠ્ઠ મળતી. હરિભક્તિને ત્યાં પણ તેમની બેઠકો થઇ હતી અને તેમને ઘણું માન મળ્યું હતું.

કવિ નર્મદાશંકર લખે છે તેમ જોગી શિવના કરતાં ભોગી કૃષ્ણની કવિતા કરવી તેમને વધારે પસંદ પડી હશે, અને તેથીજ કદાશ તેમણે વલ્લભીસંપ્રદાય ગ્રહણ કર્યો હશે. કૃષ્ણપરમાત્મા ઉપર તેમનો ગમે તેવો ભાવ હશે, પરંતુ પુષ્ટિમાર્ગ ઉપર તેમની પૂર્ણ આસ્થા હોય અગર ઘેહેલા વૈષ્ણવોની પેઠે મહારાજાઓની તેમણે ઝાઝી દરકાર કરી હોય એમ નીચેના દૃષ્ટાંતથી જણાતું નથી.

"બુંદીકોટાના દ્વારકેશના મંદિરના દ્વારકાનાથજીની ગાદીના પુરૂષોત્તમજી મહારાજ જે કવિના ગુરૂ થતા હતા તે ગુરૂ ડભોઇ આવેલા તેને લોકોએ સમજાવ્યું કે દયારામ તો ઘણો મિજાજી છે, ત્યારે તેણે કહ્યું કે આપણે એને દર્શન નહિ કરાવીએ. એ વાત સાંભળી દયારામે તે મહારાજની નિંદાનું એક પદ બનાવી મોકલ્યું. તે પદ મહારાજની પાસે બેસનારા કેટલાએક સેવકોએ વાંચ્યુ તો તેમાં કવિની ફકકડાઇ જોઇને મહારાજ પોતે દયારામને ઘેર ગયા. દયારામે મહારાજને આવતા જોઇને બારણાં બંધ કીધાં, પણ પછી લોકોનો આગ્રહ જોઇને ઉઘાડયાં. ઘરમાં મહારાજ પધાર્યા પછી કવિએ કહ્યું કે આ લ્યો તમારી કંઠી, એમ કહીને કંઠી તોડી નાંખી. થોડી વાર પછી મહારાજને નરમ પડેલા જોઇને બહારના વિવેકમાં બોલ્યા, કે મારી પાસે ભેટ આપવાને બીજું કંઇ નથી, આ બે પુસ્તકો છે તે લ્યો. પછી પાછી મહારાજે કંઠી બાંધી. એવા તે ક્રોધી હતા. " નર્મગદ્ય.

" ગૂજરાતી " માં જે દૃષ્ટાંત આપ્યું છે, તે ઉપરનાથી જુદુ પડે છે. માટે તે નીચે આપ્યું છે.

" એકવાર ગોકુળચંદ્રમાની ગાદીના વિઠ્ઠલેશજી ( આ નામ વંશાવળીમાં અમને જડયું નથી—કંઇ ફેરફાર હશે ) મહારાજ ડભોઇ પધાર્યા. દયો વૈષ્ણવી ધર્મ પાળતો, પણ મહારાજને માનતો નહિ. સઘળા વૈષ્ણવો એ મહારાજને મળવા ભેટ ધરવા ગયા, પણ કવિ ગયા નહિ, ત્યારે મહારાજે પોતાની પાસે આવવા સેવકને વિનતિ કરવા મોકલ્યો. કવિ કહે કે હું મહારાજથી હેઠો નથી,

માટે જો મારી ગાદી મહારાજની બરાબરીની હોય તો ભલે, આવવા ખુશી છું. આ હકીકત મહારાજના સેવકોએ મહારાજને કહી ને પછી એને નમાવા પ્રપંચ રચ્યો. ગાદી નખાવી, ને તેની તપાસ દયાએ પોતાના એક ચેલા પાસે કરાવી, ત્યારે એ પોતે ઉઠીને ગયો. પણ જેવો એ ગાદીપર બેસવા જાય છે તેવી ગાદી એક બીજા સેવકે ઉઠાવી લીધી. ઘણા ક્રોધથી દયારામે મહારાજના મોંપર તુચ્છકાર કીધો, ને ગુસ્સાથી ઘેર ચાલ્યો ગયો. મહારાજે કહાવ્યું જે અમારી કંઠી છોડી નાખો, એટલે વધારે ક્રોધ ચઢયો, ને જે સેવક કહેવા ગયો હતો તેનાજ હાથમાં કંઠી તોડી નાખીને આપી ને કહ્યું કે તે "ગુસાંઇ બાવાને આપ કે લે તારી બે દમડીની કંઠી ! હવે કંઇ બાકી છે" એ પછી મહારાજ જાતે એની મુલાકાતે આવ્યા, પણ પોતાના આંગણામાંથી પાછા કાઢયા. આથી મહારાજ ઘણા નારાજ થયા. ને એક વૈષ્ણવ, જે એમને કંઇ મદદ કરતો હતો તેણે મદદ કરવી પણ છોડી દીધી, પણ કવિએ કોઇની પણ દરકાર કીધી નહીં. એ દિવસથી એણે વૈષ્ણવી કંઠી બાંધવાથીજ વૈષ્ણવ કહેવાય છે એમ નથી એવો ઘણા જણને બોધ કીધો."

આ દૃષ્ટાંતોથી તથા બીજી કેટલીક વાતો આપી છે તે ઉપરથી કવિ ઝાંઝી સ્વભાવના, સ્વતંત્ર ને અભિમાની હોય એમ માલમ પડે છે. પરંતુ એવો સ્વભાવ જ્યારે મિજાજ જાય ત્યારેજ માલમ પડતો; નહિ તો તે હમેશ મળતાવડા ને ઠંડા મિજાજના હતા એમ કહેવાય છે.

ઉદ્ધત અવસ્થામાં કવિએ કેવું લફંગાપણું ને તોરી સ્વભાવ બતાવ્યો છે તેનું "ગૂજરાતી" માં આ પ્રમાણે વર્ણન કર્યું છે.

"પોતાની સાથે પાંચ દશ પોતાના જેવા લફંગાઓને રાખીને ઘાટપર પાણી ભરવા જતાં બૈરાંઓને અડપલાં કરીને તેમની ગાગરમાં કાંકરા નાખતો હતો. જે રતનબાઈ એ કવિની પ્રિય નાયિકા હતી તેનીજ ન્યાતની ને વળી તેનીજ સગી એક સોનારણનું બેહેડું એક દિવસે ફોડયું, અને સોનારણ કંઈ નાગરાથી ગાંજી જાય એવી ન હોવાથી કવિનું ધોતિયું પકડયું, ને બેહેડાની કીમત માગી. કવિ પાસે તો હોયજ શું કે આપે, એટલે પેહેલાં નરમ ઘેંસ જેવો થઇ ગયો ને કાલાવાલા કરીને પોતાનો પલ્લો છોડવા કહ્યું, પણ સોનારણ એકની બે થઇ નહિ. બીજા નાગરોએ કવિને ચઢાવ્યો ને ભાઇ વાને ઘેર ગયા. સોનારણને તમાચો ખેંચી કાઢયો, ને એક જણે તે ખબર જઇ સોનીને કહી. સોની હથોડો લઈને દોડી આવ્યો, પણ તેટલામાં સોનારણના હાથમાંથી ધો

તિયું ફાડી નખાવી દયો નાઠો, તે ત્રણ દિવસ સુધી કરનાળીમાં ભરાઇ બેઠો. ગામમાં ઘણી હોહા થઇ રહી, ને સૌને એમ ભાસ્યું કે કવિએ આપઘાત કીધો હશે ને તેથી નર્મદામાં ઘણે ઠેકાણે શોધ કરાવી. કરનાળીમાં કેશવાનંદ નામનો સાધુ રહેતો હતો તેને ત્યાં સાધુ થવાને માટે કવિ ભરાઇ ગયો, પણ જાત, કુળ, વગેરે જાણ્યા વગર ને તુરતનો ઉગતો જુવાન હોવાથી સાધુ કરવાની ના પાડી. કેટલોક વાદવિવાદ આ વેળાએ કવિએ કીધો હતો ને શામાટે ધર્મના રસ્તાપરથી જુવાનોને દૂર કરવામાં આવે છે તે એ સાધુને પૂછ્યું હતું. ( આ હકીકતની એક લાવણી કવિએ બનાવેલી વૃદ્ધ ડોસાએ અમને ગાઇ સંભળાવી, ને તેમાં સાધુઓનાં ભોપાળાં તરીકે કેટલીક ખરી તેમ કેટલીક ખોટી નિંદા પણ કીધી છે. આ ગરબીમાં એમ જણાવવામાં આવ્યું છે કે સાધુઓ પરસ્ત્રીગામી હોવાથી, જુવાનોને પોતાની પાસે રાખવાને અલસાય છે. જુવાનો ફક્કડ હોવાથી સાધુઓનાં છિદ્ર ખોળે છે ને પછી તેઓ કાં તો તેના જેવા થાય છે અથવા તેનાં છિદ્ર બાહેર પાડીને ફજેત કરે છે, ને તેથી જુવાનોને પોતાથી દૂર હાંકી કાઢે છે. )

આ લાવણી પોતાના ફક્કડોને શીખવી, ને એક જણે કેશવાનંદ આગળ તે ગાઇ સંભળાવી. સ્વામી તો માત્ર હસ્યા, ને બોલ્યા કે " એ લડકા બડા ચાલાક હૈ. " આ હકીકત કવિને જણાવવામાં આવી એટલે તે ગભરાયો. જાતે આસ્થાવાળો હતો તેથી ભય પેઠો કે રખેને શાપ દે. આશરે બે એક મહિના પછી. ફાગણ માસમાં કવિ નર્મદામાં નહાવા પડ્યો તે તરતો તરતો કરનાળીએ ગયો. ત્યાં કેશવાનંદ તેને પકડી પોતાની કોટડીએ લેઇ ગયા. રાતના સ્વામીએ સમાધી લેઇ તે ઠારે દયાને કૃષ્ણનાં સાક્ષાતકાર દર્શન કરાવ્યાં ને તે દિવસથી કવિ કૃષ્ણના ઉપાસક થયા. ને કેશવાનંદને પોતાનો ગુરૂ ગણી " ગુરૂ મોટા ગુરૂ મોટા " નું પદ ગાયું. કેશવાનંદે આશીર્વાદ દીધો ને કવિની વાણી વિસ્તારને પામી. "

દયારામ એક પ્રસંગે વડોદરે આવ્યા તે વખત તેમના શિષ્ય ગિરિજાશંકર ને રણછોડની કથા ચાલતી હશે, ત્યાં આવવાનો તેમને આગ્રહ કર્યો. કથામાં માત્ર દયારામનાંજ પદો ગવાતાં; પણ તેમના શિષ્યો ગાવા બજાવવામાં એટલા ખબરદાર હતા ને દયાની વાણીનો મોહ લોકને એટલો લાગતો હતો કે એવી કથા થાય ત્યાં સેંકડો સ્ત્રી પુરૂષો સાંભળવા આવતાં. દયારામભાઇ છાનામાના આવીને બેઠા ને કથા ચાલુ થઇ. ગિરિજાશંકરથી નરઘાં વગાડવામાં ચૂક થઇ. શ્રોતામાં કોઇ ભાંગો બેઠેલો હશે, તેનાથી ના ખમાયું એટલે તેણે

ઉભા થઇ ગિરજાશંકરની જાહેરમાં ભૂલ કાઢી તેને ચોભીલો કીધો. દયારામને આથી જરા મિજાજ તપ્યો. તે બોલ્યા બાવાજી ! એણે કાંઇ એવી મોટી ભૂલ કીધી નથી; અને ભૂલ તો સર્વથી થાય. બાવાએ કહ્યું, કે જેણે ઉસ્તાદી મેળવી હોય તે ભૂલ કેમ કરે ? કવિ કહે આવી જાઓ જોઉં, તમે ભૂલમાંથી કેવા બચી જાઓછો. બાવાએ બેડક આગળ આવી નિડરપણે નરઘાં પકડી એટલે દયારામે પોતે ગાયન શરૂ કર્યું. બાવાજી બજાવવામાં એવા નિપુણ હતા કે ખરે તેમણે બિલકુલ ભૂલ ન કરી. સવારના ચાર વાગવા આવ્યા ને પ્રાતઃકાળનો વખત થયો, પણ બાવાએ નમ્યું ન આપ્યું. આસપાસ વાત ફેલાવાથી શ્રોતા શિવાય બીજા તફારીક સેંકડો લોકો આ રસિક ઝઘડો જેવા આવ્યા. દયારામને ભય લાગ્યો કે બાવાજી માન મૂકાવશે. છેવટ તેમણે એક અટપટો રાગ પસંદ કર્યો, એટલુંજ નહિ પણ તેમાં પ્રાસાદિની ગુંચવણ એવી લાવી મૂકી કે આખરે બાવાજી ગુંચવાઇ પડ્યા, ને લોકોએ તાળીઓ પાડી. દયારામે ધીમાશથી કહ્યું, સાબાશ છે બાવાજી, તમારી ઉસ્તાદીમાં બાકી નથી, તમારા જેવો કુશળ બજાવનાર મેં આજ પર્યંત જેયા નથી, એમ કહી પોતાના ગળામાંથી સોનાની કંઠી કાઢી બાવાને બક્ષીસ કરી ! હીરાની પરીક્ષા તો ઝવેરીજ કરે. આ વખતે જે કવિતા ગાવામાં આવી હતી તે તેજ વખતે બનાવી હતી એમ કહેવાયછે. જો આ વાત ખરી હોય તો શીઘ્ર કવિ તરીકે તે કેટલા શક્તિમાન હોવા જેઇએ ?

એક વખત અમદાવાદના કોઇ પંડિત આગળ દયારામનાં વખાણ થતાં જેઇ તે પંડિતે કહ્યું, કે તે પ્રાકૃતમાં કવિતા કરેછે તેથી તે માનને પાત્ર નથી. વખાણ કરનાર બોલ્યો, તેમની વાણી માત્ર પ્રાકૃત છે; પરંતુ તેમના વિચાર ઉંડા સંસ્કૃતજ છે (સંસ્કૃતમાં મહાકવિઓ જેવા વિચાર જણાવે તેવા ).એ ઉપરથી પંડિતે ચોવીસ પ્રશ્ન દયારામ ઉપર લખી મોકલ્યા. દયારામને લાગ્યું કે પંડિતને મદ થયો છે, તેથી તેમણે પ્રશ્નના કાગળ તળેજ એક પદ બનાવી લખી મોકલ્યું; તેમાં પોતે એવા તરેહવાર પ્રશ્ન કર્યા હતા, કે તે વાંચી પંડિત ડભોઈ આવી દયારામને નમ્યો, અને એક માસ રહી કવિ પાસેથી પ્રશ્નોના ખુલાસા લીધા.

આળીઉદેપુરના દરબારમાં કોઈ ચારણે બિહારીશતસાઇના દોહરામાંનો એક ગાયો. એજ વખતે દયારામે કરેલા હિંદુસ્તાની નવસેં દોહરામાંનો એક

કોઈએ કહી બતાવ્યો. એ દોહરામાં એવો પ્રસંગ વર્ણવ્યો હતો કે જાણે નાયક ( કૃષ્ણ ) નાયકાઓ ( ગોપીઓ ) ની વચ્ચે થઇ પસાર થાયછે, તે વખત એક નાયકાએ દોહરાનું એક પદ કહી તેમાં કંઇ સવાલ કર્યો, તેનો ઉત્તર નાયકે બીજા પદમાં આપ્યો; એટલે બીજી નાયકાએ સવાલનું ત્રીજું ચર્ણ કહ્યું, તેનો જવાબ નાયકે ચોથા ચર્ણમાં દીધો. રાજાએ ભાટને પૂછ્યું, આ બે દોહરા-માંથી કયો ચઢે ? ભાટે કહ્યું તુલના કરી એમાંથી કયો ચઢિયાતો તે નક્કી કરવાની મને સુઝ પડતી નથી; મને તો બંને સારા લાગે છે. રાજાએ કહ્યું, બિહારીદાસના દોહરામાં લૌકિક શૃંગાર છે, અને દયારામનામાં કૃષ્ણને નાયક ગણી ભક્તિશૃંગાર ગાયો છે માટે તે ચઢે.

કૃષ્ણ રાધા આદિ દેવ દેવીને નાયક નાયકા લઇ શૃંગારનું વર્ણન કરવું એ ભક્તિ મનાય છે, અને તેવે પ્રસંગે ગમે તેવો ઉઘાડો શૃંગાર વર્ણવે, તોપણ કવિ વિષે જેમ લોકોમાં તુચ્છકાર થતો નથી, તેમ જન સમૂહની સમક્ષ બેરાં-તે જાહેર રીતે ગાય, તોપણ સાધારણ લોકો બાધ લેતા નથી. પુષ્ટિમાર્ગના કવિઓને કદાપિ તેમના પંથને અનુસારે એવી કવિતાની છૂટ મળે, પરંતુ પ્રેમા-નંદ જેવા સ્વામીનારાયણના ત્યાગી સાધુ પણ એવા શૃંગારમાં ખુબ ઘૂમે, એ શું નવાઇ સરખું નથી ? નૃસિંહ મેહેતાએ અને દયારામે એટલો ઘેહેલો શૃંગા-ર ગાયો છે, કે તેનો જો ભક્તિના આચ્છાદનવડે ઢાંકપીછોડો ન થઇ શકતો હોત, તો તે કવિઓ ખરેખર નિંદ્ય ગણાયા વગર રહેત નહીં. જેમના વિચાર આવી જાતની ભક્તિને અનુસરતા નથી, તથા જેઓ પુષ્ટિમાર્ગના વૈષ્ણવી સંપ્રદાયમાં નથી, તેઓ આ કવિઓના શૃંગાર વર્ણનને ધિક્કારે છે. ભક્તિને કે બીજે ગમે તે નિમિત્ત પણ જો કોઇપણ વર્ણવેલો રસ મનુષ્યના મનોવિકાર-ને ઉશ્કેરી તેમને અવળે માર્ગે ચઢાવે એમ હોય, તો તે નિંદવા લાયકજ ગણાય. દયારામે હદબાહાર જઇ જે જે શૃંગારની કવિતા કરીછે, તે એવાજ પ્રકારની ગણ-વી જોઇએ.

પરંતુ બરોબર તપાસતાં કવિએ કરેલી વ્યભિચારી શૃંગારની કવિતા ઘ-ણી છે એમ માલમ પડશે નહીં. તેમની કવિતાનો મોટો જથ્થો શુદ્ધ શૃંગારનો માલમ પડશે. શૃંગાર એ જેમ રસમાં પ્રધાન છે, તેમ એનેજ જે કોઈ મુખ્ય-ત્વે અને સારી રીતે વર્ણવી જાણે, તે લોકોમાં માનીતો થાય, અને કવિ વર્ગ-

માં ખ્યાતિ પામે એ દેખીતું છે. જો એકલો શૃંગારજ લઇએ, તો મને લાગે છે, કે એ રસમાં દયારામ પેહેલા નંબરના કવિ ગણી શકાય. ગુર્જર વિદ્વાનો બહુ કરીને આ કવિને ત્રીજે નંબરે એટલે સામળભટ્ટની નીચે મૂકે છે; અને કેટલાક તો તેમને સામળભટ્ટથી ચઢિયાતા ગણી બીજે નંબરે મૂકે છે. દયારામના બધા ગ્રંથો જોયા શિવાય તેમની કવિત્વશક્તિની તુલના કરવી યોગ્ય નથી, એમ કવિ નર્મદાશંકર જણાવે છે, તે યથાર્થ છે. તેમની ઘણી કાવ્ય હજી અપ્રસિદ્ધ છે. જે જાહેરમાં આવી છે, તે મુખ્યત્વે શૃંગાર રસની છે. અને તે ઉપરથી એમને કોઈ ગૂજરાતના બાયરન ગણે છે.

ત્રિમાસિકમાં પ્રકટ થયેલી કેટલીક કવિતા ઉપરથી તે વાંચનારે કવિની કાંઇ વિશેષ શક્તિ જોઈ હશે. ઋતુવર્ણન એ તેમની પ્રૌઢ કવિત્વશક્તિ દેખાડી આપે છે. આજ સુધી ગૂજરાતી કવિતા ઉપર કોઇ કોઇ એવો દોષ મૂકતા, કે તે ભાષાની બાબતમાં નિર્માલ્ય હોય છે. ભાષાની પ્રૌઢતા, કાઠિન્ય, કે પંડિતાઈ ગૂજરાતીમાં હોતી નથી. જેમ ગૂજરાતી ભાષા જાતેજ સાદી ને સરળ છે, તેમ તેમાં થયેલી કવિતા પણ તેવાજ પ્રકારની છે. પરંતુ દયારામનું ઋતુવર્ણન બીજી જૂની કવિતાથી આ બાબતમાં જૂદું પડે છે. ભાષા અને અર્થ બંનેની પ્રૌઢતા એમાં જણાય છે. દયારામે સંસ્કૃતનો અને સાહિત્ય ગ્રંથોનો અભ્યાસ કરેલો હોવો જોઇએ, તેનો પણ એથી ખાત્રી થાય છે. પ્રબોધ બાવનીની કવિતા હિંદુસ્તાની ઢબ ઉપર છે. ચાલુ કહેવતોનો ઉપયોગ કરી આવી સુંદર પ્રસ્તાવિક કવિતા બનેલી પ્રાચીનકાવ્ય સંગ્રહમાં આપણે પ્રથમજ જોઇએ છીએ. કહેવતોને ધર્મબોધનાં સાધન કેવી ખૂબીથી કવિએ કરી બતાવ્યાં છે, તે જોઇ આનંદ થાયછે. મનમતિ સંવાદમાં પણ કહેવતોનો ઉપયોગ કરેલો જોવામાં આવે છે. એ સંવાદ અનુભવસિદ્ધ ને અસરકારક છે, પણ આ ગ્રંથમાંના રસિકવલ્લભ અને પુષ્ટિપથરહસ્ય વગેરે ગ્રંથો જોવાથી કવિની સૂક્ષ્મવાદશક્તિ તથા સ્વમત સ્થાપન કરવાની યુક્તિ જોઈ વાંચનારને તેથી પણ વધારે આનંદ થશે.

દયારામની ભાષા શુદ્ધ ગૂજરાતી અને તેમની શૈલી બહુ કરીને સરળ જોવામાં આવે છે. શબ્દલાલિત્યમાં કદાચ તે સૌ કવિઓને પછાત પાડે છે એમ કહી શકાય; કેમકે તેમણે શબ્દ પસંદગી એવી સંભાળથી કરેલી જોવામાં આવે છે, કે તેવડે તેમણે કાઢેલા મનના ઉભરા કે આપેલું તાદૃશ્ય ચિત્ર વિશેષ આકર્ષક, આનંદદાયક, અને મધુર લાગે છે. શબ્દમાં રહેલી

મોહની તેમણે શોધી કાઢી છે; શબ્દની કઠોરતા કે કોમળતા તેમણે પિછાણી છે; અને કયા રસને કેવા શબ્દ અનુકૂળ કે પ્રતિકૂળ થશે તે તેમણે અવલોક્યું છે: એવી અટકળ બાંધી શકાયછે.

કવિએ ભાષા (વ્રજ) ની અંદર ઘણી કવિતા કરી છે. તેમણે કરેલી શતસઈ વિદ્વાનો પ્રમાણ કરે એવો ગ્રંથ છે. એમાં ગૂઢપણું એટલું છે કે તેની ટીકા તેમણે જાતે કરેલી છે. વ્રજ ભાષાનો કવિએ સારો અભ્યાસ કર્યો હતો એમ એમની તે ભાષામાં કરેલી કવિતા ઉપરથી માલમ પડે છે. તેમણે કવચિત્ મરેઠી ને પંજાબીમાં કવિતા કરેલી છે. આ પ્રમાણે બીજી ભાષાઓની માહિતી તેમણે લાંબી મુદત કરેલી મુસાફરીવડે પ્રાપ્ત થઇ હતી. સારા કવિ નીવડવાને જગતના અવલોકનની જરૂર છે. બાયરને ઈટાલી, ગ્રીસ, ને સ્વિત્ઝર્લાંડમાં મુસાફરી કરી હતી, એટલુંજ નહીં પણ સ્વિત્ઝર્લાંડના સૃષ્ટિસૌંદર્યથી (સ્ત્રીજાતિનું પણ ખરૂં) મોહિત થઈ તે ઘણી વાર ત્યાંજ રહેતો. યાત્રા એ પર્યટનને માટે ધર્મશાસ્ત્રે મૂકેલી અગત્યની ફરજ છે, અને તીર્થો દેશને દરેક છેડે તથા રમણીય સ્થળોએ મુકરર કરેલાં હોવાથી યાત્રા કરનારને આખા હિંદુસ્તાનમાં અને તેના સુંદર ભાગોમાં ફરવાની જરૂર પડે છે. એથી કવિઓને વિશેષ લાભ થાય એ સ્પષ્ટ છે.

જોષી રણછોડના કહેવા ઉપરથી દયારામે ૧૩૫ ગ્રંથ અને બીજી છૂટક કવિતા કરેલી એમ કવિ નર્મદાશંકર જણાવે છે. મને મળેલી હકીકત ઉપરથી જણાય છે, કે તેમણે કુલ ગ્રંથો ૨૦૮ બાંધ્યા, અને તે ઉપરાંત સવા લાખ છૂટક પદ કર્યાં. આમાં કેટલી સચ્ચાઈ છે તે હાલ કહી શકાતું નથી. કેટલાક એમ કહે છે કે કવિ ઘણીવાર શીઘ્ર કવિતા કરતા. અને તે કોઈ ઉતારી લેનાર ન હોય, તો એમની એમ ચાલી જતી. વળી ઘણે પ્રસંગે કોઇ ઉતારી લે, તો તે તેની પાસેજ રહે, એટલે પ્રસિદ્ધીમાં ન આવે. 'ગૂજરાતી' જણાવેછે કે ચાણોદ ડભોઈમાં સ્ત્રીઓ જે મોંદેથી ગાયછે, તેનો જો કોઇ ઉતારો કરે તો તેવડે મોટો સંગ્રહ થાય. જે ગ્રંથો તેમના શિષ્ય ઘેહેલાભાઇએ ઉતાર્યા છે, તેની યાદી તેમણે આપ્યા પ્રમાણે નીચે ઉતારી છે.

## दयारामकविकृत ग्रंथो.

१ ક્લેશકોઠાર.
२ પુષ્ટિપથરહસ્ય.
૩ અક્રૂળચરિત્રચંદ્રિકા.
૪ સિદ્ધાંતસાર ગ્રંથ.
૫ વિજ્ઞપ્તિવિલાસ ગ્રંથ.
૬ પ્રમેયપંચાવ તથા સ્વાંતકરણ સમાધાન.
૭ બ્રાહ્મણ ભક્ત વિવાદ નાટક.
૮ ક્ષમાપરાધષોડશી.
૯ રસિકવલ્લભ ગ્રંથ.
૧૦ મનમતિસંવાદ.
૧૧ શ્રીયમુનાસ્તવન. ( છંદ ભુજંગી )
૧૨ શ્રીપુરૂષોત્તમપંચાંગ.
૧૩ શ્રીકૃષ્ણયજ્ઞોત્રશતનામચિંતામણિ.
૧૪ શ્રીવૃંદાવનવિલાસ.
૧૫ વસ્તુવૃંદનામદીપિકા.
૧૬ શ્રીભાગવતઅનુક્રમણિકા.
૧૭ શ્રીગીતામાહાત્મ્ય.
૧૮ શ્રીકૃષ્ણનામાવળિ.
૧૯ શ્રીહરિભક્ત ચંદ્રિકા.
૨૦ પ્રશ્નોતરમાલિકા.
૨૧ વ્રજવિલાસામૃત ગ્રંથ.
૨૨ શ્રીકૃષ્ણસ્તવનચંદ્રિકા.
૨૩ પ્રબોધબાવની.
૨૪ શિક્ષા તથા પરીક્ષા પ્રદિપ ગ્રંથ.
૨૫ શતસૈયા.
૨૬ દશમઅનુક્રમણિકા.
૨૭ ષડૃઋતુ.
૨૮ પ્રેમરસગીતા.
૨૯ રૂક્મિણીવિવાહ.
૩૦ સત્યભામાવિવાહ.
૩૧ રસિકરંજન.
૩૨ સ્વરૂપતારતમ્ય ગ્રંથ.
૩૩ પિંગલસાર ગ્રંથ.
૩૪ ચાતુરચિત્તવિલાસ.
૩૫ કૌતકરત્નાવળિ.
૩૬ અજામેલનું આખ્યાન.
૩૭ ચિંતામણિ.
૩૮ શ્રીભાગવતનું માહાત્મ્ય.
૩૯ હરિભક્તરત્નમાળા.
૪૦ મંગળાનંદમાળા.
૪૧ ભક્તિપોષણ ગ્રંથ.
૪૨ વિશ્વાસાગત ગ્રંથ.
૪૩ શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમાધુરી.
૪૪ પ્રસ્તાવિષપિયૂષ.
૪૫ શ્રીકૃષ્ણનામમાહાત્મ્યમંજરી.
૪૬ સ્વભ્યાપારપ્રભાવ ગ્રંથ.
૪૭ શ્રીગુરૂપ્રભાવચંદ્રિકા.
૪૮ શ્રીકૃષ્ણનામરત્નમાલિકા.
૪૯ શ્રીકૃષ્ણનામામૃતસ્વનુલઘુ.
૫૦ શ્રીકૃષ્ણનામામૃતધારા.
૫૧ વિનયબત્રીશી.
૫૨ અષ્ટપટરાણીનો વિવાહ.
૫૩ ભ્રાંતિભંજન.
૫૪ શ્રીકૃષ્ણનામચંદ્રકળાસ્તોત્ર.
૫૫ શ્રીહરિભક્તા—
૫૬ કાળજ્ઞાનસારાંશ.
૫૭ મૂર્ખલક્ષણાવળિ.

આ શિવાય બીજા ગ્રંથ નીચે પ્રમાણે જાણવામાં આવ્યા છે. ચિંતાચૂર્ણ, ગુરૂશિષ્યસંવાદ, અંતઃકર્ણસમાધાન, અનુભવમંજરી, અને પ્રેમમંજરી.

તેમણે કરેલા બધા ગ્રંથ કંઈ મોટા નથી; કેટલાક તો માત્ર બે ચાર પૃષ્ઠના જોવામાં આવે છે. તેમણે છેલ્લો ગ્રંથ પ્રશ્નોત્તરમાલિકા નામનો બાંધ્યો હતો, જેનું પૂર ચાર હજારનું કહેવાય છે. એ ગ્રંથ અધુરો રહી ગયો છે.

દયારામે ઉત્તરાવસ્થામાં બાર વર્ષ સુધી બિમારી ભોગવી હતી, અને તે વખત તે માત્ર અચ્છેર દૂધ પીને રહેતા એમ કહેવાય છે. તેમને મૂત્રકચ્છ્નો મોટો વ્યાધિ હતો. કવિ નર્મદાશંકર લખે છે, કે તેમને પાંચ આજાર હતા. ગુદે ત્રણ ભગંદર, તાવ, પરમિયો. સારણગાંઠ ને અંતરગળ ! કેવા ભયંકર વ્યાધી ! ! એમ છતાં કહે છે કે તે બિલકુલ દવા કરતા નહીં ! જ્યારે કોઇ દવા કરવાની સલાહ આપે, ત્યારે તે કહે કે, એ તો દેહના ધર્મ છે, તે દેહને પીડેજ. આટલી પીડા છતાં, જ્યારે તંબુરો લઇ ગાવા મચે, ત્યારે જાણે કોઈ જાતની ઇજા ન હોય, તેમ તે આખી રાત આનંદમાં ને એકી પલાંઠીએ કાઢે. ગાયન બંધ કર્યા પછી પાંચ સાત વાર લાગલગટ પેસાબ પાણી સારૂં જવું પડે. ને પછીથી તે થાકીને લોથ થઇ પડે. આવી બિમારીમાં રતનબાઈ સોનારણે જેવી તેમની ચાકરી કરી છે, તેવી પરણેલી પત્નીઓ પણ ક્વચિતજ કરતી જોવામાં આવે છે.

કવિએ ઈશ્વર શિવાય કોઈ મનુષ્યની પ્રશંસા કરી નથી, તેમ તેમણે કોઈ આગળ હાથ ધર્યો નથી. એમ છતાં લોકો તેમને ઘણી ભેટ કરતા. પોતે ખાવાપીવામાં શોખી હોવાથી તે પરિણામે તેમને કંઈક વધારે ખરચ થતું. વળી અનેક જાત્રાઓ કરવામાં ખરચ થયું હશે તે, તથા પોતે જીવતક્રિયા કરી રૂપિયા ચાર હજાર ખરચેલા તે જોતાં લોકોએ તેમની સારી કદર બુઝી હશે એમ લાગે છે. કવિનું શરીર ગૌર, પાતળું ને દેખાવડું હતું. તે ટીપે ચવે એવા કસુંબલ રંગની સાડાદરીઆ ઘાટની પાઘડી. મલમલનાં ઝીણાં અંગરખાં, ને નાગપુરી ધોતિયાં પેહેરતા. સાધારણ માણસ કરતાં લગભગ બમણો આહાર એમને હતો એમ કહેવાય છે, અને તેથી તેમનો બાંધો મજબુત હોવો જોઈએ, એવું અનુમાન થાય છે.

તેમણે અંતકાળે કરેલી કવિતા ઘણી બોધક છે. "શરણ પડ્યો છું રે શ્રીહરિ" વગેરે જે પદો ગાયાં છે તે એ સમેનાં છે. કદાચ પોતે ગુજારેલી ઉદ્ધત જીંદગીનું તેમને એ વખતે ભાન થયું હશે. માંદગીના વખતમાં તે એકા-

ર પોતાના મોં આગળ પડેલા ઢેખાળા સામું જોયા કરતા હતા, તે જોઇને પાસે બેઠેલાએ પૂછ્યું, એમાં શું જુવો છો? કવિએ કહ્યું, મૂળે આખી ઇંટ હતી, તેની અથડાઇ કૂટાઇને આવી દશા થઈ, તે ઉપરથી મને વિચાર થાય છે કે, મારી કવિતાની પણ પાછળથી આવીજ દશા થશે; કેમકે નકલ કરનારા અર્થનો અનર્થ કરી નાખશે. તથા મારી કવિતા યથાર્થ સમજનારા પણ કવચિત્ મળશે. આથી મને દિલગીરી થાય છે.

દયારામે સંવત ૧૯૦૮ માં એટલે સને ૧૮૫૨ માં દેહ મૂકી.

દયારામે પોતે લખેલું પુસ્તક તથા પોતાનો તંબુરો શિષ્ય વસંતરામને ત્યાં છે. કવિની અસલ છબી રતનબાઈ સોનારણ પાસે હતી. તે બાઈ તેની નિત્ય પૂજા કરતી. એ છબી કયાં ગઇ તે જાણવામાં નથી. તેમના શિષ્ય રણછોડને ત્યાં જે છબી છે, તે અસલ નથી, પણ અસલ ઉપરથી લેવાયલી નકલ છે, એમ કહેવાય છે.

# ગ્રંથવિવેચન.

ગૂજરાતી ભાષાના ઉત્તમ કવિઓમાંના દયારામ પણ એક છે. તેમણે ગૂજરાતી ભાષામાં જે અતિ સુરસ કાવ્યરૂપ પદ, ગરબીઓ, વગેરે લખ્યાં છે તેથી તે એટલા પ્રસિદ્ધ થઇ ગયા છે કે તેનાથી કોઈ પણ ગૂજરાતી ભાગ્યેજ અજાણ્યો હશે. દયારામની વાણી મધુર અને ચિત્તાકર્ષક છે. તેણે કેટલાંક કાવ્યો પણ લખેલાં છે અને તેમાં શૃંગાર એવો ઉત્તમ રીતે વર્ણવ્યો છે કે જ્યારે આપણે તેના ભક્તિબોધક ગ્રંથો જોઈએ છીએ ત્યારે આપણને કાંઈક વિસ્મય લાગે છે. તેમણે કેવળ શૃંગારનાજ ગ્રંથો લખ્યા છે એમ નથી, પણ પ્રસ્તુત રસિકવલ્લભ વગેરે ભક્તિ માર્ગના પણ ગ્રંથો લખ્યા છે. જેમાં શૃંગારની છાંયા પણ નથી; તથાપિ તે કૃષ્ણ રાધાનો શૃંગાર વર્ણવતા હોય તેમાં જેવી તેમની વાણી પ્રિય લાગે છે તેજ પ્રમાણે આ રસિકવલ્લભ અને પુષ્ટિપથરહસ્ય વગેરેમાં પણ તેમની વાણી પોતાની સ્વાભાવિક મધુરતા તજી દેતી નથી! દયારામભાઇ વલ્લભાચાર્યના મતના મરજાદી વૈષ્ણવ હતા તેથી આગ્રહ પૂર્વક પોતાના મતનું પ્રતિપાદન કરે એ દેખાઈતુંજ છે. અને તેમના સ્વભાવની ઉષ્ણતા, દૃઢતા, હઠ, મતાગ્રહ, વગેરે કવિના ચરિત્રને લગતા ખાસ ગુણોનું સ્વરૂપ પણ તેમના બીજા કાવ્ય ગ્રંથો કરતાં આવા ગ્રંથોમાંથીજ વધારે સરસ રીતે બાંધી શકાય છે. ખરા કવિઓ બહુધા સ્વતંત્ર અને નિસ્પૃહી હોય છે. તેઓએ કવિતા રચવી એ તેમના પોતાના આનંદને અર્થે છે અથવા એવો તેમનો સ્વભાવ છે. તે છંદોબદ્ધ લખે, રાગબદ્ધ લખે, ગદ્યમાં લખે કે વ્યાખ્યાન માત્ર કરે, પણ તેની વાણીમાંથી કવિતાની ચમત્કૃતિ નાશ પામતી નથી. પણ જે પ્રાસાદિત કવિ ન છતાં ધન, માન, કીર્ત્તિ, વગેરેની લાલચથી જે કવિતા કરે છે તેમની કવિતામાં તેવો ચમત્કાર ભાગ્યેજ હોય! રાજાઓની બિરૂદાવળિ કે પ્રશસ્તિ લખનાર કવિઓ લોકરંજનપરતાના અપવાદમાંથી બચી જાય છે, કેમકે તેમની કવિતાનો તે મુખ્ય વિષય નથી પણ કાર્યવશાત્ તેઓ તેમ કરતા જણાયા છે. દયારામે તો કોઇની સ્તુતિ કરીજ નથી પણ માત્ર રાધાકૃષ્ણ જે પોતાના ઉપાસ્ય દેવ તેમનો સંભોગ વિપ્રલંભ વગેરે વર્ણીને યા-

કર્યા પછી વૈષ્ણવમતની પુષ્ટિ તથા ઉપદેશને અર્થે દૃઢ કમ્મર બાંધીને રસિકવલ્લભ વગેરે ગ્રંથો લખ્યા છે. આ ગ્રંથોમાં શું છે તે આપણે હમણા જોઇશું, તે પહેલાં એટલું કહેવું જરૂરનું છે કે કાવ્ય તરિકે નિરીક્ષા કરવા જેવું એમાં વિશેષ નથી; જો કે છંદોબદ્ધ વાણી છે અને તે કવિના મુખની છે તેથી તેમાં તેની સ્વાભાવિક મધુરતા, કવચિત્ શબ્દ અને અર્થના અલંકાર, દેવ વિષય, રતિભાવનું વર્ણન, નગરાદિનું વર્ણન, ગુરૂનો મહિમા, શિષ્યનો વિનય, ઇત્યાદિ તો દૃષ્ટિએ આવશેજ; તથાપિ એને કાવ્ય વર્ગમાં મૂકવો કે કેમ એ વિચારની વાત છે.

વૈષ્ણવ સંપ્રદાયના કોઇ ભક્તને આ ગ્રંથ જેમ પ્રીતિકર થશે તેમ બીજાને–તેથી વિરૂદ્ધ મતવાળાને પણ તે ઘણે દરજ્જે પ્રીતિકર થશે એમ આ ગ્રંથ જોઈ અમે કહી શકીએ છીએ. કેમકે કવિએ પોતાનો મત પ્રતિપાદિત કરવાને જે જે યુક્તિઓ અને પ્રમાણની યોજના કરી છે, પ્રતિપક્ષીની યુક્તિઓનું ખંડન કર્યું છે, જેનું નિરાકરણ કરતાં પોતે ગૂંચાઇ જાય તેને યુક્તિ પુરઃસર ઉડાવ્યું છે, એ સર્વમાં કવિની કારીગરી રમૂજ સાથે મનન કરવાને સાહિત્ય આપે એવી છે; જો કે કવિએ પ્રતિપાદિત સિદ્ધાંતજ સત્ય છે અને બીજાનો અસત્ય છે એ વિષે મત આપવાથી અમે વેગળા રહીએ છીએ. બહુધા આ રસિકવલ્લભમાં વેદાંત મતનું અથવા ખરી રીતે કહીએ તો વેદાંતના જે જ્ઞાનનો શુષ્ક વેદાંતીઓ ઉલટો ઉપયોગ કરી ઉભયતો ભ્રષ્ટ થઇ જાય છે તેનું ખંડન કર્યું છે. વેદાંત જેવા વાદના ગહન વિષયનું ખંડન કરી શુદ્ધાદ્વૈત નામથી ઓળખાતા દ્વૈત માર્ગનું આવા નાના ગ્રંથમાં સ્થાપન થાય અને તેમાંથી કાંઇ પ્રશ્નો ન ઉદ્ભવી શકે એ ન માનવા જેવી વાત છે, પણ શ્રીવલ્લભાચાર્યે તેવા ગ્રંથો લખ્યા છે તેના આધારથી કે પછી કવિની સ્વતઃ કલ્પનાથી સમયને અનુકૂળ આ ગ્રંથ કવિએ રચ્યો તે સારો વખણાયો હશે એમાં શક નથી.

ગ્રંથનો વિષય ધર્મને લગતો છે, માટે તેનું વિવેચન કરી અમુક નિર્ણય કાઢી આપવો એ કામ વિવાદ ઉત્પન્ન કરનારૂં છે, તોપણ એટલું તે કહેવું નિરૂપયોગી નહિ ગણાય કે જે પુરૂષોની બુદ્ધિ તત્વજ્ઞાનમાં પ્રવેશ કરી શકતી નથી, અથવા પ્રવેશ કરી શકે છે તો તેમાંથી કાંઇએક દૃઢ નિર્ણય ઉપર

આવતી નથી, અથવા આવે છે તો તે પ્રમાણે પોતાનું વર્તન રાખી આત્મહિત કરી શકતી નથી, તેમને ઇશ્વરભક્તિ કરતાં વધારે શ્રેયસ્કર બીજું શું છે? ભગવદ્ગીતામાં પણ તત્વવેત્તા વ્યાસ મહાત્મા કહે છે કે, " अव्यक्ताहिगतिर्दुःखंदेहवद्भिरवाप्यते—અવ્યક્ત ગતિને પ્રાણીઓ દુઃખે કરીને પ્રાપ્ત કરી શકેછે " અર્થાત્ જે વસ્તુ સ્પષ્ટ જોવા જાણવામાં આવતી નથી તેને વિષે ચિત્તની વૃત્તિઓનો આરોપ કરીને અથવા તદ્રૂપ થઈને સંસારના વિષયોમાં મનથી ઉદાસ રહેવું અતિ દુષ્કર કાર્ય છે. સાંખ્યજ્ઞાનની આ વાત કહી; યોગધર્મ પણ અતિ કઠણ છે. પ્રાણાયામાદિ પ્રકારથી મનની એકાગ્રતા કરી તેને સ્થિર કરવામાં જે કષ્ટ છે તે સહુ કોઇ જાણે છે. ત્યારે આસ્તિક મનુષ્યે ક્યાં પોતાની શ્રદ્ધા સ્થાપન કરવી? એજ વ્યાસમહાત્મા ભાગવતમાં કહે છે કે, " स्थित्यादयेहरिविरिंचिहरेतिसंज्ञाः श्रेयांसितत्रखलुसत्वतनोर्नृणांस्युः—જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને લય રૂપ કાર્યને વિષે એકજ ચિન્મયતત્વ હરિ, બ્રહ્મા અને હર, એવાં નામ ધારણ કરે છે, તેમાંથી જે સત્વમૂર્ત્તિ તત્વ હોય તેના ઉપાસનથી–તેની ધ્યાનધારણાથી– તેનેવિષે અનન્ય પ્રેમ રાખવાથી કલ્યાણ થાયછે. દયારામે એજ સિદ્ધાંત સ્થાપિત્ કર્યો છે અને નિષ્પક્ષપાત બુદ્ધિએ જોવાથી તે કોઇ શાસ્ત્રને કે મતમાર્ગને વિરોધી નથી. જો કે તેમાં અદ્વૈત વાદનું ખંડન કર્યું છે, પણ તેનું તાત્પર્ય એમ નીકળે છે કે આવોજ અદ્વૈતમાર્ગ જો કોઈ માનતો હોય અને પછી " अहंब्रह्मास्मि " થઇને યથેષ્ટ આચરણ કરતો હોય તો તે સર્વથા નિંદ્ય છે. વેદાંતના આચાર્યો પણ એવા વિપરીત જ્ઞાનીને નિંદેજ છે.

રસિકવલ્લભના આરંભમાં કવિ વલ્લભ મતાનુયાયીને ઘટે તેવું મંગળાચરણ કરીને પછી નવ પદ સુધી તીર્થયાત્રાનું વર્ણન કરેછે. તે પોતે નાનપણમાં અનેક તીર્થ ફર્યો હતો તેનું સ્મરણ કરી કરીને તેણે સંક્ષિપ્ત તીર્થયાત્રા વર્ણી હોય એમ જણાય છે. દશમા પદમાં તીર્થ યાત્રા કરીને આવેલો શિષ્ય વૈષ્ણવ ગુરૂને મળેછે અને પૂછે છે કે હે ગુરૂ ! આત્યંતિક કલ્યાણ કેવી રીતે થાય ? ગુરૂ ઉત્તર આપેછે કે પરમેશ્વરને પૂજવાથી—ભજવાથી. ત્યારે શિષ્ય પૂછે છે કે પરમેશ્વર કેટલા છે? ગુરૂ–એક. બીજા દેવો છે તો ખરા પણ તે હરિથી નબળા છે માટે તેમને ન પૂજવા, આ સિદ્ધાંત બતાવવામાં દયારામભાઈ બીજા દેવોને નિંદતા નથી પણ સર્વનો કર્ત્તા એકજ ઇશ્વર છે અને તેજ

પૂજ્ય છે એમ જણાવી આપેછે. વળી અનેકને વિષે સમાનપણે પૂજ્ય બુદ્ધિ રાખવાથી મનની વૃત્તિઓ અનેક તરફ વિખરાયલી રહેવાથી મનની દૃઢતા ટકી શકતી નથી અને કેટલાક મનુષ્યત્વને ઉપયોગના ઉત્તમ ગુણો નાશ પામેછે. એકાગ્રતા સંપાદન કરવી એ જે ધ્યાનનો મુખ્ય હેતુ તે પણ એથી નાશ થાય છે. અસ્તુ. હવે ૧૦–૨૬ સુધી પદમાં સાકારવાદ વગેરેનું પ્રતિપાદન કર્યું છે, પદ ૨૭–૩૨ સુધીમાં અભેદવાદનું ખંડન વગેરે વર્ણ્યું છે. પદ ૩૩ મામાં વિવર્તવાદનું ખંડન છે. પદ ૩૮ મામાં અભેદવાદના ખંડનનાં અનુમાન કર્યાં છે, તે વાંચનારને બહુ ગમ્મત આપે એવાં છે. પદ ૪૨ મામાં અદ્વૈત વાદનું ખંડન છે. પદ ૫૭ મામાં ભક્તિનું સ્વરૂપ વર્ણવ્યું છે અને ભક્તિની શ્રદ્ધાવાળાએ તે અવશ્ય જાણવા જેવું છે. એમાં જે ક્રમ ભક્તિ પ્રાપ્ત કરવાને બતાવ્યો છે તે અતિ ઉત્તમ છે. પદ ૬૯ મામાં ભક્તિની પ્રાપ્તિનો ઉપાય બતાવ્યો છે. ને પદ ૮૬ મામાં 'एकमेवाद्वितीयंब्रह्म' એવા વેદના મહાવાક્યનો અર્થ કરી એમ પ્રતિપાદિત કર્યું છે કે રાધા અને કૃષ્ણ બે રૂપની એકતા સૂચન કરનારું એ વાક્ય છે. ત્યાર પછીનાં પદમાં યમુના, ગોપી, તિલક, પ્રસાદ, તુલસી, ચરણામૃત, નૈવેદ્ય, ગોપીચંદન, વગેરેનો મહિમા વર્ણ્યો છે. પદ ૯૬–૧૦૩ સુધીમાં ઇશ્વરનું કર્તુમ્, અકર્તુમ્, અન્યથા કર્તુમ્પણું સિદ્ધ કર્યું છે. પદ ૧૦૪ મામાં વૈષ્ણવે કેવી રીતે ઉપાસન કરવું વગેરે વૈષ્ણવને ઉપયોગી આચારનો સંક્ષેપમાં સંગ્રહ કર્યો છે. પદ ૧૦૫—૧૦૬ માં વૈષ્ણવભક્તના દોષ કોઇએ જોવા નહિ એ અર્થનું પ્રતિપાદન છે. દયારામને વિષે કોઇ દોષારોપ તે વખતે કરતા હશે તેમનું સમાધાન કરવાનો અથવા બીજાઓના કહેવાથી પોતાના મિત્રોની પોતાને વિષે દુર્બુદ્ધિ ન થાય એવા હેતુથી પદ ૧૦૬ ઠામાં 'હરિકૃત દોષ' એવો દોષનો વિભાગ પાડી દોષારોપથી બચવાનો યત્ન કર્યો જણાય છે. આ માત્ર અટકળ છે અને તેટલા ઉપરથી દયારામે પોતાનો બચાવ કરવાને એ પદ ગ્રંથમાં દાખલ કર્યું છે એમ કહી શકાતું નથી; પણ દયારામ કોઈ પ્રકારથી પણ દૂષિત હોય તો આ અનુમાન ખરું ઠરે એમ કહેવાનો અભિપ્રાય છે. પદ ૧૦૭–૧૦૮માં ઉપસંહાર કરી રસિકવલ્લભ ગ્રંથ પૂરો કર્યો છે. આ ગ્રંથમાં એકસો આઠ પદ છે અને દરેક પદમાં બે કડી ચોપાઇની અને છ કડી ઢાળની મળીને આઠ કડી છે. એકજ પદમાં નવ કડી થયેલી છે. કવિની પદ્યરચનામાં કોઇ સ્થળે માત્રાતાળનો ભંગ થતો નથી. કોઈ ઠામે અલ્પ

યતિભંગ જણાય છે તે પણ ત્વરાથી લખી કાઢેલા પદ્યને લીધેજ છે અને તે અમારે મતે કવિનો દોષ નહિ પણ તેની મહાશક્તિનાં દૃષ્ટાંત છે.

આ પુસ્તકમાં દયારામભાઈનો બીજો એવોજ પુષ્ટિપથરહસ્ય નામે ગ્રંથ સમાયલો છે. પુષ્ટિપથ( વલ્લભસંપ્રદાય)તે શું ? એનું ખરું રહસ્ય એમાં બતાવ્યું છે. એ પંથ સંબંધે આજના સમયમાં ઘણી વિરૂદ્ધ વાતો ચર્ચાય છે એટલે આ ગ્રંથનું વિવેચન કરી દોષાદોષ દર્શાવવા અમે ઉચિત ધારતા નથી.

પુષ્ટિપથરહસ્ય પછી રૂક્મિણીનું સીમંત લેવામાં આવ્યું છે. એ સીમંત સ્ત્રીઓના સીમંત પ્રસંગે સ્ત્રીઓને ગાવા લાયક છે. તેમ બીજા વાંચનારને પણ સીમંત સમયના રીતિ રિવાજની માહિતી મળે તેવું છે.

ત્યારબાદ દયારામભાઇ કૃત પ્રશ્નોત્તરમાળા નામે એકસો આઠ પ્રશ્નોત્તરનો નાનો ગ્રંથ દાખલ કર્યો છે. એ પ્રશ્નોત્તરો એવા તો સરસ છે કે તેનાં જેટલાં વખાણ કરીએ તેટલાં થોડાં છે. એ વ્યવહાર અને પરમાર્થ બન્ને શીખવે છે. એમાં કોઇ કોઇ ઠામે ધર્મશ્રધ્ધાને તથા તે વખતના લોકાનુવાદને અનુસરીને વચનો લખ્યાં છે તથાપિ તે સારાંછે. એ ગ્રંથ સેહેલો હોવાથી જરૂર પડી ત્યાં વાકયમાંજ કૌંસની અંદર અર્થ આપ્યાછે: ટીકા કરી નથી.

એ પછી પુરૂષોત્તમપંચાંગ એટલે પુરૂષોત્તમ, શ્રીવલ્લભ, રાધિકા વ્રજભક્ત, અને વિઠ્ઠલ, એમનાં દરેકનાં એકસોઆઠ નામ છંદમાં ગૂંથ્યાં છે. છેવટે દયારામકૃત પરચુરણ સમશ્યાઓ તથા શ્લોક નમુનામાટે આપ્યા છે.

આવીરીતે સંગ્રહીત દયારામ ભાઈના આ પુસ્તકમાં શૃંગાર સંબંધી કવિતા સંભાળથી વર્જી છે. એ કવિએ વર્ણેલો શૃંગાર કોઇ કોઇ વાર કાંઠો મૂકીને છલી જાયછે અને આ પુસ્તકમાળા અમુક વર્ગનેમાટેજ નહિ પણ સર્વને માટે છે તેથી હદ બાહારના ઘેલા શૃંગારને તેમાં જગા ન આપવી એ સારૂં છે. એમ સુજ્ઞ વાંચનાર ધારશે. આ ગ્રંથમાંથી વાચકને દયારામનું અનન્ય ભક્તિ વિષે દૃઢ શ્રદ્ધાળુપણું પ્રતીત થયા વિના રહેશે નહિ અને જનમંડળમાં હમણા હમણા જે ધર્મશ્રદ્ધા ડામાડોળ થવા બેઠી છે તેને આ દયારામભાઇની વાદ વિવાદમય છતાં રસિક, સાદી અને મનોરંજક કવિતાથી કાંઈક અંશે લાભ થશે એમ અમારૂં ધારવું છે.

श्री जगदीश्वराय नमः

# दयारामकृत.

# रसिकवल्लभ.

## રાગ સામેરી.

પ્રથમજ પ્રણમું શ્રી ગુરૂ પાય જી, વા'લે વંદુ શ્રી વ્રજરાય જી;
અષ્ટ સખા વંદુ હરિરૂપ જી, રસિકશિરોમણિ કવિકુળભૂપ જી. ૧
મુજને જાણી સહુ નિજ દાસ જી, મુજ હૃદયામાં પૂરો વાસ જી;
મુજને ભાસે નિજ પ્રભુપંથ જી, રચું રસિકવલ્લભ શુભ ગ્રંથ જી. ૨

## ઢાળ.

આ ગ્રંથ રચના કરૂં છું, ગુરૂ શિષ્ય સંવાદે કરી;
જેમાં ખંડન માયાવાદ શુદ્ધા દ્વૈત પ્રતિપાદન ભરી. ૩

---

૧ રાગ સામેરી—છેવટની 'જી' બાદ કરતાં 'ચોપાઇ' છે. વા'લે—વાહાલથી. વ્રજરાય—કૃષ્ણ. અષ્ટસખા—સુરદાસ વગેરે આઠ પરમ ભક્ત થઇ ગયા છે તેમને અષ્ટ સખા કહે છે: રસિકશિરોમણિ—સપ્તમી તત્પુરૂષ, અષ્ટ સખાનું વિશેષણ. કવિકુળભૂપ—કવિઓના કુળના રાજા—અર્થાત્ સર્વોત્તમ કવિરૂપ. અષ્ટ સખાનું વિશેષણ. અથવા હરિરૂપ અષ્ટ સખા, રસિકશિરોમણિ પુરૂષો અને કવિકુળભૂપ એવા બીજા પુરૂષો એ સર્વને હું પ્રથમ પ્રણામ કરૂં છું.

૨ રસિકવલ્લભ—રસયુક્ત અને તેથી પ્રિય. અથવા રસિક—રસજ્ઞ પુરૂષોને વલ્લભ.

૩ ઢાળ—ઢાળનાં પેહેલાં બે ચરણ હરિગીતનાં છે, તથા બાકીનાં ચરણ ૨૬ માત્રાના શંકર છંદનાં છે. માયાવાદ—જગતનું કારણ અનિર્વચનીય (જેને સત્ કે અસત્ બે માંથી એકે રૂપે કહી શકાય નહિ એવી) માયા છે એવો વાદ કરનારા વેદાંતી વગેરે. શુદ્ધા દ્વૈત ઇ૦—જે ગ્રંથની રચના શુદ્ધા દ્વૈતમતના પ્રતિપાદનથી ભરેલી છે. કર્ત્તા અને કાર્ય, સ્વામી અને સેવક, જીવ અને ઇશ્વર, ઈત્યાદિ દ્વૈત (બેનું જોડું) કહેવાય છે. બેની એકતાને દ્વૈત કહે છે.

જેથકી સહુ સંદે' ટળે, સિદ્ધાંત સૂધું ભાસે;
પડે પ્રતીતિ પર્વતપ્રાયે, [ નિશ્ચે ] ભ્રમણ ભ્રાંતિ નાસે. ૪
હોય પ્રકટ ભક્તિ પ્રેમ, શ્રીગિરિધર વસે ઉરમાંય;
નિજ કરી કરૂણાદૃષ્ટિ ભાળે, સહજ ઝાલે બાંય. ૫
એવું કથન હું કરૂં છું, શ્રીગુરૂ કૃષ્ણ પ્રતાપ;
સ્થાપન સગુણ સાકારનું, હરિ વિશ્વ કરતા આપ. ૬
નિત્ય ધર્મ સેવક સ્વામીનો, ઐક્યતા નહીં કો કાળ;
ઇત્યાદિ વર્ણન કરીશ સરળ, જેમ સમજે બાળ. ૭
ગ્રહી શાસ્ત્રમત ઇતિહાસ અદ્‌ભુત, યુક્તિ સહ દૃષ્ટાંત;
જે સુણ્યેથી જન દયાપ્રીતમ, કૃષ્ણ પદ રહે ચંત. ૮

## પદ ૧ લું.

શિષ્યે પૂછ્યું શ્રીગુરૂ પ્રત્ય જી, કયમ ભમતી રહે મારી મત્ય જી;
કૃપા કરી તે મુજને કહિયે જી, શર્ણાગત છું નિજનો લહિયે જી. ૧
મેં અવલોક્યા છે બહુ ગ્રંથ જી, તેથી ન ચોટે મન એક પંથ જી;
હું વચળેલો દોષ ન ધરશો જી, પૂછી સાંધેલું ક્રોધ ન કરશો જી. ૨

---

૪ સૂધું–સીધું. પ્રતીતિ—વિશ્વાસ. પર્વતપ્રાયે—પર્વત સરખી અચળ.

૫ નિજ કરી–પોતાનો કરીને. કરૂણા દૃષ્ટિ( એ ). સહજ ઈ૦–સહેજ બાંય ઝાલે–સહાય કરે.

૬ સગુણ–દીનબંધુત્વાદિ ગુણ સહિત. સાકાર–આકાર સહિત અર્થાત્ ઈશ્વરના સગુણપણાનું તથા સાકારપણાનું હું સ્થાપન કરીશ. (જે) હરિ આપ –પોતે વિશ્વના કર્ત્તા છે.

૭ સેવક સ્વામીનો ઈ૦–સેવ્ય સેવક ધર્મ નિત્ય છે–અનાદિ અને અનંત છે. મતલબ કે એક સેવક અને બીજો સેવ્ય એ વિધિ અનાદિથી ચાલ્યોજ આવે છે. ઐક્યતા–एकमेवाद्वितीयंब्रह्मनेहनानास्तिकिंचन । ઈત્યાદિ જીવ બ્રહ્મની એકતા પ્રતિપાદન કરી છે તે યથાર્થ નથી.

૮ અદ્‌ભુત—યુક્તિ ( અનુમાનાદિ )નું વિશેષણ. ચંત—મન. દયાપ્રીતમ—દયારામના પ્રીતમ—પ્રિયતમ કૃષ્ણ.

૧. પ્રત્ય–પ્રત્યે. રહે–અટકે. મત્ય–મતિ. શર્ણાગત–( શરણ + આગત ) શરણે આવેલો. નિજનો–પોતાનો. ૨. અવલોક્યા–જોયા. વચળેલો ઈ૦—હું

## ઢાળ.

મન ક્રોધ ઉપજે એવું, અવળું પૂછવું પડશે ખરૂં;
તે વિના ભ્રમ ભાગે નહિ, માટે પ્રથમ વિનતિ કરૂં. ૩
મેં સંગ કર્મઠ બહુ કર્યા, સંન્યાસી યોગી અત્ય;
તેથી તમારા વચનમાં, સંશય રહે કહું સત્ય. ૪
આપે કથા અદ્‌ભુત કહી, મેં શ્રવણ કીધી સાર;
તે તદપિ ઉરમાં નવ ઠરી, ત્યાં સંશય સભર વિકાર. ૫
જ્યાં લગી સંશય ત્યાં લગી, પ્રભુ ! સફળ થાય ન ધર્મ;
તે માટ નિઃસંદેહ થાવું, શ્રીગીતા ભાખ્યો મર્મ. ૬
ઉપદેશ માત્રજ આપથી, પામ્યો પૂર્વે ગુરૂરાય;
સમજ્યો ન સ્વસિદ્ધાંત પૂરૂં, જે ન કહ્યું ચિત્ત જાય. ૭
દયાપ્રીતમ દાસ નહિ સંગ, ( જે ) સિદ્ધાંત સમજું સત્ય;
એવી દશામાં તીર્થ કરવા, ગયો * કાચી મત્ય. ૮

---

વચળેલો-ધર્મ માર્ગમાંથી ખશી ગયેલો છું માટે મારા ઉપર દોષ ન ધરશો-ન આરોપશો. પૂછી ઈ૦-મેં જે જે સાધેલું છે તે તે કોઇને પૂછી પૂછીને સાધેલું છે, માટે મારા ઉપર ક્રોધ ન કરશો.

૪ કર્મઠ-કર્મવાદી-યજ્ઞયાગાદિકમાંજ પરમાર્થ માનનાર. અત્ય-અતિ. ૫ સંશય ઈ૦-કેમકે ત્યાં સંશય રૂપી વિકાર સભર ભરેલા છે.

૬ શ્રીગીતા ભાખ્યો મર્મ-अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति। नायंलोकोऽस्तिनपरोनसुखंसंशयात्मनः ॥ (ભ૦ ગી૦ અ૦ ૪). ૭ પૂર્વે-પૂર્વે. સ્વસિદ્ધાંત-વલ્લભી સંપ્રદાયનો સિદ્ધાંત. જે ઈ૦--જે ન કહ્યું ત્યાં મારૂં ચિત્ત જાય. કેમકે હું સિદ્ધાંત સમજ્યો નહોતો.

૮ દયાપ્રીતમ ઈ૦- દયારામના પ્રીતમ ( કૃષ્ણ )ના દાસનો પણ મને સંગ નહોતો કે જેથી સત્ય સિદ્ધાંત હું સમજી શકું. એવી દશામાં કાચી મતિનો હું તીર્થ કરવા ગયો.

---

* આ પદના છેલ્લા ચરણથી તેમ હવે પછી જે પદ આવશે તેના સંબંધ ઉપરથી અનુમાન થાય છે કે દયારામે આ ગ્રંથ પોતાના વીતક તરીકે લખ્યો છે અને તેમાં શિષ્યને ઠામે દયારામ પોતે આરોપિત થયાછે.

## પદ ૨ જું.

વિના વિવેકે જ્યાં ત્યાં રાચું જી, જે સુણું તે જાણું સાચું જી;
ભ્રમ ચકડોળે ચડ્યું ચિત્ત મારૂં જી, નિશ્ચે ન થયું આ એક સારૂં જી. ૧
એમ ભ્રમ્યો હું દ્વાદશ વર્ષ જી, તીર્થ કર્યાં પણ હૃદય ન હર્ષ જી;
હજું લગી નિશ્ચે નથી એક ઇષ્ટ જી, સહુ પથ સરખા ન એકો મિષ્ટ જી. ૨

### ઢાળ.

તો મિષ્ટ લાગે મનથી, જો નિશ્ચય આવે એકમાં;
સહુ વાતમાં ભ્રમ રહે છે, સમજું ન સત્ય વિવેકમાં. ૩
પરિપૂર્ણ જ્ઞાની ભલો કે, સમજાવવો ભલ મુગ્ધ;
અધ-બળ્યો સુધરે નહિ, જ્યમ સુધરે ન વચળ્યું દુગ્ધ. ૪
નથી અધમ ઉત્તમ પરીક્ષા, મન થયું માટીની ડલી;
મધુ મૂત્ર વા જળ કૂપ નદી, સહુ સ્પર્શથી જાયજ ગળી. ૫
શિવ શક્તિ ગણપતિ રવિ હરિ, ગુણ સાંભળ્યા જ્યાં જેહ;
તે વિશ્વકર્ત્તા કહ્યા છે, આદિ અનાદિ તેહ. ૬
તે વચન સર્વે વ્યાસનાં, મિથ્યા ન કોઇ કે'વાય;
તથકી નિર્ણય થાય નહિ એક, સદા મન ડોળાય. ૭
એવી દશા છે માહરી, મેં પ્રકટ કહી ગુરૂરાય;
તમો દયાપ્રીતમના પ્રિયે, કહી શીશ મૂકું પાય. ૮

---

૧ ભ્રમ ચકડોળ-ભ્રમરૂપી ચકડોલ ( ચકડોલ ). ૨ પથ-માર્ગ-સંપ્રદાય.

૪ મુગ્ધ-મૂઢ. વચળ્યું-બગડેલું. બગડેલું દૂધ જેમ સુધરે નહિ તેમ અધબળ્યો—અર્ધદગ્ધ સુધરે નહિ. ભર્તૃહરિ પણ એવુંજ કહે છે. જેમ, "अज्ञःसुखमाराध्यःसुखतरमाराध्यतेविशेषज्ञः। ज्ञानलवदुर्विदग्धंब्रह्मापितंनरंनरंजयति॥"

૫ ડલી-ઢેફું. ( डला=a lump मराठी—अंग्रेजी કોશ ) જેમ માટીનું ઢેફું મધુમાં, મૂત્રમાં, કૂવાના જળમાં કે નદીના જળમાં, ગમે તેમાં નાખો તોપણ ગળી જશે તેમ હું પણ ઉત્તમ અધમની પરીક્ષા વિના ગમે તેના બોધથી ગળી જતો હતો એ ભાવ છે. સહુ-સહુના.

## પદ ૩ જું.

સુણીને એવાં શિષ્ય વચન જી, ગુરૂ બોલ્યા પ્રફુલ્લિત મન જી;
ન કરીશ ચિન્તા સુણ્ય હે તાત જી! સર્વ સુધરશે તારી વાત જી. ૧
સઘળા સંદે' તારા ટળશે જી, મન નિશ્ચલ થઈ હરિપદ મળશે જી;
એવો દીધો આશીર્વાદ જી, કહે હે બાળક! ધરી આહ્લાદ જી. ૨

### ઢાળ.

આહ્લાદ સહ સુત કહે, કર્યાં જે તીર્થ તે તે નામ;
મુખ્ય મુખ્ય નદી પુરી ક્ષેત્ર વદ, ગિરિ સરાશ્રમ પ્રભુધામ. ૩
એવું સાંભળીને શિષ્ય બોલ્યો, કરી ગુરૂ પ્રણામ;
સાંભળો સ્વામિ કહું, મુને, સ્મૃતિ શ્રેષ્ઠ જે જે નામ. ૪
મેં પ્રથમ (શ્રી) યમુના પુનિત જળ, કર્યું શુદ્ધ સ્નાન;
શ્રી ગોકુળ મથુરા વૃન્દાવન, ગિરિરાજ દરશ મહાન. ૫
વન બાર ઉપવન ચોવીશ, રાવળ વરસાણું નંદગ્રામ;
ચોરાશી કોસ પરિક્રમા, વ્રજ નિરખ્યા કેશવરામ. ૬
પછી ગયો નિમિષારણ્ય, બ્રહ્માવર્ત સૌરભક્ષેત્ર;
ત્યાંથી ગયો માયાપુરી, હરિદ્વાર પરમ પવિત્ર. ૭

---

૧ હે તાત!—હે બાપ! (પુત્ર, શિષ્યાદિને એવી રીતે કહેવાનો ચાલ છે).
૩. મુખ્ય મુખ્ય ઈ૦—જે મુખ્ય મુખ્ય નદી, પુરી, ક્ષેત્ર, પર્વત, સર (સરોવર), આશ્રમ, અને પ્રભુનાં ધામ હોય તે વદ—કહે.

૪ કહું ઈ૦—જે જે શ્રેષ્ઠ-નામ છે તેની મને સ્મૃતિ છે, માટે હે સ્વામિ! સાંભળો, તે હું કહું છું. ૫ પુનિત—પવિત્ર. ગિરિરાજ—ગોવર્ધન પર્વત. દરશ—દર્શન.

૬ વન ઈ૦—વૃંદાવનની આસપાસ બાર વન છે અને ચોવીસ ઉપવન છે. રાવળ, વરસાણું, નંદગ્રામ, એ બધાં વ્રજનાં ગામ છે. ચોરાશી ઈ૦—વ્રજનાં તમામ મંદિરાદિ ફરી રહેતાં ચોરાશી કોસની પરિક્રમા થાય છે. વ્રજ—વ્રજમાં.

૭ નિમિષારણ્ય—નર્મદાની ઉત્તરમાં અને કુરૂક્ષેત્રની પશ્ચિમમાં જે વન આવ્યું છે તેનું નામ. (પ્રાચીન ઐતિહાસિક કોશમાં એમ લખ્યું છે ખરૂં પણ નર્મદાની ઉત્તરના પ્રદેશથી કરૂક્ષેત્રની પશ્ચિમનો પ્રદેશ એટલો દૂર છે કે, તેનો

કર્યું સ્નાન શ્રીગંગાજીમાં, પૂજિયા પ્રભુ તતખેવ;
જ્યાં પધાર્યા છે દયાપ્રીતમ, શ્રીમદ્વલ્લભદેવ. ૮

## પદ ૪ થું.

ત્યાંથી હું હિમાલય ચઢિયો જી, શ્રી બદરિનાયકપદ પડિયો જી;
જે નરનારાયણ મહાધામ જી, તપ્તકુંડ ત્યાં પૂરણકામ જી. ૧
અલકનંદા ને ગંગા વ્યાસ જી, મજ્જન કીધું મન ઉલ્લાસ જી;
ત્યાંથી કેદારેશ્વર દેવ જી, ગંગોત્રી નાહ્યો તતખેવ જી. ૨

## ઢાળ.

તતખેવ માનસરોવરે નહીં, ગયો શ્રી કુરૂક્ષેત્ર;
શ્રી સરસ્વતીમાં સ્નાન કરી, હરિ નિર્ખિયા ભરી નેત્ર. ૩
શ્રી મુક્તનાથ શ્રી હરિક્ષેત્ર ને, પુલહાશ્રમ પવિત્ર;
ગલ્લકી શાલિગ્રામ શ્રીહરિ, ભક્તજનના મિત્ર. ૪

---

સંબંધ ઘટીશકતો નથી. અમને લાગેછે કે કુરૂક્ષેત્રની પશ્ચિમનો ગંગા કાંઠાનો પ્રદેશ તેજ નૈમિષારણ્ય છે). બ્રહ્માવર્ત–ભરતખંડમાંનો એક મોટો દેશ. આ દેશ, જમુનાના કાંઠાનો પ્રદેશ તથા કુરૂક્ષેત્રની મધ્યે છે. મનુસ્મૃતિમાં એ દેશ વિષે કહેછે કે, "सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम्। तंदेवनिर्मितंदेशंब्रह्मावर्तंप्रचक्षते." (મનુ). સૌરભક્ષેત્ર–મણિપુરની દક્ષિણમાં નારી તીર્થ કરીને પાંચ તીર્થનો સમુદાય છે તેનું નામ. (ભાર૦આદિ૦અ. ૨૧૬–૨૧૭). માયાપુરી–હરદ્વાર. "अयोध्यामथुरामायाकाशीकांचीअवन्तिका। पुरीद्वारावतीचैवसप्तैतामोक्षदायकाः" એ સાતમાંની એક.

૧. પદ–પગ. મહાધામ–મોટા તેજવાળા. પૂરણકામ–મનના મનોરથ પૂર્ણ કરે એવા. તપ્તકુંડ–ઉના પાણીના કુંડ. ૨. અલકનંદા–હિમાલયમાં એક નદી છે. વ્યાસ–બદરીકાશ્રમમાં વ્યાસે તપ કર્યું હતું. અને તે ઉપરથી તે 'બાદરાયણ' નામથી પ્રસિદ્ધ થયા છે. કેદારેશ્વર–મહાદેવ છે. ગંગોત્રી–ગંગાનું મૂળ જે જગોએ છે તેને ગંગોત્રી કહેછે.

૩. માનસરોવર (માનસ સરોવર)–હિમાલયની ઉત્તરમાં એક સરોવર છે. સરસ્વતી–ગંગા યમુનાની વચ્ચે એક એ નામની નદી છે. ૪. મુક્તનાથ, શ્રીહરિક્ષેત્ર, પુલહાશ્રમ, એ તીર્થ કુરૂક્ષેત્રની આસપાસ હોવાનું લાગે છે. ગલ્લ-

શુચિ પંચહ્રદ કૌશિકી, નદી નદ સોળ તીર્થ વસંત;
પછી પુણ્યક્ષેત્રાનંદમુક્તા, ક્ષેત્ર છૂટે જંત. ૫
શ્રીજનકપુર શ્રીઅયોધ્યાપુરી, સ્નાન સરયૂતીર;
શુચિ સ્વર્ગદ્વારી ઘાટ જોઇને, નિરખ્યા શ્રીરઘુવીર. ૬
ત્યાંથી ગયો હું પ્રાગરાજ, ત્રિવેણી સંગમ સ્નાન;
શ્રીવેણીમાધવ પૂજિયા, વટ અક્ષય તીર્થ મહાન. ૭
પછી ચિત્રકૂટ પવિત્ર સ્થળ, જ્યાં વસ્યા સીતારામ;
જન દયાપ્રીતમ પૂર્ણ પુરૂષોત્તમ, સહુ સુખધામ. ૮

## પદ ૫ મું.

પછી શ્રીકાશીપુરમાં જઇને જી, શ્રી ગંગા નાહ્યો શુચિ થઇને જી;
પૂજ્યા શ્રીવિશ્વેશ્વર દેવ જી, બિંદુમાધવ કીધી સેવ જી. ૧
પંચક્રોશી યાત્રા કીધી જી, પાવનપુરીને પરિક્રમ દીધી જી;
ક્ષેત્ર ગયા જઈ કીધાં શ્રાદ્ધ જી, પૂર્વજ તારિયા ટળિયા બાધ જી. ૨

---

કી–અયોધ્યાની પૂર્વમાં નદી છે. એ નદીનું મૂળ નેપાળમાં છે. એમાંના શાલ-ગ્રામ નામે કાળા પાષાણ ને વિષ્ણુ કરીને પૂજે છે.

૫. પવિત્ર પંચહ્રદ, કૌશિકી નદી, એને બીજા નદ મળીને એ સ્થાનમાં સોળ તીર્થ છે, તેમાં હું નહાયો એ ભાવ. પછી ઇ૦—પછી પુણ્યક્ષેત્ર જે આ-નંદમુક્તા તીર્થ. જે તીર્થમાં સ્નાન કરવાથી પ્રાણી મુક્ત થાય છે. ત્યાં હું નહાયો.

૬. જનકપુરી–મિથિલા નગરી. સ્વર્ગદ્વારી ઇ૦—સરયૂના તીરમાં પવિત્ર સ્વર્ગદ્વારી–સ્વર્ગના દ્વાર રૂપ ઘાટ જોઈને રામે આખા નગરને સરયૂમાં સ્નાન કરાવીને સ્વર્ગ આપ્યું હતું એવી કથા રામાયણમાં છે; તે સ્થળ સ્વર્ગદ્વારી ઘાટ નામે કહેવાય છે.

૭. પ્રાગરાજ–પ્રયાગ તીર્થ, જ્યાં ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણ નદીઓનો સંગમ થાય છે. એને ત્રિવેણી સંગમ કહે છે. વેણીમાધવ–એ નામે દેવ છે. વટ–પ્રાગવડ. ૮. ચિત્રકૂટ–પ્રયાગથી દશ કોશ પર એક સામાન્ય પર્વત છે. વનવાસ સમયે રામે ત્યાં નિવાસ કર્યો હતો.

૧ બિંદુમાધવ–કાશીક્ષેત્રમાં એક દેવ છે. ૨ પંચક્રોશી–કાશીની આસ પાસ પાંચ કોસ સુધીનાં તીર્થ. પાવનપુરી–કાશી. ગયા–ગયાજી તીર્થ.

## ઢાળ.

ત્યાં આધ ટળિયા સકળ કીધું, ફલ્ગુ સરિતા સ્નાન;
શ્રીગયાગદાધર પૂજીઆ, પદ વિષ્ણુ સહી મહાન. ૩
પછી ઝાડખંડીવૈદ્યનાથજી, પૂજ્યા જ્યોતિર્લિંગ;
પછી કપિલદેવજી અર્ચિયા, જ્યાં ગંગાસાગર સંગ. ૪
વૈતરણી ક્ષેત્ર ગયો પછી, મા'નદી શુચિ જળ સ્નાન;
પછી શ્રીસાક્ષીગોપાળ નિર્ખિયા, વિપ્ર કન્યાદાન. ૫
પછી શ્રીપુરૂષોત્તમપુરી ગયો, નિર્ખિયા શ્રીજગન્નાથ;
બળભદ્ર, સુભદ્રા, સુદર્શન, દર્શન ચારે સાથ. ૬
મહામાહાત્મ્ય મહાપ્રસાદ લીધે, ચતુર્ભુજ હોય જંત;
મહોદધિ ઇંદ્રદ્યુમ્ન નાહ્યો, જ્યાંહાં પુણ્ય અનંત. ૭
શુચિ માર્કંડેય શ્વેતગંગા, વટે કૃષ્ણનું દર્શ;
જન દયાપ્રીતમ શ્રીપુરૂષોત્તમ, ક્ષેત્ર અતિ ઉત્કર્ષ. ૮

---

૩ ફલ્ગુ—ગયાજી પાસે એક નદી છે. ગયાગદાધર—ગયાજી તીર્થમાંના એક દેવ. પદ ઇ૦—વિષ્ણુનું મહાન પદ—ચરણ સહીને— અવલંબીને. ૪ ઝાડખંડીવૈદ્યનાથ—એજ જ્યોતિર્લિંગ. દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું એક.

૫ વૈતરણી ક્ષેત્ર અને મહાનદી ઓરિસા પ્રાંતમાં છે. સાક્ષીગોપાળ—જગન્નાથની પાસે છે. ૬ દર્શન ચારે ઇ૦—જગન્નાથ, બળભદ્ર, સુભદ્રા અને સુદર્શન એ ચારેનાં દર્શન કર્યાં.

૭ મહામાહાત્મ્ય ઇ૦—જગન્નાથના મહાપ્રસાદનું મહામાહાત્મ્ય છે. તે ખાવાથી પ્રાણી ચતુર્ભુજ (દેવ) થાય છે. ઇંદ્રદ્યુમ્ન—એ નામનો એક રાજર્ષિ થઇ ગયો છે. તેણે યજ્ઞ કરીને દક્ષિણા આપતાં જે જળ મૂકેલું તેનું ઇંદ્રદ્યુમ્ન નામે સરોવર થયું છે. એ ઇંદ્રદ્યુમ્ન જ્યાં આગળ મહોદધિ (મહાસાગર)માં નાહ્યો તે તીર્થમાં પણ સ્નાન કર્યું.

૮ માર્કંડેય ઇ૦—ત્યાં આગળ માર્કંડેયનો આશ્રમ અને શ્વેતગંગાતીર્થ છે. વટે ઇ૦—જળપ્રલય વખતે માર્કંડેય ઋષિને વડના પત્રમાં જેણે શયન કરેલું એવા ભગવાનનું દર્શન થયું હતું (માર્કંડેય પુરાણ). ઉત્કર્ષ—ઉત્કર્ષવાળું. એ પુરૂષોત્તમ ક્ષેત્ર અતિ ઉત્કર્ષવાળું છે.

## પદ ૬ ઠું

પછી ગયો આદ્ય કુર્મક્ષેત્ર જી, મજ્જન દર્શે શુચિ તનુ નેત્ર જી;
વળતી નિરખ્યા ગિરિપદ્મનાભ જી, સહ્યાદ્રિનરહરિ લખી લાભ જી. ૧
મંગળગિરિ શ્રીપણાનૃસિંહ જી, પિચે પ્રત્યક્ષ પણે શ્રીરંગ જી;
ગોદાવરી વેણાસરી સ્નાન જી, રૂપ હૃદે મુખ હરિગુણ ગાન જી.૨

### ઢાળ.

ગુણગાન ગોવિંદ યજ્ઞપદ, પાપ રહે નહિ લેશ;
આગળ શેષાચળ શિખર નિરખ્યાં, રાજે શ્રીવ્યંકટેશ. ૩
પછી તળેટીમાં ત્રિપતિપુરી, શ્રીરામચંદ્રજી ભ્રાજે;
પછી કાંચીશિવ વિષ્ણુપુરી, શ્રીવર્દરાજ વિરાજે. ૪
શુચિ પક્ષીતીર્થ ને કામકોષ્ટિ, કુંભકર્ણ સુક્ષેત્ર;
નદી કાવેરી શ્રીરંગસ્વામિ, નિરખી સફુલ્લિત નેત્ર. ૫

---

૧ આદ્ય કુર્મક્ષેત્ર–દક્ષિણમાંનું એક તીર્થ. મજ્જન ઈ૦–ત્યાં સ્નાન કરવાવડે શરીર અને દર્શન કરવાવડે નેત્ર પવિત્ર થયાં છે. પદ્મનાભગિરિ–દક્ષિણમાં અનંતશયનપદ્મનાભ નામે નગરમાં એ તીર્થ છે. દ્રાવિડભાષામાં એ શેહેરને તિખનંદપુર કહે છે. સહ્યાદ્રિનરહરિ–સહ્યાદ્રિપર્વત ઉપર એક દેવ છે. લખી–જાણીને. લાભ જાણીને.

૨ મંગળગિરિ–દક્ષિણમાં એક પર્વત છે. પણાનૃસિંહ–મંગળગિરિ ઉપર એક દેવ છે. વેણાસરી–વેણા નામની નદી. કૃષ્ણગંગાનદીની પાસે છે. રૂપ ઈ૦–હૃદયમાં હરિનું રૂપ મુખમાં હરિના ગુણનું ગાન રાખીને વેણા નદીમાં સ્નાન કર્યું. એ અન્વય.

૩ યજ્ઞપદ–યજ્ઞના સ્થાન રૂપ–ગોવિંદ. ગોવિંદના ગુણગાનથી લેશ પાપ રહે નહિ. શેષાચળ—દક્ષિણમાં એક પર્વત છે. રાજે છે–શોભે છે.

૪ ત્રિપતિપુરી— દક્ષિણમાં એક ગામ છે. તેની પાસે પર્વત ઉપર બાલાજીનું મોટું ધામ છે. ભ્રાજે—શોભે. કાંચિશિવ—ત્રિપતિપુરીથી આશરે ૪૦ કોસપર મહાદેવનું સ્થાન છે. વિષ્ણુપુરી–વિષ્ણુકાંચી–શિવકાંચીથી દોઢ ગાઉ છે. વર્દરાજ–વિષ્ણુકાંચીમાં વિષ્ણુની મૂર્ત્તિ છે.

૫ પક્ષીતીર્થ–ચંગલપટ સ્ટેશનથી ૫ ગાઉ પર પર્વત ઉપર એ તીર્થ છે.

પછી દક્ષિણમથુરા દ્વારકા, નિર્ખિયા રાજગોપાળ;
શ્રીરામ પોઢ્યા નિર્ખ્યાં નવ ગ્રહ, પૂજિયા લઘુ કાળ. ૬
શ્રીસેતુબંધજીરામેશ્વર, પૂજિયા અઘદુઃખભંગ;
પછી ધનુષ્યતીર્થ સ્નાન કીધું, ઉભય સાગર સંગ. ૭
તુંગભદ્રા કૃતમાળા પયસ્વિની, તામ્રપર્ણી નીર;
હોય સ્નાન પાને દયાપ્રીતમ, કૃષ્ણભક્તિ ધીર. ૮

---

એની વાત જાણવા જેવી છે. ત્યાં દરરોજ મધ્યાન્હે સમળી જેવડાં સફેદ તથા કાળા છાંટાવાળાં બે પક્ષી આવે છે. તેમનો સેવક એક બાવો તેમને ભોજન કરાવે છે. ઘડીકવાર ત્યાં રહીને તે ઉડી જાય તે પાછાં બીજે દિવસે મુકરર કરેલે વખતે આવે છે, તેમનાં લોકો દર્શન કરે છે. લોકો કહે છે કે એ બે શાપિતઋષિ છે, તે કલ્કી અવતાર થશે ત્યારે મુક્ત થશે. કામકોટી–દક્ષિણમાં એક તીર્થ છે. કુંભકર્ણક્ષેત્ર–કુંભકોણ નામે ગામમાં આ ક્ષેત્ર છે. ત્યાં કુંભેશ્વર મહાદેવ અને બીજાં અનેક મંદિરો છે. કન્યાકુમારીથી તૃણાવલી થઇને ત્યાં જવાય છે. કાવેરી—શ્રીરંગપટ્ટણ શેહેર આગળ છે. શ્રીરંગસ્વામી નામે ત્યાં દેવ છે.

૬ દક્ષિણમથુરા–હાલ મદુરા શેહેર છે તે. દક્ષિણદ્વારકા–પંઢરપુર. ત્યાં રૂક્મિણી, સત્યભામા, લક્ષ્મીજી, જાંબવતી, વગેરેનાં મંદિર છે. બળદેવજી, ગરૂડજી, નારદજી, વગેરેની મુર્ત્તિઓ છે. રાજગોપાળ—રામેશ્વરની યાત્રામાં એ ધામ આવે છે. રામ પોઢ્યા તે સ્થળ–ત્રિવાંદ્રમ આગળ એક તીર્થ છે. નવ ગ્રહનું સ્થાન–હરઓલાની ખાડીથી આશરે બાર ગાઉપર આ સ્થાન છે. અહીં રામે સેતુ બાંધતી વખત નવ ગ્રહનાં સ્થાપન કર્યાં છે, એમ કહેવાય છે. લઘુકાળ–થોડો સમય.

૭ સેતુબંધરામેશ્વર—હિંદુસ્તાનની છેક દક્ષિણે પ્રસિદ્ધ છે. અઘ–પાપ. ધનુષ્યતીર્થ–રામેશ્વરથી આઠ ગાઉપર સમુદ્રકાંઠે આ તીર્થ છે, ત્યાંથી રામનો સેતુ જણાય છે

૮ તુંગભદ્રા, કૃતમાળા, પયસ્વિની, તામ્રપર્ણી, એ દક્ષિણમાં નદીઓ છે.

## પદ ૭ મું.

નિરખ્યા હરિ તોતાદ્રિ ધામ જી, શ્રીઆદિકેશવ અભિરામ જી;
મેહેલકોટામાં શ્રીહરિ રૂપ જી, કુમારી કન્યા ક્ષેત્ર અનુપ જી. ૧
પદ્મમતીર્થ પંચાપ્સર ક્ષેત્ર જી, અનંતપુર શ્રી પંકજનેત્ર જી;
પદ્મનાભજી શ્રીસહનામ જી, જનાર્દન શ્રીપૂર્ણકામ જી. ૨

### ઢાળ.

છે પૂર્ણકામ શ્રીરંગનાથજી, ચલપલરાયજી નામ;
શ્રીસ્વામીકાર્ત્તિક, ગોકર્ણેશ્વર, પંપાસર અભિરામ. ૩

---

૧ તોતાદ્રી–તિનવલીથી ૧૦ ગાઉ પર વિષ્ણુનું ધામ છે. એ ભગવાન નિત્ય તેલથી સ્નાન કરે છે. આદિકેશવ–દક્ષિણમાં એક ધામ છે. ત્યાં શેષ ઉપર શયન કરેલી આદિ કેશવની મૂર્ત્તિ છે. પદ્મનાભથી તે ૪ ગાઉ છે. અભિરામ–સુંદર—મનોહર. મેહેલકોટા— રામેશ્વરની પાસે એક તીર્થ છે. કન્યાકુમારી—એ નામના ભૂશિરમાં એ ક્ષેત્ર છે. શા માટે કન્યાકુમારી કહેવાય છે તેની કથા આ રીતે છે. પાર્વતીના પુત્ર સ્વામિકાર્ત્તિકનો સમુદ્રની કન્યા સાથે વિવાહ કર્યો હતો. પછી સ્વામિકાર્ત્તિકે પોતાની માતાને પૂછ્યું કે, માતા! કન્યા રૂપ ગુણમાં કેવી છે? માતાએ કહ્યું કે તે મારા જેવી રૂપ ગુણવાળી છે. તે ઉપરથી કાર્ત્તિકેય બોલ્યા કે તારા જેવા રૂપ ગુણ જગતમાં બીજા કોઇમાં નથી, તું તો અદ્વિતીય છે, અને તું કહે છે કે એ કન્યામાં મારા જેવા રૂપ ગુણ છે તો તે તારૂંજ સ્વરૂપ હોવું જોઈએ. માટે હવે એ મારી માતા છે. એને હું નહિ પરણું. એ કન્યાને આ વાતની ખબર પડી તેથી તેણે પણ કહ્યું કે મારૂં ચિત્ત મેં એકવાર કાર્ત્તિકેયને આપ્યું માટે મારાથી બીજાને પરણાય નહિ. એવી રીતે એ કન્યા કુમારી રહી. તેનું ત્યાં દેવળ છે અને મૂર્ત્તિ છે.

૨ પદ્મતીર્થ–રામેશ્વરની નજીક એક તીર્થ છે. પંચાપ્સરક્ષેત્ર–રામેશ્વર નજીક એક તીર્થની જગો છે. અનંતપુર–એજ અનંતશયન પદ્મનાભનું નગર. પંકજનેત્ર–કમળ સમાન નેત્રવાળા ભગવાનનાં દર્શન કર્યા. પદ્મનાભ જી૦—પંકજનેત્ર, પદ્મનાભ, સહનામ, જનાર્દન, એ દેવનાં ધામ અનંત પુરમાં છે. અહીં આગળ સમુદ્ર કિનારે બ્રહ્મકુંડ નામે યજ્ઞકુંડ છે તેમાંથી ગુંદર જેવા ધૂપ કરવાના ગઠ્ઠા નીકળે છે, તેને જનાર્દનધૂપ કહે છે.

૩ છે જી૦—શ્રીરંગનાથજી પૂર્ણકામ છે અને તેવું નામ ચલપલરાયજી

શ્રીશૈલશિખરે મલ્લિકાર્જુન, રૂષભશૈલ મહેંદ્ર;
શ્રીરામહૃદ અર્ધનારીશ્વર, પછી નિરખ્યા શ્રી કૃષ્ણચંદ્ર. ૪
પછી પુંઢરપુર શ્રીવિઠ્ઠલેશ્વર, ચંદ્રભાગા તીર;
નદી ભીમરથી શ્રીભીમાશંકર, કૃષ્ણા નિર્મળ નીર. ૫
શ્રીમહાલક્ષ્મી કોલાપુર, પછી સપ્તશૃંગી દેવી;
શ્રીગૌતમીગંગા પુનિત પય, દેવ મુનિજન સેવી. ૬
શ્રીત્ર્યંબકેશ્વર નીલગિરિ, કનખલતીર્થ શુભનામ;
નાહી નિરખિયું સ્થળ પંચવટી, લક્ષ્મણસહ સીતારામ. ૭

---

છે. એ અન્વય. સ્વામીકાર્ત્તિક–કિષ્કિંધા તરફ પાહાડ ઉપર ધામ છે. તથા ત્યાં અગસ્તિ કુંડ છે. કાર્ત્તિકસ્વામીનાં દર્શન સ્ત્રીઓથી થતાં નથી. જે સ્ત્રી તેનાં દર્શન કરે તે સાત જન્મ સુધી વિધવા થાય એમ કહેવાય છે. ગોકર્ણેશ્વર—દક્ષિણમાં ગોકર્ણ તીર્થ છે ત્યાં એક મહાદેવ છે. પંપાસર–કિષ્કિંધાથી ૦॥ ગાઉપર સરોવર છે.

૪ શૈલશિખરે–પર્વતના શિખર ઉપર. મલ્લિકાર્જુન, ઋષભશૈલ, મહેંદ્રશૈલ, એ તીર્થરૂપ પર્વતનાં શિખરો છે. અર્ધનારીશ્વર–દક્ષિણમાં મહાદેવ છે.

૫ પંઢરપુર–દક્ષિણમાં એક ગામ છે. કુરવાડી સ્ટેશનથી ૧૨ ગાઉ વિઠ્ઠલેશ્વર–પંઢરપુરના દેવ. ચંદ્રભાગા–દક્ષિણમાં એક નદી છે. એને કાંઠે પંઢરપુર છે. ભીમરથી–ભીમાનદી. ભીમાશંકર – ભીમા ઉપરના એક મહાદેવ. કૃષ્ણા–દક્ષિણમાંની એક પ્રસિદ્ધ નદી.

૬ શ્રીમહાલક્ષ્મી–કોલાપુરમાં એક દેવી છે. સપ્તશૃંગીદેવી–સપ્તશૃંગ (સહ્યાદ્રિનું એક શિખર) પર્વત ઉપર દેવી છે. પ્રસિદ્ધ વૈદ્ય જીવનનો કર્તા લોલિંબરાજ એ દેવીનો ઉપાસક હતો. ગૌતમીગંગા–નાશક આગળ એક નદી છે. પુનિત–પવિત્ર. પય–જળ.

૭ ત્ર્યંબકેશ્વર–નાશકથી બારગાઉ ત્ર્યંબક નામે ગામમાં મહાદેવ છે નીલગિરિ–નીલપર્વત. ત્ર્યંબક નગર આગળ નીલપર્વત છે. ત્ર્યંબકમાં પાંચ તીર્થ છે. ગોદાવરીનું મુખ (ગંગાદ્વાર), કુશાવર્ત કુંડ, બીલ્વક સરોવર, નીલપર્વત, કનખલ કુંડ "गंगाद्वारेकुशावर्तेबिल्वकेनीलपर्वतेस्नात्वाकनखलेतीर्थेपुनर्जन्मन विद्यते" એમ લોકો બહુવાર બોલે છે. કનખલ તીર્થ–ત્ર્યંબક નગરમાં એ નામનો કુંડ છે. પંચવટી–ગોદાવરી નદીને ઉત્તર કાંઠે એ સ્થળ છે.

દંડકારણ્યની યાત્રા કરી, પછી સૂર્યતનયા સ્નાન;
જન દયાપ્રીતમ પ્રિયા ભગિની, તીર્થ પરમ મહાન. ૮

પદ ૮ મું.

નદી પયોષ્ણી મજ્જન કીધું જી, રેવાસાગર નાહી પય પીધું જી;
પરશુરામ લોટેશ્વર તીર્થ જી, ભૃગુક્ષેત્ર નાહ્યો શુભ અર્થ જી. ૧
યજ્ઞ કર્યો જ્યાં બળિ બડભાગી જી, શ્રી વામનજી ભિક્ષા માગી જી;
શુક્લતીર્થ ઇશ્વર ઓંકાર જી, રેવોરી સંગમ માહાત્મ્ય અપાર જી. ૨

ઢાળ.

છે અપાર મહિમા ચંડીપુરી, શ્રીશેષશાયી ભગવાન;
શ્રીવ્યાસક્ષેત્ર ને શુકાશ્રમ, શૂલભેદ ક્ષેત્ર મહાન. ૩
ૐકારનાથજી નિરખિયા, નર્મદા નિર્મળ સ્નાન;
માહિષ્મતીપુરી પરમ પાવન, શાસ્ત્રમાં એમ ગાન. ૪

---

૮ દંડકારણ્ય—વિંધ્યાચળ અને શૈવલપર્વતના મધ્યનો પ્રદેશ. દંડક નામે રાજાનો એ પ્રદેશ હતો માટે દંડકારણ્ય. સૂર્યતનયા—તાપી. દયાપ્રિતમ પ્રિયા ભગિની—યમુના એ કૃષ્ણની પ્રિયા છે અને સૂર્યની પુત્રી છે; તાપી પણ સૂર્યપુત્રી કહેવાયછે માટે યમુનાની બેન છે.

૧ પયોષ્ણી—એક નદી. રેવાસાગર—રેવા અને સાગરનો જ્યાં સંગમ થાય છે તે સ્થળ. પરશુરામ અને લોટેશ્વર એ તીર્થ રેવાસાગર સંગમથી ઉત્તર કાંઠાપર છે. ભૃગુક્ષેત્ર—ભરૂચ.

૨ યજ્ઞ ઇ૦—જ્યાં બડભાગી (મોટા ભાગ્યવાળા બળિ રાજાએ યજ્ઞ કર્યા હતા અને વામનજીએ તેની પાસે ભિક્ષા માગી હતી તે એ ક્ષેત્ર (દશાશ્વમેધ—ભરૂચ). શુક્લતીર્થ—નર્મદાને કાંઠે ભરૂચથી સાત ગાઉપર તીર્થનું ગામ છે. ઇશ્વર—મહાદેવ. ત્યાં ઓંકારેશ્વર મહાદેવ છે. રેવોરી સંગમ—રેવૌર (રેવા + ઓર) સંગમ, કરનાળી પાસે.

૩ ચંડીપુરી—ચાણોદ. જ્યાં શ્રીશેષશાયી ભગવાનની મૂર્ત્તિ છે. વ્યાસક્ષેત્ર અને શુકાશ્રમ—નર્મદાના બે કાંઠાપર સામસામી આવેલા છે. ચાણોદથી આસરે ત્રણ ગાઉ. શૂલભેદ—શૂલપાણેશ્વર.

૪ ઓંકારનાથ—નર્મદા કાંઠા ઉપરના મહાદેવ. માહિષ્મતી—નર્મદા કાંઠા ઉપર તેના મૂળ તરફ જતાં એક નગરી છે. પ્રસિદ્ધ મંડનમિશ્ર જેણે શંકર સાથે વાદ કર્યો હતો તે એ નગરમાં રહેતો હતો.

પુરી અવંતી માંકાળેશ્વર, ક્ષિપ્રાતીર્થ પાવન;
શ્રીદ્વારિકાપુરી પછી ગયો, જ્યાંહાં સદા જગજીવન. ૫
ગોમતીસાગર ચક્રતીર્થે, કર્યું સ્નેહે સ્નાન;
પછી શંખોદ્ધાર બેટે નિર્ખિયા, કૃષ્ણ શ્રીભગવાન. ૬
શ્રીત્રિકમ માધવ પુરૂષોત્તમ, નિર્ખિયા કુંવર કલ્યાણ;
રૂક્મિણી રાધા જાંબવતી, સત્યભામાદિ પ્રભુપ્રાણ. ૭
વિધિવત્ કરી સહુ નારાયણસર, તીર્થ અતિ ઉત્કર્ષ;
પછી પિંડતારક પ્રભાસ નાહ્યો, સુદામાપુરી દર્શ. ૮
કૂપદામોદર ગિરિનાર યાત્રા, જીર્ણગઢ જ્યાં ગ્રામ;
જન દયાપ્રીતમ ભક્ત સ્થળ, નૃસિંહ મેહેતા નામ. ૯

## પદ ૯ મું.

સોરઠ સોમેશ્વર સુર સેવા જી, નાગેશ્વર ઘુષ્મેશ્વર દેવા જી;
અરબુદાચળ અતિજ પ્રલંબા જી, આરાસુરમાં દેવી અંબા જી. ૧

---

૫ અવંતી–ઉજ્જયિની. માંકાળેશ્વર–મહાકાળેશ્વર. ક્ષિપ્રા નદી અને મહાકાળેશ્વર મહાદેવ એ અવંતીમાં છે.

૬ ગોમતીસાગર–એ બેનો સંગમ ત્યાં ચક્રતીર્થ છે. જેમાં ગોમતી ચક્ર થાય છે. શંખોદ્ધાર બેટ–દ્વારકાપાસેનો બેટ.

૭ શ્રીત્રિકમ ઇ૦–ત્રિકમજી, માધવજી, પુરૂષોત્તમજી, કુંવર કલ્યાણ, રૂક્મિણી, રાધા, જાંબવતી, સત્યભામા, એ સર્વનાં મંદિર બેટમાં છે.

૮ કરી—જાત્રાકરી. નારાયણસર—કચ્છમાં છે. પિંડતારક—દ્વારકાથી ગુરગટ ગયા પછી ત્રણ ગાઉ પર એક કુંડ છે, તેમાં નાખેલા પિંડ તરે છે. પ્રભાસ–કાઠિયાવાડમાં સમુદ્ર કાંઠાપર તીર્થ છે. સુદામાપુરી–પોરબંદર.

૯ કૂપદામોદર–દામોદરકુંડ. ગિરનારપર્વત ઉપર છે. જીર્ણગઢ–જૂનાગઢ. ભક્તસ્થળ ઇ૦–નરસિંહ મેહેતા નામના ભકતનું સ્થળ.

૧ સોમેશ્વર–સોરઠી સોમનાથ. સુર ઇ૦–એ દેવની સેવાકરી. નાગેશ્વર–ઘુષ્મેશ્વર–એ સોરઠમાં મહાદેવનાં તીર્થ છે. અરબુદાચળ–આરાસુરની પાસે પાહાડ છે. પ્રલંબા–લાંબા (પાહાડ).

સિદ્ધપુરે હું વળતો ધાયો જી, સરસ્વતી પ્રાચી જળ પૂત નાયો જી;
બિંદુસરોવર મજ્જન કીધું જી, ગોવિંદમાધવ દર્શન લીધું જી. ૨

## ઢાળ.

લીધું પરમ સુખ ડાકોર, ગોમતી સ્નાન પૂરણ કોડ;
સાક્ષાત શ્રીદ્વારકાપતિ, નિરખિયા શ્રીરણછોડ. ૩
મહીસાગર નાહી પાવાગઢ, કાલિકા દેવી સેવ;
પછી મેવાડ જઈ પૂજ્યા, શ્રી એકલિંગજી મહાદેવ. ૪
પછી શ્રીજીદ્વારે હું ગયો, જે પરમ પાવન ધામ;
મેં નિરખિયા શ્રીનાથ જી, પરબ્રહ્મ પૂરણ કામ. ૫
સહુ તીર્થ ગુરૂ પુષ્કર તીર્થ, ત્યાં સ્નાન કરી હરિ દર્શ;
ચર્મણ્વતી વેદિકા સુરનદી, નાહી પામ્યો હર્ષ. ૬
પછી વ્રજમંડળ ફરી આવિયો, એ મુખ્ય નામોચ્ચાર;
જો વિધિવત્ વર્ણન કરૂં, તો ગ્રંથ થાય વિસ્તાર. ૭
એ કહી પુનિત તીર્થાવળી, શ્રદ્ધા સુણે વા ગાય;
તો દયાપ્રીતમ કૃષ્ણ રીઝે, સહુ તીર્થ ફળ થાય. ૮

## પદ ૧૦ મું.

સુણી એમ બોલ્યા શ્રીગુરૂ રાય જી, હરિ કરૂણા હોય તો એ થાય જી;
પૂછ હવાં તું ધાર્યો પ્રશ્ન જી, સંશય છૂટે પુરણ થાય તૃષ્ણ જી. ૧

---

૨ પ્રાચી–પૂર્વવાહિની. પૂત–પવિત્ર. બિંદુ સરોવર–સિદ્ધપુર પાસે સરોવર છે. ગોવિંદમાધવ–એ નામના સિદ્ધપુરમાં દેવ છે.

૪ પાવાગઢ–ગૂજરાતની પૂર્વમાં પાહાડ છે તે ઉપર કાલિકાનું ધામ છે. ૫ શ્રીજીદ્વારે–શ્રીનાથજી (મેવાડમાં વૈષ્ણવોનું પ્રખ્યાત ધામ છે.). પુષ્કરતીર્થ મેવાડમાં છે. ૬ ચર્મણ્વતી–વેદિક, સુરનદી,–એ ત્રણ નદીઓ મધ્ય હિંદ માંછે. ચર્મણ્વતીને 'ચંબલા' કહેછે.

૭ વ્રજમંડળ–મથુરા પાસે. એ૦—એ પ્રમાણે મેં મુખ્ય તીર્થનાં નામનો ઉચ્ચાર કર્યો છે એ ભાવ છે. ૮ તીર્થાવળી–તીર્થોનાં નામની પંક્તિ. ૧ તૃષ્ણ –તૃષ્ણા ( ઇચ્છા ).

શિષ્ય વદ્યો એમ સુણી શીર નામી જી, પ્રથમજ એ પૂછુંછું સ્વામી જી;
કહો કયમ આત્યંતિક કલ્યાણ જી, નિગમાગમમાં જે પ્રમાણ જી. ૨

ઢાળ.

પ્રમાણ નિગમાગમ વિષે, જે પામી પડવું નહીં કદા;
પદ પ્રાપ્ત તે કેમ થાય, છૂટી જન્મમરણી આપદા. ૩
સુણી એવું બોલ્યા શ્રીગુરૂ, તેં સુંદર પૂછ્યું પ્રશ્ન;
તે સકળ સિદ્ધિ થાય પૂજે, પરમેશ્વર તજી તૃષ્ણ. ૪
એવું સુણી બોલ્યો શિષ્ય, કો' પ્રભુ! પરમેશ્વર તે કાણ;
નિજ મતે કહે સહુ જૂજવા, કયમ લહીએ આજ પ્રમાણ. ૫
કો વિષ્ણુ કે' શિવશક્તિ, કો ગણપતિ કોઈ દિનેશ;
ઇત્યાદિ બહુ ઋષિમત સુણ્યા, કહો કેટલા પરમેશ. ૬
હે બાળ! તું ગોજાળ ભ્રમમાં, પરમેશ્વર તો એક;
પણ સમજ વણ સંશય રહે, તુને નથી પકવ વિવેક. ૭
એક યુક્તિથી સમજાવું બહુ, પરમેશ કહે જડ એમ;
પણ દયાપ્રીતમ કૃષ્ણ છે, સર્વેશ તજ મન વેંમ. ૮

પદ ૧૧મું.

એક સદનમાં જન દશ બાર જી, જેના કહ્યામાં તે શીરદાર જી;
સદનાધિપ એવા જેમ અલ્પ જી, જ્ઞાત્યાધિપ તેનો અધિપત્ય જી. ૧

---

૨ આત્યંતિક–છેવટનું–જે મળ્યા પછી ફરી જન્મ ન લેવા પડે તે નિ-ગમાગમ–નિગમ ( વેદ ) + આગમ ( શાસ્ત્ર ).

૩ જે ઈ૦—જે કલ્યાણ પામીને કદા પડવું ( જન્મવું ) ન પડે. તથા જે વેદ શાસ્ત્રમાં પ્રમાણ હોય તે પદ કેમ પ્રાપ્ત થાય ? એ ભાવ. જન્મમરણી આપદા—જન્મ મરણને દુઃખરૂપ ગણેલાં છે. " जननादिरोगमरणादिवेदना " ( લક્ષ્મીસહસ્ત્ર ).

૪ પૂજે ઈ૦–તૃષ્ણા તજીને પરમેશ્વરને પૂજે તો. ૬ દિનેશ–સૂર્ય. ૭ ગો-જાળ–( ગો–વાણી )–વાણીની જાળ. વાણીની જાળમાં ભરમાઇશ નહિ. ૧ સદન –ઘર. અલ્પ–ઘણા. જ્ઞાત્યાધિપ ( જ્ઞાત્યધિપ )–જ્ઞાતિનો અધિપ.

જ્ઞાત્યાધિપ એવાનું જૂપ છે, તેનો પરમેશ્વર પૂર ભૂપ છે;
ભૂપ ઘણા એવા પ્રમાણો છે, દેશપતિ તેનો પ્રભુ જાણો છે. ૨

## ઢાળ.

જેમ જાણો પ્રભુ તે તેનો, વળી તેવાનું જે વૃંદ;
તેનો સ્વામી મુલકતણો અધિપ, પે'લી પડી પ્રભુતા મંદ. ૩
બહુ મુલકપતિ ધણી ખંડપતિ, નવખંડપતિ પતિ દ્વીપ;
સપ્ત દ્વીપના પતિ તદ શિરે, નૃપ ચક્રવર્તી અધિપ. ૪
તેવાંનો ઇશ્વિર ઇંદ્ર એમ, ઐશ્વર્ય ક્રમ ક્રમ જયેષ્ઠી;
સુરનાથ અનલાનીલ યમ, વરૂણાદિ પ્રભુ પરમેષ્ઠી. ૫
વિધિ શિવ શિવા વિઘ્નેશ રવિ, પ્રભૃતિ પરિવૃઢ શેષ;
શ્રીશેષ અનિરૂદ્ધ પ્રદ્યુમ્ન, વાસુદેવ દેવ રમેશ. ૬
શ્રીમન્ નારાયણ વિશ્વરૂપ, સમાન અક્ષર બ્રહ્મ;
તેમના પણ પ્રભુ પરમ કારણ, પૂર્ણ પુરૂષોત્તમ. ૭
જેની ન કોઈ બરાબરી, તો અધિક ક્યાંથકી હોય;
જન દયાપ્રીતમ તેજ, પરમેશ્વર ન બીજો કોય. ૮

---

૨ જૂપ–જથો. તેનો ઇ૦–સર્વે જ્ઞાત્યાધિપનો પરમેશ્વર–પ્રભુ. પુરભૂપ–નગરપતિ છે. પ્રભુ–ધણી.

૩ વૃંદ–ટોળું–જથો. પે'લી ઇ૦–મુલકના અધિપ આગળ તેની પહેલાંની ( પૂર્વે ગણાવ્યા તેની ) પ્રભુતા મંદ પડી–ગૌણ થઈ છે.

૪ બહુ ઇ૦–બહુ મુલકપતિનો ધણી ખંડપતિ છે; એવા નવખંડનો પતિ તે દ્વીપપતિ છે. સપ્ત ઇ૦–એવા સાત દ્વીપના પતિ છે. તેમને માથે ઇ૦–સ્પષ્ટ છે

૫ ઐશ્વર્ય ઇ૦–ઐશ્વર્યના ક્રમ પ્રમાણે જયેષ્ઠી–જયેષ્ઠતાનો ક્રમ છે. એ અન્વય. સુરનાથ—ઇંદ્રિ, અનલ–અગ્નિ, અનિલ–વાયુ, યમ–ધર્મ, વરૂણ–જળદેવ, ઇત્યાદિનો પ્રભુ પરમેષ્ઠી ( બ્રહ્મદેવ ) છે.

૬ વિધિ–બ્રહ્મા. શિવા–પાર્વતી. વિઘ્નેશ–ગણપતિ. પ્રભૃતિ–વગેરે. પરિવૃઢ–ધણી. રમેશ–લક્ષ્મીપતિ. ૭ અક્ષર–નાશ ન થાય એવા. પરમકારણ–આદિકારણ.

## પદ ૧૨ મું.

આદ્ય સ્વયંભૂ આત્મારામ જી, મૂળ પુરૂષ જે પૂર્ણ કામ જી;
પ્રધાનપુરૂષેશ્વર પરબ્રહ્મ જી, નેતિ નેતિ કહે નિગમ જી. ૧
પર અક્ષરથી ત્રિગુણાતીત જી, ગમ્ય ન મન ગો અકળ અજીત જી;
જે થકી કંપે માયા કાળ જી, એવું અખિલનું રૂપ રસાળ જી. ૨

ઢાળ.

જે રસાળ નિત્ય નવીન મોહન, આનંદમય સહુ અંગ;
નટવર લલિત ત્રિભંગ છબી, પર વારૂ અનંત અનંગ. ૩

---

૧ સ્વયંભૂ–પોતાની મેળે ઉત્પન્ન થયેલા ( પોતાનું કારણ પોતેજ )–અર્થાત્ અનાદિ આત્મારામ, પોતાના સ્વરૂપમાં રમનાર–આનંદ પામનાર. પૂર્ણકામ–જેના સર્વ મનોરથ પૂર્ણ થયા છે એવો–કોઈ પ્રકારની ઇચ્છા વિનાનો. પ્રધાન પુરૂષેશ્વર–પ્રધાન પુરૂષનો ઇશ્વર–તમામ સૃષ્ટિ જે તત્વમાંથી ઉત્પન્ન થયેલી છે તેને પ્રધાન પુરૂષ કહે છે. નેતિ નેતિ–( न + इति )–જે જે નામરૂપાત્મક છે તે તે બ્રહ્મ નથી એવો અર્થ છે. ' નેતિ નેતિ ' નો અર્થ કેટલાક એમ કરે છે કે ' બ્રહ્મને વેદ પણ જાણી શકવાની ના પાડે છે, અથવા તેનો પાર નથી ઈત્યાદિ' પણ તે યથાર્થ નથી. ( જુઓ બૃહદારણ્યક ઉપનિષદ ).

૨ પર ઇ૦–અક્ષરથીપર. જગતને ઉત્પન્ન કરનારી અવ્યક્ત સત્તાને અક્ષર કરીને કહે છે. સંપ્રદાય મતમાં એક સાકાર અક્ષર બ્રહ્મ માનીને તેની પર એક અક્ષરાતીત પૂર્ણ પુરૂષોત્તમ માનેલા છે, તે અક્ષરથી પર છે એમ કહેવાનો અભિપ્રાય છે. "क्षरःसर्वाणिभूतानिकूटस्थोक्षरउच्यते । उत्तमःपुरुषस्त्वन्यःपरमात्मेत्युदाहृतः। योलोकत्रयमाविश्यबिभर्त्यव्ययईश्वरः ॥" ( ભગવદ્ગીતા ). ત્રિગુણાતીત–સત્વ, રજસ અને તમસ એ ત્રણ ગુણથી રહિત. ગમ્ય ઇ૦–જે મન અને ગો ( ઇંદ્રિયો ) ને ગમ્ય નથી. અખિલ–અખંડ–પરમેશ્વર. રસાળ–રસયુક્ત–આનંદદાયક.

૩ નિત્ય–ઉત્પત્તિ નાશ રહિત. નવીન–જ્યારે જુએ ત્યારે નવાની પેઠે પ્રીતિ ઉપજાવે એવું. આનંદમય ઇ૦–જે સઘળે અંગે ( ખાંડના નાળિયેરની પેઠે ) આનંદમય છે. નટવર–નૃત્યકરનારાઓમાં ઉત્તમ. લલિત–સુંદર. ત્રિભંગ છબી–( વાંસળી વગાડતાં ) ત્રણ જગોએ ( ડોકી, કમર, અને પગ ) વાંકવાળી છબી. વારૂં–ઓવારૂં. અનંગ–કામદેવ. નટવરની સુંદર ત્રિભંગ છબી ઉપર અનંત કામદેવને ઓવારી નાખું ! એ અર્થ.

પ્રતિ રોમ જે મહાપુરૂષ બ્રહ્મ, બ્રહ્માંડ કોટિ અનંત;
તે વામપદમાં બિંદુ રૂપે, વસે રાધાકાન્ત. ૪
પરમાત્મ ધર્મે કરી જે સર્વના અંતર્યામી;
શ્રીનારાયણ ભગવાન ધર્મે, સકળ કેરા સ્વામી. ૫
આકૃતિ શિશુ ને કુમાર વ્રજ, પૌગંડ નંદકુમાર;
છે ધર્મી નિત્ય કિશોર કેશવ, રાધિકા ઉરહાર. ૬
નિત્ય નવલ યશ બે સહસ્ર રસના, શેષ જેના ગાય છે;
શિવ શીશ પાવન અચલ પદ પય, વહન કરી સુખી થાય છે. ૭
જે મૂળ પ્રકૃતિ મહામાયા, જે પુરૂષની કિંકરી;
તે દયાપ્રીતમ અખિલ ઇશ્વર, ગોપીજન વલ્લભ હરિ. ૮

## પદ ૧૩ મું.

જેને નમે શુચિ ગણરાય જી, જેના જપથી આદ્ય પૂજાય જી;
જેના ભયથી સૂર્ય ભ્રમેછે જી, હરિ મૂકાવે રાહુ દમેછે જી. ૧
શશિ અર્કાગ્નિ તેજ જેનું જી, તે ક્યમ પામે સમપણું તેનું જી;
જેની મરજી સમ સહુ ચાલે જી, અધિકું ઓછું પત્ર ન હાલે જી. ૨

---

૪ પ્રતિ ઇ૦—બ્રહ્મ મહાપુરૂષ, જેના પ્રતિરોમમાં અનંતકોટિ બ્રહ્માંડ રહે. ત્યાં છે તે, રાધાકાન્તના વામ પદમાં બિંદુરૂપે વસે છે! ( મહત્તમતા વર્ણી છે)- ૫ વ્યાપકપણું બતાવે છે કે, પરમાત્મ ઇ૦—સ્પષ્ટ છે, ૬ આકૃતિ ઇ૦—આકૃતિ બાળકની છે, વ્રજમાં જે કુમાર રૂપે છે, નંદનાકુમાર રૂપે જે પૌગંડ અવસ્થામાં છે ( દશ વર્ષસુધીની વયને પૌગંડ કહે છે ) પણ જે કેશવ રાધિકાના ઉરના હાર રૂપે છે તે નિત્ય (સદૈવ ) તો કિશોર ધર્મી—કિશોર વયવાળા છે. ૭ શિવ ઇ૦—જેના અચલ પદનું પાવન પય ( જળ ) શિવ શીશ (પર) વહન કરીને સુખી થાય છે. ૮ મૂળ પ્રકૃતિ—આદિ કારણ રૂપ પ્રકૃતિ. જેને મહામાયા કહે છે તે. અખિલ—સમગ્ર.

૧. શુચિ—પવિત્ર. ગણરાય—ગણપતિ. જેના ઇ૦—અને જેનો જપ કરવાથી ગણપતિ આદ્ય (પ્રથમ) પૂજાય છે. હરિ ઇ૦—તેને (સૂર્યને) જ્યારે રાહુ દમેછે ત્યારે તેને હરિ મૂકાવેછે. ૨ શશિ ઇ૦—ચંદ્ર, સૂર્ય, અને અગ્નિ, એ જેનું તેજ છે તે તેનું (પરમેશ્વરનું) સમપણું કેમ પામે?

### ઢાળ.

હાલે ન દળ ઓછું અધિક, તો બીજું કાંઈ ક્યમ થાય;
છે વાયુ બળિયો અતિ ઘણો, પણ રૂચિ પ્રમાણે વાય. ૩
જઠરાગ્નિ બાળે આહાર માત્ર, ન દહે ક્યમ પળ ચર્મ!
પણ થરથરે તેથકી બાકી, સહુ દહ્યાનો ધર્મ. ૪
જલ અડે અગ્નિ ના બચે, છે સદા સઘળે રીત;
દધિ દુઃખદ વડવાનળ ન બૂજવી, શકે જે પ્રભુ ભીત. ૫
મરનાર બે એક ગૃહ તુરત, ઇકિ એક પછી પળ પાંચ;
સંગે જવાય ન લેઈ ઉભય, તે મહાપુરૂષની આંચ. ૬
જે સમય ઘનવૃષ્ટિ જ્યહાં, જેટલી હરિરૂચિ હોય;
તે પ્રમાણે સુરપતિ કરે, ન કરે કદા તો રોય. ૭
સહુ જગતને ભય કાળનો, કાળને ભય ભગવંત;
જન શ્યામીતમ તેજ નિર્ભય, એક બીજા સંત. ૮

### પદ ૧૪ મું.

સુત! તેં જે પરમેશ્વર ભાખ્યા જી, તે સહુ ભયથી હરિએ રાખ્યા જી;
વૃકને વર આપી શિવ કંપ્યા જી, હરિ અરિ બાળ્યો ત્યારે જંપ્યા જી. ૧
ત્રિપુર જાલંધર નવ જીતાયા જી, હરિ પત રાખી રચીને માયા જી;
વળી બલિસુત પક્ષે હર આવ્યા જી, હારી સૂતા હરિથી ન ફાવ્યા જી. ૨

---

૩ રૂચિપ્રમાણે–હરિની રૂચિપ્રમાણે. ૪ પળ–માંસ. બાકી ઈ૦–બાકી જઠરાગ્નિનો તો સહુ કાંઈ દહ્યાનો ધર્મ છે. એ અન્વય. ૫. દધિ–ઉદધિ (સમુદ્ર)–જળ સઘળા અગ્નિને હોલાવી નાખે એવું છતાં સમુદ્રમાં રહેલા વડવાનળને હોલવતું નથી તે પ્રભુના ભયથીજ.

૬ મરનાર ઈ૦–એક ઘરમાં બે જણ મરે તેમાં એક તરત મરે અને બીજો પાંચ પળ પછી મરે પણ તે બેને સાથે લઈ ન જવાય તે મહાપુરૂષ (પરમેશ્વર) ની આંચ (પ્રતાપ) ને લીધેજ. ૭ ઘનવૃષ્ટિ–મેઘવૃષ્ટિ. સુરપતિ–ઇંદ્રિ. ન કરે તો રોય–પસ્તાય. ગોકુળમાં સપ્ત દિવસ ગોવર્ધન પર્વત તોળી રાખીને ઇંદ્રિનો મદ હર્યો હતો એ કથા ભાગવતમાં પ્રસિદ્ધછે. ૮ એક ઇ૦—એક હરિ નિર્ભય છે અને બીજા સંત નિર્ભય છે.

૧ સુત!–હે શિષ્ય! ભયથી ઈ૦—તે સર્વને હરિએ ભયથી રાખ્યા–બચાવ્યા છે. વૃક–વૃકાસુર. ૨ ત્રિપુર– એ નામનો અસુર. બલિસુત–બાણાસુર.

## ઢાળ.

ફાવ્યા ન સ્તુતિ કરી કૃષ્ણની, કહ્યું નાથ હું તવ દાસ;
પતિરતિ સમય સતી શ્યામ સમર્યાં, હરિ હર્યો મહાત્રાસ. ૩
ખળ મધુકૈટભ શંખાસુર હણી, હરિ હણ્યો વિધિતાપ;
સનકાદિ પ્રશ્નોત્તર કર્યાં, યશ બ્રહ્માવાહન આપ. ૪
ગજવદન અગણિત બ્રહ્મહત્યા, કરી થયા ભયભીત;
હરિ દયાકરી નિજ નામ આપી, હરી પીડ અમિત. ૫
રાવણસદન ખર ચારતા, વહ્યું હતું પદ વિઘ્નેશ;
પંચાંગ ધાતા વાંચતા, દીપિકા ચંદ્ર દિનેશ. ૬
શક્રાદિ સહુ સુર આજ્ઞાધીન, રે'તા સાધી ટે'લ;
નવગ્રહ પનોતી બંધીખાને, દશાનનને મે'લ. ૭
તે સર્વનો ભય હરિ હણ્યો, હતી દુષ્ટ નિજ બિર્દ જોઈ;
તે દયાપ્રીતમ કૃષ્ણસમ, જડ કયમ આવે કોઈ. ૮

## પદ ૧૫ મું.

અકળ અજીત શ્રીહરિની માયા જી, ઇક હરિ પાખે સર્વ વવાયા જી;
શ્રીમહાલક્ષ્મી નિજ અર્ધાંગ જી, ભય ધરી લખી નૃસિંહ જી. ૧
હળધર ભૂલ્યા તાળી ગણતાં જી, દાખી લીલા ન બણે ભણતાં જી;
એકદા ઉપન્યો ગર્વ અનંત જી, મુજ વણ ચાલે નહિ ભગવંત જી. ૨

---

૩ પતિરતિ –રતિપતિ ( કામદેવ ). શિવે કામને બાળ્યો ત્યારે તેની સતી–રતિએ શ્યામનું સ્મરણ કર્યું. ૪ વિધિતાપ–બ્રહ્માનો સંતાપ. બ્રહ્માવાહન–હંસ–હરિએ હંસનું રૂપ લેઈને સનકાદિના પ્રશ્નના ઉત્તર કર્યાં. ૫ અમિત—માપ વિનાની–ઘણી.

૬ સદન–ઘર. વહ્યું ઇ૦–વિઘ્નેશે (ગણપતિએ) ખર ચારવાનું પદ વહ્યું હતું–ધારણ કર્યું હતું. ધાતા–બ્રહ્મા. દિનેશ–સૂર્ય. સૂર્ય અને ચંદ્ર દીપિકા–દીવા રૂપે થયા હતા. ૭ સાધી ટેલ–ટેલ ટકોરો (કામકાજ) સાધી–કરીને. ૮ હતી–હણીને. ('हन् હણવું' તે ઉપરથી ભૂતકૃદંત).

૧ પાખે ઇ૦—હરિ વિના સર્વે વંચાયા—છેતરાયા. તેનાં દૃષ્ટાંત આપે છે કે, શ્રીમહાલક્ષ્મી ઇ૦–સ્પષ્ટ છે. લખી—જાણી ( लक्ष् ધાતુ ઉપરથી ) ૨ દાખી ઇ૦–જલમાં જે લીલા દાખી—બતાવી તે ભણતાં—મુખથી કહેતાં ન

## ઢાળ.

ભગવંત મુજ વણ પોઢે ક્યાંહાં, ઉર વસ્યું સઘ પ્રભુ જાણિયું;
ઉડ્યા મહદ આકાશકલ્પ, અગણિત ભ્રમણ વખાણિયું. ૩
પછી જાણ્યું આ ફળ ગર્વનું, ભૂમિ પડ્યા શેષાચળ થઈ;
અદ્યાપિ જે પર્વત વિરાજે, શ્રીવ્યંકટેશ કૃપા મહી. ૪
શિવ છળાયા મોહની રૂપ, ન રહ્યું જ્ઞાન વિવેક;
દ્વારિકા વૈભવ લખી ચળ્યા, વળી એમ વાર અનેક. ૫
શ્રીરામરૂદન વિલોકી, અંબા મોહ પામ્યાં સત્ય;
ધર્યું રૂપ સીતા ઓળખ્યાં, હરિ લજ્જા લાગી અત્ય. ૬
સુર અસુર મળી સાગર મથ્યો, વિઘ્નેશ મંદર બોલ્યો;
મદ હરિ હત્યો ફીકા પડ્યા, ધરી કૂર્મતનુ તર્ત તોળ્યો. ૭
મળમાસમાં સહુ સૂર્યે કહ્યું, અમો તપીશેં નહીં કોઇ;
રૂવિ થઈ તપ્યા હરિ દયાપ્રીતમ, સહુ રહ્યા તવ જોઈ. ૮

## પદ ૧૬ મું.

પ્રકટાવ્યા પ્રાર્થના કરીને જી, તેજ ગયા ધાતા વશ હરિને જી;
વ્રજવાસવ દુઃખ દીઠું અપાર જી, તદપિ નદ્રુમ આપ્યું વણ પ્રહાર જી. ૧
ઇત્યાદિક સંસાર સમસ્ત જી, હરિ માયા આગળ બળ અસ્ત જી;
હરિ સંબંધે લહે સહુ સેવા જી, દૂર થયે ઘણી કંકર જેવા જી. ૨

---

બણે–તેવી ન વર્ણાય. અનંત–શેષ. ૩ આકાશકલ્પ–આકાશ જેવા. ૬ અંબા–પાર્વતી. ૭ વિઘ્નેશ ઇ૦–ગણપતિએ મંદરાચળ પર્વત બોળ્યો–ડૂબાડ્યો. મદ ઈ૦–ત્યારે હરિએ તેનો મદ—ગર્વ હત્યો—હણ્યો. કૂર્મતનુ–કાચબાનું શરીર. ૮ તપીશેં—તપીશું.

૧ પ્રકટાવ્યા ઇ૦–ભૂભાર હરવા માટે બ્રહ્માએ પ્રાર્થના કરીને હરિને પ્રકટાવ્યા—અવતાર લેવડાવ્યો. તેજ બ્રહ્માએ તેમનો મહિમા ભૂલીને વાછરડાંનું હરણ કર્યું ત્યારે તેમનો મહિમા જાણીને છેવટે હરિને વશ થયા. સ્તુતિ કરી. ધાતા–બ્રહ્મા. વ્રજ ઇ૦–વાસવે ( ઇંદ્રે ) વ્રજ ( માં ) અપાર દુઃખ દીઠું ( મદ હર્યો ત્યારે ) તદપિ તેમનો મહિમા ભૂલીને વગર પ્રહારે દ્રુમ ( પારિજાતક ) ન આપ્યું.

૨ બળઅસ્ત–અસ્તબળ ( બહુવ્રીહિ ). લહે ઇ૦–સહુ સેવા લહે–પામે. પણ દૂર ઇ૦–હરિથી દૂર થાય તો સેવા ન પામે. ત્યાં દૃષ્ટાંતઃ જેમ ધણી સાથે

## ઢાળ.

એ કંકર ગોધૂમન્યાય સહુ, પૂજાય મહાજન દેવ;
હરિ સંબંધ ટળતાં કંકર સમ, ઇશ્વિર રહ્યા સ્વયમેવ. ૩
પાંડવસભા અગ્રેશ હરિ, પૂજ્યા રહ્યા સહુ જોઇ;
ગજ અનિર્વચને સ્તુતિ કરી, હરિ વણ ન ધ્યાયા કોઇ. ૪
અવતારી અંશી સર્વાત્મા, ઇશ્વર હરિ ભગવાન;
પરમાત્મ બ્રહ્મ અપાર તે, શ્રીકૃષ્ણ શ્રુતિ કરે ગાન. ૫
મહાદેવ આદે મોટા સહુ, કહેવાય છે જગ માંય;
પણ આટલા ગુણ હરિ વિષે, ન મળે કદાપિ ત્યાંય. ૬
સર્વજ્ઞ સ્વામી સકળના, સર્વના અંતરયામી;
સમતા ન જેની કોઇમાં, નહિ શીશ જેને સ્વામી. ૭
આત્મારામ ને આત્મયોનિ, સર્વાત્મા સહુ રૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણમાં, ઇત્યાદિ સુગુણ અનુપ ૮

## પદ ૧૭ મું.

સર્વ કરે ને નહીં અહંકાર જી, ગંભીરતાનો ન મળે પાર જી;
નિત્યપરિપૂરણ અતિ તોષ જી, ગુણ કરી માને જનના દોષ જી. ૧

---

કાંકરા હોય તે ઘઉંની કીમતમાં ખપે, પણ દૂર થયા એટલે તેની કાંઇ કીમત નથી તેમ.

૩ કંકર ગોધૂમન્યાય-ઊપર દૃષ્ટાંતમાં કહ્યો તે. સ્વયમેવ [ स्वयम् (પોતે) एव ( જ ) ]—એકલા તાત્પર્ય કે હરિના સંબંધથી દેવ અને મોટા પુરૂષો પૂજા પામે છે પણ હરિના સંબંધમાંથી તેમને જૂદા કાઢીએ તો ખરા પૂજવા લાયક એક ઈશ્વરજ છે; બીજા કાંકરા જેવા માલ વિનાના હોવાથી પૂજવા યોગ્ય નથી. અનન્ય ભક્તિનું સમર્થન કરવા માટે આ વિષયનું પ્રતિપાદન દયારામે કર્યું છે.

૪ અગ્રેશ—સર્વથી મુખ્ય. ગજ હ૦-મગરે ગળેલા હાથીએ અનિર્વચને-જેનું નિર્વચન ( વ્યાખ્યા ) થઈ શકે નહિ એવી રીતે. ૫ અવતારી અંશી-અંશવડે અવતાર ધારણ કરનારા. શ્રુતિ ઈ૦-શ્રુતિ ( વેદ ) જેનું ગાન કરે છે એવા.

૮ આત્મારામ-પોતાના સ્વરૂપમાંજ આનંદ પામનારા. આત્મયોનિ-પોતાનાથીજ પોતાની ઉત્પત્તિવાળા. સુગુણ-સારાગુણ. ઈશ્વર સગુણ છે એ વાતનું સમર્થન કરવા માટે ઈશ્વરમાં દયારામ ગુણ પ્રતિપાદન કરે છે.

૧ સર્વ હ૦-ઈશ્વર સર્વ-સઘળું ( કરે ક્રિયાપદનું કર્મ ) કરેછે, પણ તેને

અણું સેવા માને અતુલિત જી, એકરસ નીભવે નિત્યે પ્રીત જી;
શરણાગત થઈ થાય વિમુખ જી, ફરી ચીતવે તો પ્રફુલ્લિત મુખ જી. ૨

ઢાળ.

પ્રફુલ્લિત મુખ શ્રીનાથ જી, સમરે ન પે'લા દોષ;
ઇચ્છે પ્રત્યુપકાર સહજ, ઉદાર સદ્‌ગુણ કોશ. ૩
ભય દ્વેષ હિત વા કામના, કોઈ ભાવ કો સમરણ કરે;
હરિ તેને પણ ફળ મોક્ષ દે, મોટાઈ નિજ અંતર ધરે. ૪
મહાદુષ્ટ ઉપર પણ દયા, હરિ કરે નિજપણું જોઈ;
જે જે હણ્યા ખળ મુક્તિ તેને, કહે એવું કોઈ. ૫
સહુ શક્તિપતિ ને શાન્ત અતિ, ભૃગુ પરીક્ષા જોઈને કહ્યું;
એવા તો એકજ કૃષ્ણ બીજા,નું કથન માત્રજ રહ્યું. ૬
કોપી કદાપિ ન શાપ દે, વર તુલ્ય જેનો ક્રોધ;
સ્વાધીન મન ધાર્યું કરે, કોઇનો ન ચાલે રોધ. ૭
અવળું ન અર્ચનમાં પડે, નિષ્કંટક જેનો પંથ;
જન દયાપ્રીતમ કૃષ્ણ એવા, ગાય મહામુનિ ગ્રંથ. ૮

---

અહંકાર (હું કર્ત્તા છું એવો અભિમાન) નથી. નિત્ય પરિપૂર્ણ-નિરંતર ઈચ્છા રહિત. ગુણ ઈ૦-જનના (મનુષ્યના) દોષને તે ગુણ કરીને (ગુણરૂપે) માને છે. મતલબ કે એવા ઉદારસ્વભાવવાળા તે છે. ૨ અણુ-લગાર જેટલી-ઘણી થોડી. અતુલિત-ઘણી. એકરસ-એક સરખી. ૩ સહજ ઉદાર-સ્વભાવ સિદ્ધ ઉદારતા ગુણવાળા.

૪ કોઈ ભાવ ઈ૦-કો (કોઈ) ભયથી, દ્વેષથી, હિતથી કે કામનાથી-કોઈ પણ ભાવથી જે તેનું સ્મરણ કરે તેને પણ હરિ મોક્ષ ફળ આપેછે. ૫ કોઈ ઈ૦-સર્વે કોઈ પુરાણ, ઈતિહાસ વગેરે કહેછે. ૬ સહુ ઈ૦-ભૃગુ ઋષિએ પરીક્ષા જોઈને-છાતીમાં લાત મારી જોઈને પછી કહ્યું કે, સહુ શક્તિઓના પતિ છતાં પણ શાંત ઈ૦-સ્પષ્ટછે.

૭ વર-વરદાન. ૮ અવળું ઈ૦-જેમ બીજા દેવ દેવીઓના પૂજનમાં લગાર ચૂક પડતાં તે દેવને અવળું પડેછે-તે દેવ કોપાયમાન થાયછે, તેમ આ દેવ-કૃષ્ણના અર્ચનમાં કાંઈ ભૂલ ચૂક થાય તો પણ અવળું પડતું નથી. એ ભાવ છે.

## પદ ૧૮ મું.

જેનું આપ્યું ન જાય કદાપિ જી, અચલિત પદ છે ધ્રુવ અધાપિ જી;
'શરણ પડ્યો છું' સાચું ભાખે જી, તેને હરિ નિજ સમ કરી રાખે જી. ૧
અભય અચળ દાતા હરિ એક જી, એ બળ ન મળે દેવ અનેક જી;
'કૃષ્ણ તમારો' કે' એક વાર જી, સહજ હરિ દે સુખભંડાર જી. ૨

### ઢાળ.

ભંડાર સુખ એટલાજમાં, ઉગ્રસેન વિભીષણ પામિયા;
કહે ભેટ સાધન શાં કર્યાં, દુઃખ સદ્ય સઘળાં વામિયાં. ૩
શિવ બ્રહ્માદિક સુર આરાધે, મહાકષ્ટ કરી કદી કોઇ;
દે તુચ્છ ફળ તે પણ અનિત્ય, વિચારી જો મન સોઇ. ૪
વર હિરણ્યકશિપુ હિરણ્યગર્ભથી, પામ્યો નરહરિ મારિયો;
જન જાણી પોતાનો વિધાતા, ક્યમ ન આવી ઉગારિયો. ૫
શિવ સેવક રાવણ બાણાસુર, હરિ હણ્યો છેદ્યા હસ્ત;
શંકરથકી શું નિપન્યું, વરવૈભવ પામ્યા અસ્ત. ૬
જડભરત હરિજન તેજ સહન, થયું ન શક્તિ ફાટી;
નિજ કરે નિજકિંકર હણ્યા, થઈ ગયો શ્રમ સૌ માટી. ૭

---

૧ જેનું આપ્યું—જેણે આપેલું. ૩ એટલાજમાં–'હું તમારો છું' 'હું તમારે શરણે પડયો છું' એટલુંજ કહેવાથી.

૫ વર ઇ૦–હિરણ્યકશિપુ હિરણ્યગર્ભથી (બ્રહ્માથી) વરદાન પામ્યો હતો તોપણ નરહરિ (નૃસિંહે) તેને માર્યો.

૬ હણ્યો ઇ૦–રાવણને હણ્યો અને બાણાસુરના હસ્ત છેદ્યા. વરવૈભવ–વરદાનના વૈભવ.

૭ શક્તિ ફાટી ઇ૦–જડભરત હરિજન હતો તો તેનો દેવીના આગળ વધ કરવા તેના સેવકોએ (ચોરોએ) તેને આણ્યો તે વખતે તેનું તેજ શક્તિથી સહન થયું નહિં અને તે ફાટી—ક્રોધે ભરાઇ. તથા પોતાના કરે—હાથે પોતાના કિંકર—સેવકોને હણ્યા. માટી–અર્થાત્ વ્યર્થ.

ઇત્યાદિ અમર નશ્વર ફળ, અવળું પડે ક્ષણ માંય;
જન દયાપ્રીતમ કૃષ્ણ વણ, સુખ રૂપ સઘળું ક્યાંય. ૮

## પદ ૧૯ મું.

હરિ વણ ઉજ્વળ પંથ ન એક જી, વામી મેલા માર્ગ અનેક જી;
મદ્યમાંસ માગે બલિ ચંડી જી, શિવવ્રત ધારી સહુ પાખંડી જી. ૧
ધરે મુંડમાળા અસ્થિ ચર્મ જી, ભૃગુને શાપે અનુચિત ધર્મ જી;
કયહું વિષય કયહું ભ્રષ્ટાચાર જી, વર્ણાશ્રમ નહિ ધર્મ લગાર જી. ૨

### ઢાળ.

ના ધર્મ એકાચાર સહુ, નહિ વેદશાસ્ત્ર પ્રમાણ;
તે માટ કહ્યું શુક શિવાદિક તજ, વિષ્ણુથી કલ્યાણ. ૩
સ્ત્રી રક્ષ ભૂલે ભક્ષ ભણ્યું, જય દેહી સંકટ દહી કહ્યું;
તે પ્રમાણે શક્તિ કર્યું, અંતરજ્ઞપણું કહે કયાં રહ્યું. ૪
તે માટ સર્વેશ્વર હરિ સમ, ઇતિરમાં મતિ જે ધરે;

---

૮ અમર ઇ૦-ઇત્યાદિ ( ઉપર કહ્યું તે પ્રમાણે ) અમર ( દેવ )નું ફળ નશ્વર ( નાશવંત ) છે-(બ્રહ્માદિકના વરદાનનું દૃષ્ટાંત), અને ક્ષણમાં અવળું પડે એવું છે-( શક્તિનું દૃષ્ટાંત ).

૧ શિવવ્રત ધારી સહુ પાખંડી જી— ( જુઓ ભાગવત ચતુર્થ સ્કંધ. અ. ૨ ) " भवव्रतधरायेचयेचतान्समनुव्रताः । पाखंडिनःसंतुतेचैवसच्छास्त्रपरिपंथिनः ॥ नष्टशौचामूढधियोजटाभस्मास्थिधारिणः । विशंतुशिवदीक्षायांयत्रदैवंसुरासवं " ઇ૦.

૨ વિષય-ગ્રામ્ય વિષય. ૩ શુક- શુક ( ભાગવતમાં ) " स्थित्यादिपुह-सित्रिविरिंचिहरेतिसंज्ञाःश्रेयांसितत्रखलुसत्वतनोर्नृणांस्युः " ઇ૦.

૪ બીજા દેવને અવળું કેમ પડેછે તેનું દૃષ્ટાંત આપે છેઃ સ્ત્રી ઇ૦— ચંડીપાઠ કરતાં 'भार्यांरक्षतु' ને બદલે 'भार्यांभक्षतु' બોલાઇ ગયું તથા 'रूपंदेहिजयंदेहियशोदेहिद्विषोजहि' ને બદલે ' रूपंदेहियशोदेहिद्विषोदेहिजयंजहि ' બોલાઈ ગયું. તે પ્રમાણે શક્તિએ કર્યું એટલે સ્ત્રી મારી નાખી, શત્રુ આવ્યા અને જયનો નાશ કર્યો. અંતરજ્ઞપણું-મનની ભાવના જાણવાપણું.

તે નારકીશ સદા મહામુનિ, પદ્મપુરાણે ઉચ્ચરે. ૫
મતિ શિલા હરિ અર્ચા ગુરૂ, નરજાતિ મતિ છે સંતમાં;
પદ તીર્થ પાવન વિષ્ણુ વૈષ્ણવ, અધમ ઉદમતિ અંતમાં. ૬
હરિ નામ મંત્ર કલુષહર, ત્યાં ધી શબ્દ સમાનની;
તે પતિત પશુમતિ ગાય દ્રુમ, તુલસી પ્રિયે ભગવાનની. ૭
મુખદ્વાર ઇંદ્રીતૃપ્તિ સહુ, તરૂતૃપ્તિ જ્યમ જડી પોષ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ પૂજે, પામે સહુ સંતોષ. ૮

## પદ ૨૦ મું.

તજી સુંદર શ્રી હરિની સેવા જી, કરે ઉપાસન દેવી દેવા જી;
તે જ્યમ તરષો ગંગ અનૂપ જી, તજીને તીરે ખોદે કૂપ જી. ૧
સુર પૂજે મૂકી જગદીશ જી, તજી કામદુઘા દુહે મહિષ જી;
કે' નિગમાગમ એ ફરીં ફરીને જી, ભજો સદા સહુ એક હરિને જી. ૨

---

૫ ઇતર–બીજા ( દેવ ) નારકીશ—નરકમાં જનારાઓમાં વડો. મહા-મુનિ–વ્યાસ. ૬ મતિ ઇ૦—હરિની અર્ચા ( પ્રતિમા )ને વિષે જેને શિલા બુદ્ધિ ( પાષાણ બુદ્ધિ ) છે, સંતોમાં અને ગુરૂમાં જેને નરજાતિની બુદ્ધિ છે. તેમને બીજા સાધારણ નર જેવા માને છે, વિષ્ણુ અને વૈષ્ણવના પદનું જે પાવન (પવિત્ર કરે એવું ) તીર્થ ( જળ ) તેને વિષે જે અધમ ( પુરૂષ )ના અંતરમાં ( મનમાં ) ઉદમતિ ( જળ બુદ્ધિ ) છે–તેને જે સાધારણ જળ જેવું માને છે.

૭ હરિ ઇ૦—કલુષ ( પાપ )ને હરનાર જે હરિનામ રૂપી મંત્ર તેને વિષે સમાન ( સામાન્ય ) શબ્દની ધી ( બુદ્ધિ ) છે, ગાયને વિષે સામાન્ય પશુ બુદ્ધિ છે, ભગવાનની પ્રિયા તુલસીને વિષે જેને દ્રુમ ( વૃક્ષ ) બુદ્ધિ છે, તે પુરૂષને પતિત ( ધર્મભ્રષ્ટ ) જાણવો.

૮ મુખદ્વાર ઇ૦—જેમ મુખદ્વારા સહુ ઇંદ્રિયો તૃપ્ત થાય છે, તથા જેમ જડી ( જડ–મૂળ )ના પોષ ( પોષણ )થી તરૂની તૃપ્તિ થાય છે, તેમ દયા-ના પ્રીતમ એવા કૃષ્ણને પૂજવાથી સહુ ( દેવાદિક ) સંતોષ પામે છે.

૧ તજી ઇ૦–" वासुदेवंपरित्यज्ययेन्यंदेवमुपासते । तृषिताजान्हवीतीरेकूपंवांछं-

## ઢાળ.

શ્રીહરિ તજી કલ્યાણ ઇચ્છે, બાલ અવરાધાર;
જ્યમ શ્વાન પૂછ ગ્રહી ધરે, મન જાવા સાગર પાર. ૩
એ સર્વ વાતો વેવલાં, ભામા ભમાવ્યા વ્યર્થ;
એક કેવળ શ્રીહરિશરણ વણ, નથી સર્યો કોઇનો અર્થ. ૪
શ્રીકૃષ્ણ શ્રીમુખ કહ્યું બહુ, પ્રિય મુને દાસ અનન્ય;
અતિ દુરાચારી તદપિ સાધુ, શ્રેષ્ઠ મારે મન. ૫
વળી કહ્યું હારીત સ્મૃતિમાં, પાંડવી ગીતા માંય;
તે વચન કેરા અર્થ માત્રજ, લખું છું હું આંય. ૬
નમવું નહિ અન્ય દેવને, નિર્ખવા નહીં ન પ્રસાદ;
મંદિર જાવું નહીં જદપી, કોઇની પડતી હોય મરજાદ. ૭
વદવું સમરવું સેવવું, ચિન્તનાશ્રય શ્રવણાદિ;
અન્યનું ન કરવું દયાપ્રીતમ, કૃષ્ણરસ જે સ્વાદી. ૮

## પદ ૨૧ મું.

વિશ્વ સકળ છે હરિનું રૂપ જી, એકાંશે વ્યાપક વ્રજભૂપ જી;
કરતા હરતા પોષક સ્વામી જી, સહુ ઘટ વાસી અંતરયામી જી. ૧
માટે કોઇનો દ્રોહ ન કરવો જી, હરિ દુખાશે એ ભય ધરવો જી;
જે તે રીતે કોઈ તનુધારી જી, સુખી કરતાં ખુશી કુંજવિહારી જી. ૨

---

तिदुर्भगाः " ( પાંડવગીતા ) ૩ બાલ–મૂર્ખ–બાલિશ. અવરાધાર–( અવર + આધાર ) બીજા દેવાદિનો આધાર રાખનાર. ૪ ભામા–ભ્રમણા.

૫ શ્રીમુખ–પોતાને મુખે. ( ગીતામાં ) " अनन्यचेताःसततंयोमांस्मरतिनित्यशः । तस्याहंसुलभः पार्थनित्ययुक्तस्ययोगिनः " ( અધ્યાય ૮ ) " अनन्याश्चिंतयन्तोमांयेजनाः पर्युपासते । तेषांनित्याभियुक्तानांयोगक्षेमंवहाम्यहं" ( અધ્યાય ૯. )

૮ વદવું ઈ૦–( જુઓ પાંડવગીતા ) " नान्यंवदामिनशृणोमिनचिंतयामिनान्यंस्मरामिनभजामिनचाश्रयामि । भक्त्यात्वदीयचरणांबुजमंतरेणश्रीश्रीनिवासपुरुषोत्तम देहिदास्यम्. "

૧ એકાંશે ઇ૦—" અનંત અને અપાર સર્વત્ર ઇશ્વર છે. અને જગત તેના એક દેશમાં રહેલું છે " એમ તત્વવિચારથી જણાય છે. માટે અપાર

## ઢાળ.

કુંજવિહારી રાજી રહે, જો દયા સહુપર હોય;
આત્મા ન કોઇનો દુખવે, નવ દોષ કોઇનો જોય. ૩
સહુ દેવ હરિ અંગેથી ઉપન્યા, દાસ હરિના જાણી;
નિંદા ઇર્ષા ના કરે પણ, ભજે શારંગપાણિ. ૪
શ્રીકૃષ્ણચંદ્ર વિના ન કોઈની, ભક્તિ નહિ કોઈ તૃષ્ણ;
સહજે શિવાલય માર્ગ દીઠું, કરવા જય શ્રીકૃષ્ણ. ૫
હરિને વિષે સહુ વિશ્વ તે, હરિ પૂજતાં પૂજાય;
કોઈ કહે હું હરિમાં નથી, તેને પૂજે અમારી બલાય. ૬
પ્રતિ પશુ પશુ શો ચીસાડો, પ્રતિ પોળીએ શું મ્હોંણ;
સમજુ ન દેવા નીસરે, વડી વડી પ્રત્યે લોંણ. ૭
શિવ સ્ફુટ નમ્યા નહિ દક્ષને, દેખી દેહાભિમાન;
જન દયાપ્રીતમ કૃષ્ણ અંતર્યામી નમિયા ધ્યાન. ૮

---

ઇશ્વર પોતાના એક અંશવડે જગતમાં વ્યાપી રહ્યો છે એમ કહેવાય છે. ઘટ—દેહ. ૨ તનુધારી—દેહધારી—પ્રાણી.

૫ નહિ કોઇ તૃષ્ણ—કોઇની તૃષ્ણા પણ નહિ. સહજે—વિના પ્રયાસે માર્ગમાં શિવાલય જોવામાં આવે તો તેમને પણ ' જયશ્રીકૃષ્ણ ' કરવા. અર્થાત્ હું તમને પ્રણામ કરૂં છું તે તમારામાં વ્યાપક શ્રીકૃષ્ણ છે એમ જાણીનેજ.

૭ પ્રતિ ઇ૦—પ્રત્યેક પશુ પશુ પ્રતિ શો ચીસાડો ?–શી ચીસ પાડવી? અર્થાત્ પ્રત્યેક પશુને ગોવાળ શું જૂદું જૂદું હાંક મારી બોલાવે છે ?. પ્રતિ પોળીએ ઇ૦-પ્રત્યેક પોળીએ (રોટલીએ)શું મોંણ નાખવામાં આવે છે ? તેમ જે જે સમજુ હોય તે વડી વડી ઇ૦-પ્રત્યેક વડીએ લોંણ ( લવણ )—મીઠું નાખવા નીસરતો નથી. તાત્પર્ય કે, તેમજ પ્રત્યેક પ્રાણીમાં જૂદો જૂદો ઇશ્વર માની તેનું પૂજન કરનારને કોઇ સમજુ ન કહે. " प्रणमेद्दंडवद्भूमावश्वचांडाल गोखरम् " " ઘોડો, ચાંડાલ, ગાય, ગધેડું, એ સર્વને પૃથ્વીપર પડી દંડવત પ્રણામ કરવો " એવું કહેનારાના મતનું ઉપરના વચનથી દયારામે ખંડન કરી સર્વત્ર ઈશ્વર વ્યાપ્ત છે એ વાત સ્થાપિત રાખી છે.

૮ શિવ ઇ૦-( ભાગવત ચતુર્થસ્કંધ જુઓ. ) "पुराविश्वसृजांसत्रेसमेताः परमर्षयः । तथामरगणाःसर्वेसानुगामुनयोऽग्नयः ॥ ४ ॥ तत्रप्रविष्टमृषयोदृष्ट्वार्कमिवरोचि-

## પદ ૨૨ મું.

સઘળે સરખી પ્રાત ન સારી જી, ટેકની ભક્તિ પ્રભુ અતિ પ્યારી જી;
અળગા અન્યાશ્રિત ભગવંત જી, વ્યભિચારિણીથી પ્રેમ ન કાંત જી. ૧
પતિવ્રતા ઉત્તમ જો હોય જી, પતિ પુરૂષોત્તમ ત્યાં ચિત્ત પ્રોય જી;
પણ જો અન્યાશ્રય જનમાં જી, તે પણ ખટકે હરિના મનમાં જી. ૨

### ઢાળ.

મન ખટક જ્યમ રજ નેત્રમાં, પણ નીકળે નહિ ચેન;
ત્યમ અન્યાશ્રય પણ છોડવે, નહિ જંપ પંકજનેન. ૩
પશુપતાકાસ્ત્રાદિક અન્યાશ્રય, હતો અર્જુન;
બ્રહ્માસ્ત્રદ્વારા મૂકાવ્યો, હરિ જાણીને નિજ જન. ૪
વળી આશરો અર્કનો, અક્ષયપાત્ર દ્રૌપદ્યાદિ;
તે દુર્વાસા પ્રેરી મૂકાવ્યો, કૃષ્ણ શુચિરતિ સ્વાદિ. ૫
અંબરીષને અભયા તણો, આશ્રય લખ્યો અખિલેશ;
તે પણ ટળાવ્યો મોકલી, મુનિ દ્વાદશી વ્યપદેશ. ૬

---

ષા। भ्राजमानांत्रोतोमरं कुर्वन्नेतन्महत्सदः ॥ ५ ॥ उदतिष्ठत्सदस्यास्तेमानुगामुनयोऽमयः ।
ऋतेविरिंच्यंशर्वचतद्भासाक्षिप्ततेजसः ॥ ६ ॥ ૪૦ ”

૧ અળગા ૪૦-અન્યાશ્રિત-બીજા દેવના આશ્રયવાળાથી. ૩ અન્યાશ્રય ૪૦—અન્યનો આશ્રય છોડ્યા વિના પંકજનેન ( ભગવાન )ને જંપ વળે નહિ.

૪ પશુપતાકાસ્ત્રાદિક ૪૦—પશુપતાકાસ્ત્ર અર્જુનને શિવથી મળ્યું હતું માટે એ અસ્ત્રને સંબંધે અર્જુનને શિવનો આશ્રય હતો, પણ તેને પોતાનો જન જાણીને વિષ્ણુએ બ્રહ્માસ્ત્ર આપીને તે દ્વારા અન્યાશ્રયથી મુક્ત કર્યો—અન્યાશ્રયની ગરજ મટાડી.

૫ વળી ૪૦-વળી દ્રૌપદી આદિકને અક્ષયપાત્રના સંબંધથી અર્ક ( સૂર્ય )નો આશ્રય હતો તે પણ દુર્વાસાને મોકલીને શુચિરતિ (પવિત્ર પ્રીતિવાળા ) અને સ્વાદી ( મધુર—મિષ્ટ ગુણવાળા ) કૃષ્ણે મૂકાવ્યો. અર્થાત્ તેમને સમજાવ્યું કે પદાર્થને અક્ષય કરવાનું અથવા ભૂત માત્રને તૃપ્ત કરવાનું સામર્થ્ય મારામાંજ છે.

૬ અભયા ૪૦-અખિલેશ ( ભગવાને )અંબરીષ રાજાને અભયા એકા-

વળી એજ વ્રતનો આશરો, નંદને દીઠો નાથ;
પ્રેરી વરૂણ-ચર બંધાવ્યા, વળી લાવ્યા ગૃહી હરિ હાથ. ૭
વળી અંબિકા યાત્રા ગયા, ત્યાં ગળ્યા અજગર નંદ;
ફરી દયાપ્રીતમ છોડવ્યા, તવ સમજ્યા સહુ સુર મંદ. ૮

## પદ ૨૩ મું.

અન્યાશ્રયનું ફળ છે એવું જી, નંદાદિકને દીઠું જેવું જી;
હરિને હિત ના આવે ત્યાંય જી, જેનું ચિત્ત હોય બહુ સુરમાંય જી. ૧
પ્રાઘૂર્ણિક બહુ ઘરનો હોય જી, મરે ક્ષુધાએ ન પુછે કોય જી;
પુત્ર પુંશ્ચલી પિતુ કહે કોને જી, લાડ આલંભા કોઇના માને જી. ૨

## ઢાળ.

માને ન મન માધવ વિના, કહું તેજ સાચો સંત;
નિજ પ્રાણ અધિકો લહે તેને, ભક્તાધીન ભગવંત. ૩
એમ સુણી બોલ્યો શિષ્ય, પ્રભુ સંશય રહેછે એક;
આપે કહ્યું તે ખરૂં, ભજવા, એક હરિ ધરિ ટેક. ૪
શ્રુતિ સ્મૃતિ વચને દૃઢ થયું, સંશે ન નિશ્ચે એવ;
છે એમ તદપિ ઘણા જણ કયમ, ભજે ઇતિર દેવ. ૫
કેટલા દ્રઢ શૂર એક, કેટલા નામે સૂધળે શીશ;
તે કયમ હશે ગુરૂ કહો ઝળકે, પ્રવર જશ જગદીશ. ૬

---

દશીનો આશ્રય જાણ્યો: તે આશ્રય પણ દુર્વાસા મુનિને મોકલી દ્વાદશીના વ્યપદેશ (નિમિત્ત)થી ટળાવ્યો.

૭ નંદ—ગોકુળના નંદ. વરૂણચર—વરૂણના દૂત. યમુનાજીમાં સ્નાન કરવા ગયા હતા ત્યાંથી વરૂણના સેવકો નંદને લેઇ ગયા હતા અને તેને કૃષ્ણ છોડવી લાવ્યા હતા તે પ્રસિદ્ધ છે. ૮ મંદ—મંદબુદ્ધિવાળા દેવો.

૧ હિત ૦—હિતેચ્છા ન ઉત્પન્ન થાય. ૨ પ્રાઘૂર્ણિક—પરોણો. પુંશ્ચલી—વ્યભિચારિણી. આળંભા—આળ. ૩ પ્રાણ અધિકો—પ્રાણથી અધિક.

૫ એવ—(નિશ્ચયદર્શક અવ્યય.) જ. ઇતર—બીજા. ૬ કેટલા ૦—કેટલા દૃઢ અને શૂરા એકનેજ શીશ નામે છે. પ્રવર—શ્રેષ્ઠ.

એમ સુણી શ્રીગુરૂ કહ્યું, સાંભળ્ય કહું કારણ તાત;
જે અંશ જેહના હોય તે, તેને ભજે શ્રુતિ ખ્યાત. ૭
જેનું તેને તે મળે, તવ થાય ચિત્તનિરોધ;
જ્યમ દયાપ્રીતમ કૃષ્ણ સેવે, ભગવદી વણ બોધ. ૮

## પદ ૨૪ મું.

કદી કદા મહિષી નવ ધાવે જી, ધેનુ ધાવવા મહિષી ન આવે જી;
ગુણ અવગુણનું કશ્યું ન કામ જી, ચિત્ત તેનું ત્યાંજ વિરામ જી. ૧
ભુલ્યું પડિયું બાળક રોય જી, મુખ અધમોત્તમ સહુનાં જોય જી;
તદપિ ન ભટકણ ભાગે મનની જી, સદ્ય શાંતતા મળતાં જનની જી. ૨

### ઢાળ.

જ્યમ જનની મળતાં જંપ તતક્ષણ, અવર રહે નહિ આશ;
પછી બોધ તેને ન કરવો, પામ્યા પૂરણ અભિલાષ. ૩
સઘળે નમે પંચ પરિયા, જીવ આસુરી કે'વાય;
ઉપજતાં માયામાં મળ્યા, કયમ એક ઠોર ઠરાય. ૪
એકદા શ્રીમદ્પુરૂષોત્તમને, ઇચ્છા ઉપની એવી;
વિસ્તાર જગમાં થાય જશનો. કૃતિ કરવી તેવી. ૫
એમ ધારી ભૃકુટી ભંગેથી, ઉપજાવી સૃષ્ટિ સાર;
બ્રહ્માંડ ભવ્ય વિચિત્ર નાના. લોક દશને ચાર. ૬

---

૭ જેહના—જે દેવના. ૮ ચિત્તનિરોધ—ચિત્તની એકાગ્રતા. ભગવદી—જન્માંતરનો ભક્ત.

૧ મહિષી—ભેંશ. ૩ પામ્યા ઈ૦—જેનો પૂર્ણ અભિલાષ હતો તે પામ્યા પછી.

૪ સઘળે ઈ૦—જે પુરૂષ સઘળે નમે છે તે જીવ પાંચ પરિયા સુધી આસુરી કહેવાય. અર્થાત્ તે પછીના પાંચ જન્મ સુધી આસુરી જીવ થાય.

૫ એકદા ઈ૦—( જગતની ઉત્પત્તિનું કારણ બતાવ્યું છે ). ૬ ભૃકુટીભંગથી—આંખની ભમર વાંકી કરીને—અર્થાત્ ઇચ્છામાત્રથી. નાના—અનેક પ્રકારના. દશને ચાર—ચૌદ ( લોક ).

મહીમંડળ નવ ખંડાદિ રચના; લીલા માત્રે કીધી;
જુગ પ્રકારે રચી સૃષ્ટિ, કરવા પર પોતાની પ્રસિદ્ધિ. ૭
એક દૈવી બીજી આસુરી, ઉપજાવી આપો આપ;
જન દયાપ્રીતમ સકળ, શક્તિપતિ, અતુલ પ્રતાપ. ૮

## પદ ૨૫ મું.

ભક્તિ સુંદરી માયા દાસી જી, બંધે પ્રકટ કરી કુંજવિલાસી જી;
નખશિખ સુભગા ભક્તિ જેહ જી, અતિ પ્યારી લાગી પ્રભુ તેહ જી. ૧
પડી અક્ષર પર કૃપા–કટાક્ષ જી, સત્વ ઉપન્યા લક્ષો લક્ષ જી;
યથા ભક્તિમાં લીન સુભાગી જી, વૈષ્ણવ ગુણવંતા હરિરાગી જી. ૨

## ઢાળ.

અનુરાગી કેવળ કૃષ્ણમાં, સર્વદા કૃષ્ણાધીન;
જે બીજી કટાક્ષે ઉપન્યા, તે માયામાં થયા લીન. ૩
તે આસુરી સહુ કર્મજડ, હરિભજન ધર્મવિમુખ;
તે કરે ઉપાસન અવરનાં, જેમાં સદા ભય દુઃખ. ૪

---

૭ લીલા–રમતમાત્રથી. જુગ પ્રકારે–સત્યયુગ વગેરે અનુક્રમથી. પર છં૦–પોતાની અને પરની પ્રસિદ્ધિ કરવા માટે.

૮ દૈવી–સત્વાદિ ગુણવાળી. ( જુઓ ભગવદ્ગીતા ) " अभयंसत्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः । दानदमश्चयज्ञश्चस्वाध्यायस्तपआर्जवम् । १ । अहिंसासत्यमक्रोधस्त्यागशांतिरपैशुनम् । दयाभूतेष्वलोलुप्त्वंमार्दवंन्हीरचापलम् । तेजःक्षमाधृतिःशौचमद्रोहोनातिमानिता । भवंतिसंपदंदैवींमाभजातस्यभारत" ॥ ३ ॥ આસુરી–દંભાદિ ગુણવાળી " दंभोदर्पोऽभिमानश्चक्रोधःपारुष्यमेवच । अज्ञानंचाभिजातस्यपार्थसंपदमासुरीम्" ॥ ४ ॥ (અ૦૧૬).

૧ ભક્તિ સું૦—ભક્તિ એ ભગવાનની સ્ત્રી છે અને માયા દાસી છે. દાસી છે માટેજ તેને બંધે પ્રકટ કરી છે. નખશિખ—નખથી શિખા લગી. સુભગા–સુંદર.

૨ અક્ષર–અક્ષરબ્રહ્મ ( પ્રધાન તત્વ ). સત્વ–જીવ. હરિરાગી–હરિમાં રાગવાળા. અક્ષરને વિષે પ્રથમ કટાક્ષથી હરિભક્ત ઉપન્યા.

૩ બીજી કટાક્ષે ઉ૦—અક્ષરને વિષે બીજા કટાક્ષથી જે જીવ ઉપન્યા તે માયામાં લીન થયા. ૪ કર્મજડ–યજ્ઞાદિ કર્મ કરવામાં જડ થઈ ગયેલા. હરિભજન ધ૦—હરિભજન રૂપ ધર્મથી વિમુખ.

એવાજ મૂળે જીવ તે, કો કાળ નહીં કલ્યાણ;
કહ્યું મૂઢા જન્મનિ જન્મનિ, શ્રીગીતા માંય પ્રમાણ. ૫
વળી તેવા ને અતિ બહિર્મુખ, શિવ કર્યા હરિ રૂચિ જોઈ;
મૂકી મર્યાદ ને વળી મદ્ય પાયો, તે શાણા કહે કોઈ. ૬
એ કથા પદ્મપુરાણમાં, વિસ્તાર છે અથ ઇતિ;
તે અંશ માત્ર લખ્યો, વધે બહુ ગ્રંથ તે મન ભીતિ. ૭
તે માટ હરિના હોય તેજ, સદા ભજે હરિરાય;
જન દયાપ્રીતમ કૃષ્ણ વણ, તેનું ચિત્ત ક્યહું નવ જાય. ૮

## પદ ૨૬ મું.

શ્રી ગિરિધરના ભક્ત સોહાગી જી, પ્રેમરસ ભક્તિતણા વિભાગી જી;
એ સરજ્યા છે હરિરસ પીવા જી, અણઅધિકારી ન ઉતરે ગ્રીવા જી. ૧
મરાલ મીન મધ્યે નવ જાય જી, બગલે મુક્તાફળ ન ખવાય જી;
દીપક જીવે પાને સ્નેહ જી, મક્ષી તજે તે અડતાં દેહ જી. ૨

## ઢાળ.

એમ દેહ છૂટે ખર તણો, જો કદા સાકર ખાય;
તે આહાર સક્કરખોર ખગ, મિસરી વિના ન જીવાય. ૩

---

૫ મૂઢા જન્મનિ જન્મનિ-જન્મે જન્મે મૂઢ. (જુઓ ગીતા) "आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् (અ. ૧૬-૨૦).

૬ તેવા ૯૦—તેવા આસુરી તો હતાજ અને તેમને વળી હરિની રૂચિ જોઈને શિવે અતિ બહિર્મુખ (વામ તંત્રાદિ કહીને) કર્યા. ૮ ક્યહું-ક્યાંએ.

૧ સોહાગી-સોહાગવાળા. વિભાગી ૯૦-પ્રેમરસ ભક્તિમાં વિભાગ લેનારા-અણઅધિકારી—(અનાધિકારી) જે ભક્તિ કરવાને યોગ્ય ન હોય તે. ગ્રીવા-ગળુ.

૨ મરાલ-હંસ. મીન-માંછલાં. મુક્તાફળ-મોતી. દીપક ૯૦—દીવો સ્નેહ (તેલ)નું પાન કરીને જીવે છે પણ મક્ષી-માખ તે તેલને અડતાં દેહ તજે—પ્રાણ ખુએ. (મતલબ કે તેલનો સ્પર્શ કરવાની અધિકારી તે નથી.) ૩ સક્કરખોર ખગ-સાકર ખાઈને જીવનારા પક્ષી.

સિંહણ પય જ્યમ જેરવે, સિંહણનાં જે બાળ;
પણ કંચન પાત્ર ટકે ન કયહું, ફોડી નીસરે તત્કાળ. ૪
ઉદરે ટકે રસ સોમવલ્લી, શુદ્ધ કુળ જો વિપ્ર;
હોય વિકારી તો વમન કરી, કાઢેજ તે રસ ક્ષિપ્ર. ૫
જ્યમ ક્ષાર જળનું મત્સ્ય, મીઠે જળે પામે મીચ;
જ્યમ કીટ વિષનો મરે ખાંડે, એજ રીતિ નીચ. ૬
મહામિષ્ટભોજન કટુક લાગે, જેને તન જ્વર હોય;
ઊંટ ભક્ષિ કંકોય કર્મ કૂંપળિ, આમ્ર ખાય ન કોય. ૭
ભગવદી જન ભગવંત ભજવા, નિત્ય નવલા કોડ;
જન દયાપ્રીતમ પ્રભાકર, દેખે ન આસુરી ઘોડ. ૮

## પદ ૨૭ મું.

સુણી એમ બોલ્યો શિષ્ય વચન જી, સુણી પ્રતિઉત્તર ઉકળ્યું મન જી;
સત્ય કહોછો સકળ પ્રપંચ જી, સહુ હરિ કારજ વ્યર્થ ન રંચ જી. ૧
બ્રહ્મ સગુણ કો'છો સાકાર જી, જીવ બ્રહ્મના અંશ અપાર જી;
જીવ અજાના ઇશ્વિર સ્વામી જી, જીવ અણુ પ્રભુ સહુ ગુણગ્રામી જી. ૨

---

૫ સોમવલ્લી—એક જાતનો કેફી છોડ. ક્ષિપ્ર—તત્કાળ. ૬ મીચ—મૃત્યુ. ખાંડે—ખાંડ ખાવાથી. નીચ ઇ૦—એજ રીતે નીચ પુરૂષથી ભક્તિરસ જીરવાય નહિ.

૭ ઊંટ ઇ૦—કંકોય ભક્ષી (કાંકોળ ખાનાર) ઊંટના કર્મમાં કૂંપળો—ઝાડનો કૂળો પાલો ખાવાનો સરજેલો છે તે માટે કોઇ ઊંટ આમ્ર (કેરી—આંબો) ખાય નહિ.

૮ ભગવદી જન ઇ૦—ભગવદી જનને ભગવાન ભજવાના નિત્ય નવલા (નવા નવા) કોડ હોય છે. પ્રભાકર—સૂર્ય

૧ પ્રપંચ—વિસ્તાર—સૃષ્ટિ. સહુ ઇ૦—હરિનાં સહુ કાર્યમાંથી રંચ-મગાર પણ વ્યર્થ નથી—મિથ્યા નથી.

૨ અજા—માયા. અણુ—સૂક્ષ્મ. આ બે કડીઓમાં શિષ્યનાં વચનદ્વારા ભક્તિ માર્ગવાળાનો સિદ્ધાંત પ્રકટ કર્યો છે.

## ઢાળ.

છે ધામી અક્ષર ધામના, સેવવા સંતત તેહ;
અચલિત સેવક સ્વામી નાતું, સંભવે ક્યમ એહ. ૩
જળતરંગ ભેદ નહિંજ, કાંચન કુંડળ ભેદ ન હોય;
મૃત્તિકા ઘટમાં ભેદ શો, જડ તેજ જૂદાં જોય. ૪
નિર્લેપ બ્રહ્મ અખંડ સંતત, ત્યાં ન ભેદ ત્રિકાળ;
કહે ભેદ વેદ વૃથાજ, કે' કો સત્ય સમજો બાળ. ૫
એમ સુણી બોલ્યા શ્રીગુરૂ, તું સુણી કહેછે વાત;
પણ અંતરમાં સમજણ નથી, આ મલીન આ અવદાત. ૬
એક દ્રવ્ય કેરી અવસ્થા સુણ્ય, વિવિધ ભાતની થાય;
તે માટ નિશ્ચે કાર્ય કારણ, વસ્તુ બે કહેવાય. ૭

---

૩ ધામી-ધામમાં વસનારા-અક્ષર ધામના સ્વામી. હવે શિષ્ય પૂર્વપક્ષ કરે છે કે. અચલિત ઈ૦-જ્યારે તમે કહો છો કે જીવ એ બ્રહ્મનોજ અંશ છે ત્યારે વસ્તુ સ્વરૂપે તેનાથી ભિન્ન નથી; ( જે જેનો અંશ હોય તે તેનાથી વસ્તુ સ્વરૂપે ભિન્ન ન હોય એ આગળ દૃષ્ટાંતદ્વારા પ્રતિપાદન કરશે. ) અને એમ છે તો અચલિત-ચળે નહિ એવું ( મિથ્યા ન થાય એવું ) સેવક સ્વામીનું નાતું—જીવ સેવક અને ઇશ્વર સ્વામી ( સેવ્ય ) એવો સંબંધ કેમ સંભવે ! તાત્પર્ય કે અંશ અને અંશી વચ્ચે ભેદજ સંભાવ્ય નથી તો સેવક સેવ્ય ભાવ તો સંભવેજ કયાંથી ?

૪ પોતાનું કહેલું દૃષ્ટાંતથી પ્રતિપાદિત કરે છેઃ જળ ઈ૦-જળ અને તરંગ એમાં ભેદ નથીજ; કાંચન અને કુંડળ એમાં ભેદ નજ હોય. (વસ્તુ સ્વરૂપે બન્ને સોનુંજ છે .) જડ ઈ૦—જે જડ ( મૂર્ખ ) હોય તેજ તેમને જૂદાં સમજે.

૫. શિષ્ય પોતાનો સિદ્ધાંત સ્થાપન કરે છેઃ નિર્લેપ ઈ૦-બ્રહ્મ નિર્લેપ ( ગુણાદિના લેપ રહિત ). અખંડ ( જેના અંશ—વિભાગ ન થાય એવું ), અને સંતત ( સર્વદા એક સરખું ) છે; તેનામાં ત્રિકાળે ( ભૂત, વર્ત્તમાન અને ભવિષ્યમાં ) ભેદ નથી કહે ઈ૦—વેદ પણ ભેદને વૃથાજ કહે છે. " एकमेवाद्वितियंब्रह्मनेहनानास्तिकिंचन " " द्वितियाद्वैभयंभवति " ( શ્રુતિ ). કે' ઈ૦-કોઈ ભેદને સત્ય કહે તો તેને બાળ ( અજ્ઞાન ) સમજો.

૬ સુણી ઈ૦—તું સાંભળેળી વાત કહે છે. અવદાત—નિર્મળ. ૭ ગુરૂ દ્વૈત ( ભેદ ) પ્રતિપાદન કરે છેઃ એક ઈ૦-સાંભળ, એકજ દ્રવ્યની અવસ્થાઓ

છે ભેદ નામાકારથી, વળી ક્રિયાથી પણ હોય;
જે મૃદાથી આવે નહિ તે, ઘટે આવે તોય. ૮

## પદ ૨૮ મું.

લહરી કુંડળ ને વળી કળશ જી, જળ કંચન ભૂમિથી દર્શ જી;
સમીર સોની કુલાલ પાખે જી, ભેદ ન ઉપજે નિર્ખ્યો આંખે જી. ૧
વણ ત્રય હેતુ કારજ ન હોય જી, શ્રુતિ સ્મૃતિ બોલે સહુ કોય જી;
ઉપાદાન ઘટ મૃત્તિકા લહિયે જી, નિમિત્ત કારણ કુલાલ કહિયે જી. ૨

## ઢાળ.

કહિયે વળી સમવાયી કારણ, વિવર ચક્ર ને દંડ;
એ ત્રણ કારણથકી, સમજી લે રચ્યું બ્રહ્માંડ. ૩

---

અનેક પ્રકારની થાય છે. તે માટે—તે અવસ્થા પરત્વે કાર્ય વસ્તુ અને કારણ વસ્તુ એવા બે ભેદ વસ્તુના પડે છે. એ ભાવ છે.

૮ ભેદનું કારણ: છે ઇ૦—નામથી, આકારથી અને ક્રિયાથી પણ ભેદ છે. ભેદનું સમર્થન કરવા દૃષ્ટાંત આપે છે કે, જે ઇ૦—જે તોય (જળ) મૃત્તિકાથી ન આવે તે ઘટથી આવે છે. અર્થાત્ જો ઘટ ( કાર્ય ) અને મૃત્તિકા ( કારણ ) એ બેમાં ભેદ ન હોત તો જળ લાવવા રૂપ કર્મ જેમ ઘટથી થાય છે તેમ મૃત્તિકાથી પણ થવું જોઇએ. પણ ( માટી તો પાણીમાં પીગળી જાય છે તેથી ) તે થતું નથી માટે કાર્ય વસ્તુ અને કારણ વસ્તુમાં ભેદ છે એજ સિદ્ધ છે.

૧ લહરી ( લેહેર—તરંગ ). કળશ—ઘટ. જળ કારણથી લહરી કાર્ય, કંચન કારણથી કુંડળ કાર્ય અને ભૂમિ કારણથી ઘટ કાર્ય, ઉપજે છે. એ ભેદ ઉપજવાનાં ત્રણ નિમિત્ત અનુક્રમે બતાવે છે: સમીર ઇ૦—સમીર ( વાયુ ), સોની અને કુલાલ ( કુંભાર ). એ ત્રણ વિના ભેદ ઉપજતો નથી.

૨ કાર્યના હેતુ કહે છે: વણ ઇ૦—ત્રણ હેતુ વિના કારજ હોય નહિ. શ્રુતિ ઈ૦—શ્રુતિ (વેદ), સ્મૃતિ અને સહુ કોય (પુરાણ આદિક) બોલે ( કહે છે). ત્રણ કારણના નામ કહે છે: ઉપાદાન ઈ૦—ઘટ રૂપ કાર્યનું મૃત્તિકા એ ઉપાદાન કારણ; કુલાલ ( કુંભાર ) એ નિમિત્ત કારણ કહિયે.

૩ કહિયે ઇ૦—વિવર ( પોલાણ ), ચક્ર અને દંડ, એમને ઘટ કાર્યનું સમવાયી કારણ કહિયે. દયારામે ઉપાદાન, નિમિત્ત અને સમવાયી ત્રણ પ્રકારનાં કારણ બતાવ્યાં છે, પણ સાંખ્યાદિ મતવાળા ઉપાદાન અને નિમિત્ત બેજ

જો નિર્ગુણ નિરાકાર વણ, બીજું ન હોયજ કોય;
તો તુંજ કે' આ સૃષ્ટિ, શી રીતે અભેદ્ય હોય. ૪
સુણી શિષ્ય બોલ્યો સાંભળો, મહારાજ કો'છો જ્યમ;
હું કદાપિ હા કહું પણ, એમ વાદી માને ક્યમ. ૫
તે એમ કહે છે સાંભળો, કોઈ કાચ મંદિર માંય;
જન ગયો એક અનેક રૂપે, થયો પોતે ત્યાંય. ૬
નિજ છાયા દર્પણે દેખી, માને અવર ઠામે ઠામ;
ભૂલો પડ્યો પ્રતિબિંબ નિરખી, આપણુંજ અભિરામ. ૭
ત્યાં દ્રષ્ટા દૃષ્ટ નથી અવર, સૃષ્ટા ન સૃષ્ટિ કોય;
છે દયાપ્રીતમ બ્રહ્મ તે એક, વાદી કે' સૌ કોય. ૮

---

કારણ માને છે અને ન્યાય વૈશેષિક મતવાળા સમવાયી, અસમવાયી અને નિમિત્ત ત્રણ કારણ માને છે. જેમાંથી કાર્ય ઉત્પન્ન થાય તે પદાર્થને તેનું ઉપાદાન કારણ કહેછે. જેમ ઘડાનું કારણ મૃત્તિકા, વસ્ત્રનું કારણ તાંતણા, વગેરે. એનેજ ન્યાયમાં સમવાયી કારણ કહેછે. ઉપાદાન કારણના ઉપાદાનને અસમવાયી કારણ કહેછે. જેમ ઘડાનું કારણ પૃથ્વી; વસ્ત્રનું કારણ રૂ વગેરે. બીજાં તમામ કારણો કે જે કાર્ય થયા પછી તેમાં મળેલાં ન હોતાં દૂર ખશી જાય છે તેને નિમિત્ત કારણ કહેછે. એ રીતે જોતાં ચક્ર અને દંડ નિમિત્ત કારણ ઠરે છે, તેને દયારામ સમવાયી કારણ ગણે છે તે બરાબર નથી. અથવા ઉપાદાન કારણ ગણાવ્યા પછી સમવાયી જે ઉપાદાનના પર્યાય રૂપ છે તેને ત્રીજું કારણ ગણવું યોગ્ય નથી.

૪ શી રીતે ઇ૦–અભેદ્ય—અભેદવાળી. જો એક નિર્ગુણ અને નિરાકાર બ્રહ્મ વિના બીજું કાંઇ હોયજ નહિ તો બ્રહ્મથી અભેદવાળી આ સૃષ્ટિ શી રીતે ઉત્પન્ન થઈ તે તુંજ કહેની ?

૭ છાયા—પ્રતિબિંબ. અવર—બીજો. બીજા ઘણા છે એમ માને. આપણુંજ—પોતાનુંજ. અભિરામ—સુંદર.

૮ દ્રષ્ટા—જોનાર. દૃષ્ટ–જોવામાં આવેલી વસ્તુ. ( તેમજ ) સૃષ્ટા–ઉત્પન્ન કરનાર. સૃષ્ટિ–ઉત્પન્ન કરેલી વસ્તુ. એ પણ નથી. બ્રહ્મ ઇ૦—તે એક બ્રહ્મજ છે. અને જીવાદિ સૃષ્ટિ તેનાં પ્રતિબિંબ છે. એમ સર્વે વાદી અર્થાત્ ( વેદાંતી ) કહેછે.

## પદ ૨૯ મું.

જળ ભરી ધરીએ કોટિક કળશ જી, તેટલા રવિ તેહ માંયે દર્શ જી;
ત્યમ સંયોગે કરીને માંય જી, રૂપ બ્રહ્મનાં ઘણાં જણાય જી. ૧
એમ સુણી વધા શ્રીગુરૂ વાણી જી, મેં મતિ તારી અતિ જડ જાણી જી;
સુણી તારી વાતો હાંસી આવે જી, વદતો એ સંભવ લાજ ન લાવે જી. ૨

### ઢાળ.

તું લાવતો નથી લાજ મન જે, ખોટું સંભવશે કહીં;
જો તારા મતમાં બ્રહ્મને તો, રૂપ મૂળગું છે નહીં. ૩
(વળી) દર્પણ સ્થાની માયા કહી તે, માયા કપટનું નામ;
તે કપટમાં ક્યાં અમળતા ગણો, આદર્શ કેરે ઠામ. ૪
પ્રતિબિંબ ન પડે રૂપ વણ, નિર્મળી વસ્તુ પાખ્ય;
પવનનું પ્રતિબિંબ કાષ્ટનાં, કહીં પડ્યું દીઠું ભાખ્ય? ૫
વળી તું અભેદ કહે જ્યહાં, ત્યાં ભેદ ભાસે સત્ય;
જો તુંજ તારા કહ્યાથી, બંધાય છે વણ મત્ય. ૬
એક કાચ બીજો નર ગણો, વળી છાયા તેની ત્રીજી;
કોઈ અજ્ઞ ચોથો મળ્યો સંગે, ભ્રમણમાં મતિ ભીજી. ૭
અવયવ વિના છાયા ન સંભવ, દયાપ્રીતમ રંચ;
સમજે ન જડ તું પણ, બને નહીં યુગલ વણ પ્રપંચ. ૮

---

૧ સંયોગે ઈ૦—જળની સાથે રવિના રૂપનો સંયોગ થવાથી જેમ અનેક પ્રતિબિંબ ભાસે છે તેમ માયાની સાથે બ્રહ્મનો સંયોગ થવાથી જીવાદિ અનેક પ્રતિબિંબ ભાસેછે, એ ભાવ છે.

૪ અમળતા—નિર્મળતા. આદર્શ ઈ૦ આદર્શ (આરસી) ને ઠામે જેવી નિર્મળતા છે તેવી (મલિન) માયામાં નિર્મળતા ક્યાં ગણો છો?

૫ ગુરૂ કહેછેઃ તું કહેછે કે માયામાં બ્રહ્મનું પ્રતિબિંબ પડે છે તો, પ્રતિબિંબ પડવાને બે વસ્તુ જોઈએ. રૂપ (આકાર) વાળું બિંબ, અને જેમાં પ્રતિબિંબ પડવાનું છે તે વસ્તુની નિર્મળતા. પાખ્ય—પાખે—વિના.

૬ વણ મત્ય—મતિ વિના. ૭ અજ્ઞ—અજ્ઞાની—મૂર્ખ.

૮ અવયવ ઈ૦—અવયવ વિના છાયા—પ્રતિબિંબનો રંચ (લેશ) સંભવ નથી. યુગલ—જોડું. પ્રપંચ—વિસ્તાર.

## પદ ૩૦ મું.

અખંડ વ્યાપક અરૂપ જણાયા જી, ત્યાં પ્રતિબિંબજ શું શી છાયા જી;
અગુણ એક ત્યાં ભિન્ન શી માયા જી, માયાછે તો એક શીદ ગાયા જી. ૧
રૂપ વિના કર્તૃત્વ ન હોય જી, સગુણ વિના સૃષ્ટિ નહિ કોય જી;
જો કરતા ન હોય સાકાર જી, તો અવયવ હોય ક્યમ સંસાર જી. ૨

### ઢાળ.

સંસાર રૂપ ન હોય જો, કરતા પુરૂષ ન હોય;
કારણ સરીખું કાર્ય સઘળી, સૃષ્ટિ શે નવ જોય. ૩
હરિ રૂપાદિક સહુ જોઈ નિજ, જગતનું કીધું જાણય;
ના કહે તે અજ્ઞાન છે, તું સત્ય કરી પ્રમાણય. ૪
કહે કર પદાદિ ન બ્રહ્મ શ્રુતિ, છે ગૃહણ ગતિ આદિક;
નિર્વાહ ક્યમ તે રચ્યાનો જો, કે'શ છેક અલીક. ૫

---

૧ અખંડ ઇ૦—જે અખંડ, વ્યાપક અને અરૂપ ( રૂપ અથવા આકાર વિનાનું )જણાય ( અર્થાત્ કહેવાય ) છે તેનું પ્રતિબિંબ શું કે છાયા શી ? અગુણ ઇ૦—ગુણ રહિત બ્રહ્મ જો એકજ છે તો તેનાથી ભિન્ન ( જુદી )માયા શી ? અને તેનાથી ભિન્ન માયા છે તો એક શીદ ગાયા—કહ્યા.

૨ સાકારત્વ અને સગુણત્વનું સ્થાપન: રૂપ ઇ૦—રૂપ વિના—આકારવિના કર્તૃત્વ ( જગતને ઉત્પન્ન કરવાપણું )હોય નહિ ( સંભવે નહિ. ) સગુણ ઈ૦—સગુણ ઇશ્વર હોય નહિ તો કોઇ સૃષ્ટિ પણ ન હોય. સાકાર ઇ૦—જો સાકાર કર્ત્તા ન હોય તો સંસારને અવયવ ( વિભાગ ) કેમ હોય ?

૩ સંસાર ઈ૦—જો કર્ત્તા ન હોય તો સંસારનું રૂપ (આકાર)પણ ન હોય. કારણ—ઉપાદાન કારણ. સૃષ્ટિ ઇ૦—સઘળી સૃષ્ટિ તું શે નથી ખોળી જોતો ?

૪ હરિ ઇ૦—હરિએ નિજ ( પોતાનાં ) રૂપાદિક સહુ જોઇને જગતનાં પણ રૂપાદિક કીધાં છે એમ તું જાણ.

૫ કહે ઈ૦—તું કહે છે કે બ્રહ્મને કર ( હાથ ) પદ ( પગ ) આદિક નથી તો તેણે ગ્રહણ કર્યું, તેણે ગતિ ( ગમન ) કરી, આદિ શ્રુતિ છે ( ભાગવતાદિમાં અમે સાંભળ્યું છે ). નિર્વાહ ઇ૦—( તેમજ તેણે આ વિશ્વ રચ્યું છે ) જો તું છેક અલીક ( મિથ્યા ) કહીશ ( અર્થાત્ બ્રહ્મ હાથ પગ વિનાનું નિરાકાર

સિદ્ધાંત તેનો એજ છે, પ્રાકૃત ન ઇંદ્રિય ધર્મ;
છે અપ્રાકૃત આનંદમય, સહુ રૂપાદિ શ્રુતિ મર્મ. ૬
તું કહીશ તેજોમય કહે, સહુ બ્રહ્મ ગોળાકાર;
તે રૂપ અક્ષરધામ હરિ, તે માંહ્ય છબી સાકાર. ૭
તેની સમીપ (જે) વસનાર મહા, પ્રભુ સદૃશ નિત્યજ સિદ્ધ;
જન દયાપ્રીતમ કૃષ્ણશુ તે, રમે અચળ પ્રસિદ્ધ. ૮

## પદ ૩૧ મું

વળી સમજાવું દઈ દૃષ્ટાંત જી, તારા મનની ટળવા ભ્રાંત જી;
જેમ કચ્છપ છે કર પદ મુખ જી, રમે સજાતિમાં લહે સુખ જી. ૧
કોઈ વિજાતીય આવે જ્યારે જી, વર્તુલ રૂપે થઈ જાય ત્યારે જી;
અંગ સકળ છે પણ સંતાડે જી, શૂન્ય સરીખી પીઠ દેખાડે જી. ૨

---

અને કર્તૃત્વાદિ રહિત છે એમ કહીશ ) તો તે રચ્યાનો ( અને ભાગવતાદિમાં જે તેનું ગૃહણ, ગમન, આદિ વર્ણ્યું છે તેનો ) નિર્વાહ કેમ થશે? તે બનવું શી રીતે શકય થશે ?

૬ ( 'ત્યારે શું ખરૂં છે ?' એવી અપેક્ષા ઉત્પન્ન કરીને સમાધાન કરે-છે કે, ) સિદ્ધાંત ઇ૦–તેનો સિદ્ધાંત એજ છે કે, તેને પ્રાકૃત ( પ્રકૃતિજન્ય—સાધારણ જીવના જેવા ) ઇંદ્રિય ધર્મ નથી, પણ અપ્રાકૃત ( દિવ્ય ) અને આનંદમય સહુ રૂપાદિ ગુણવાળો તે છે. એવો શ્રુતિનો ધર્મ ( ગૂઢાર્થ—ધ્વનિ ) છે.

૭ તું ઇ૦--ત્યારે બ્રહ્મને તેજોમય ગોળાકાર કહે છે એવો અભિપ્રાય છે એમ તું કહીશ તો, ( તેનું સમાધાન એમ છે કે ) તે રૂપ—ગોળાકાર અને તેજોમય અક્ષરધામ—હરિને વસવાનું ધામ છે; અને તે માંહે ભગવાનની સાકાર છબી છે.

૮ નિત્યજ સિદ્ધ—નિત્યસિદ્ધ—ઉત્પત્તિ વિનાશ રહિત. અચળ—ચળે નહિ એવા અર્થાત્ અવિનાશી.

૧ કચ્છપ–કાચબો. કાચબાને કર (હાથ) , પદ અને મુખ છે. અને તે સજાતિ–સજાતીય ( કાચબા )માં રમે છે. ૨ વિજાતીય–બીજી જાતનો પ્રાણી. વર્તુલ–ગોળ.

## ઢાળ.

દેખાય શૂન્ય સરીખડું, વપુ વિજાતીયથી જ્યમ;
ત્યમ શૂન્યવાદી શૂન્ય સરખા, માને દેખે બ્રહ્મ. ૩
જે જેવા જાણીને ભજે, હરિ તેને તેવા થાય;
શ્રીમુખે શ્રીગીતાજીમાં, એમ કહ્યું વૈકુંઠ રાય. ૪
જ્યમ સૂર્યમંડળ જોઈ, જગ સહુ કહે ગોળાકાર;
છે દૂરના જોનાર દેખે, નહીં રૂપ લગાર. ૫
પણ અરૂણાદિક અવલોકે અંતર, રૂપ રહે રવિ પાસ;
એમ મંડળ અક્ષર તેજોમય માંહે, સૂર્ય ત્યમ અવિનાશ. ૬
છે સ્વામી નટવર પુરૂષોત્તમ, કૂટસ્થ અક્ષરધામ;
તેની પ્રતીતિ થાવા પ્રતિ, નિધિ પ્રકટ શાલિગ્રામ. ૭

---

૩ વપુ—શરીર. ત્યમ ઈ૦–તેમ શૂન્ય સરખા (બુદ્ધિશૂન્ય સરખા) શૂન્યવાદી (એક પ્રકારના બૌદ્ધમતવાળા શૂન્યવાદી કહેવાય છે પણ દયારામે આ સ્થળમાં વેદાંતીઓને શૂન્યવાદી કહ્યા હોય એમ જણાય છે) બ્રહ્મને જેવા માને છે તેવા દેખે છે. અર્થાત્ તેઓ બ્રહ્મને નિર્ગુણ અને નિરાકાર માને છે માટે તે તેમને તેવા દેખાય છે.

૪ તેને તેવા થાય–તેને તેવા થઈને દેખાય. શ્રીમુખે ઈ૦— (જુઓ ભગવદ્ગીતા અધ્યાય ૭ મો.) " योयोयांयांतनुभक्तःश्रद्धयार्चितुमिच्छति । तस्यतस्याचलांश्रद्धांतामेवविदधाम्यहम्॥२१॥ सतयाश्रद्धयायुक्तस्तस्याराधनमीहते । लभतेचततः कामानमयैवविहितान हितान् ॥ २२ ॥

૬. પણ ઈ૦–પણ જેઓ રવિની પાસે રહેછે તેઓ અરૂણાદિક (સૂર્યના સારથિ વગેરે) નાં રૂપને અંતર–અંદર (સૂર્યમંડળમાં) અવલોકે (જુએ).

૭ કૂટસ્થ—(કૂટ-એરણની પેઠે સ્થ–સ્થિત. એરણ પર જેમ અનેક ઘાટ ઘડાય છે તથાપિ તે જેવીને તેવીજ નિર્લેપ છે, તેમ પ્રાણી માત્રનો સાક્ષીરૂપ અંતરાત્મા જે સર્વ જાણે છે પણ સુખ દુઃખાદિ ભોગથી નિરાળો રહે છે તે કૂટસ્થ) અક્ષર. " द्वाविमौपुरुषौलोकेक्षरश्चाक्षरएवच । क्षरःसर्वाणिभूतानिकूटस्थोक्षरउच्यते ॥ उत्तमःपुरुषस्त्वन्यःपरमात्मेत्युदाहृतः ॥"(ગીતા). દયારામે એમ માનેલું જણાય છે કે, બ્રહ્મ (પુરૂષોત્તમ) ને રહેવાનું જે ધામ તેજ અક્ષર અથવા અક્ષરધામ અથવા કૂટસ્થ. અને વેદાંતીઓ એક ચેતન પદાર્થનીજ ત્રણ

તે મધ્યથી રાધારમણ, નીકળ્યા વૃંદાવન;
જન દયાપ્રીતમ અદ્યાપિ, સહુ શિલા દે દર્શન. ૮

## પદ ૩૨ મું.

અરૂપ અગુણ તું કહે છે બ્રહ્મ જી, તેથી પર છે પુરૂષોત્તમ જી;
દિવ્ય જન્મ ને કર્મ જેનાં જી, પ્રાકૃત કે' ફૂટયાં કર્મ તેનાં જી. ૧
મન વાણીથી પર ગતિ ગૂઢ જી, તેને શું જાણે જન મૂઢ જી;
રૂપ વિના કાંઈ નહીં સુખકારી જી, શાણા સમજે હૃદે વિચારી જી. ૨

### ઢાળ.

વિચારી જોયું શ્રીગુરૂ મેં, શિષ્ય બોલ્યો વાણી;
ગુણ રૂપ વણ પ્રતિબિંબ શું, મેં જુક્તિ જૂઠી જાણી. ૩

---

અવસ્થાઓ પરત્વે એ ત્રણ નામની યોજના કરેછે. એટલે, જ્યારે ચેતના પદાર્થ 'હું કર્ત્તા, ભોક્તા, વગેરે છું' એમ માને છે ત્યારે તે જીવ, જ્યારે તે પોતાને કર્તા ભોક્તા નહિ, પણ તેનો સાક્ષી–દ્રષ્ટા માને છે ત્યારે તે કૂટસ્થ, અને જ્યારે તે જ્ઞાનાદિકના સંસ્કારથી પોતાને બ્રહ્મરૂપ–સર્વ પ્રેમમય માને છે ત્યારે તે બ્રહ્મ કહેવાય છે.

૮. તેમધ્યથી ઇ૦—શાલગ્રામ ગોળ છે. પણ તેમાંથી જ્યારે વૃંદાવનમાં હસ્તપાદાદિવાળા રાધારમણ ( રાધા + રમણ–સ્વામી ) નીકળ્યા ત્યારે ત્યાંના વાસીઓની પ્રતીતિ થઇ. શિલા–શાલગ્રામના પાષાણ.

૧. પ્રાકૃત ઇ૦–તેનાં જન્મ કર્મને જે પ્રાકૃત ( સામાન્ય જીવ જેવાં ) કહે તેનાં કર્મ ફૂટેલાં જાણવાં. દિવ્ય–અલૌકિક–કાંઇક એવું કે, જેનો સંભવ છે, પણ તે મનુષ્યની કલ્પનામાં આવી શકતું નથી; કેમકે તે સમજવવાને માટે ઉપમાન નથી.

૨. મન ઇ૦– તે મન અને વાણીથી પર ( મનથી ન કલ્પાય એવો કે વાણીથી ન વર્ણાય એવો ) છે, અને એટલામાટેજ તે ગૂઢ છે. રૂપ વિના ઇ૦– રૂપ ( આકાર )વિના મનુષ્યને કાંઇ સુખકારી લાગતું નથી ( એવો મનુષ્યનો સામાન્ય સ્વભાવ છે. અને તેથી સાકાર ભક્તિની પણ ઉત્પત્તિ થઈ હશે ).

૩. જુક્તિ ઇ૦–અર્થાત્ પ્રતિબિંબ વાદ યથાર્થ નથી એમ મેં જાણ્યું. એમ કરીને હવે વિવર્તવાદ આગળ ધરવાને પૂર્વપક્ષ કરેછે:–

પણ જગત કો'છો સત્ય કયમ, શ્રીમુખે ફરી ફરી આપ;
જે દેખતાં મટી જાયછે, જ્યમ દોરડીનો સાપ. ૪
જ્યમ રૂપું માને સીપ દેખી, પણ ન રૂપું થાય;
જો સત્ય રૂપું હોય તો, કયમ ઘરેણું ન ઘડાય. ૫
જ્યમ મરીચિકા જળ જોઇ મૃગગણ, મતિ વિના અથડાય;
પણ ત્યાં ન કિંચિત તોય, ધાઇ ધાઈ શ્રમિત થઇ પસ્તાય. ૬
એમ બ્રહ્મમાં અજ્ઞાનથી, જગતની ભ્રાંતિ હોય;
છે બ્રહ્મ સત્ય સદાજ તેથી, જગત સત્ય ન કોય. ૭
ગુરૂ એમ બહુધા સુણી મેં, વિવર્તવાદની રીતિ;
જન દયામીતમ દૃઢ અભેદની, તેથકીજ પ્રતીતિ. ૮

## પદ ૩૩ મું.

રે જડ ! તુજને નથી કાંઈ જ્ઞાન જી, મિથ્યા પંડિતનું અભિમાન જી;
જૂડી જુક્તિ ગ્રહી ઇતિહાસ જી, જીવને નાખે ભ્રમની ફાંસ જી. ૧
વાંકી ચૂકી સર્પની ભાત જી, જોઇ જેવડી કોઈ એક રાત જી;
સાચા કેરી વિના સજાતિ જી, ભ્રમ નવ હોય એ યુગ ખ્યાતિ જી. ૨

---

૪ પણ ઇ૦—જે જગત તત્વવિચારથી દેખતાં (જોતાં) મટી જાયછે (મિથ્યા ભાસેછે) તેને આપ શ્રીમુખે (પોતાને મુખે) ફરી ફરીને સત્ય કેમ કહોછો? દૃષ્ટાંત: જ્યમ ઇ૦—જેમ તિમિરાદિક દોષથી દોરડીમાં સાપની ભ્રાંતિ થઈ હોય તે દીવો લાવીને જોવાથી નિવૃત્ત થાયછે અને દોરડી વસ્તુ જે સત્ય છે તેજ સમજાય છે, તથા દોરડીને સાપ માનવાથી જે ભય કંપાદિક થયાં હોય છે તે પણ નિવૃત્ત થઇ જાયછે, તેમ અજ્ઞાન આદિક દોષથી બ્રહ્મમાં જગતની ભ્રાંતિ થઈ છે તે જ્ઞાનથી નિવૃત્ત થાયછે અને સત્ય વસ્તુ જે બ્રહ્મ છે તેજ જણાય છે, તથા બ્રહ્મને જગત માનીને જે સુખ દુઃખાદિ પ્રાપ્ત થયાં હોયછે તે પણ નિવૃત્ત થઇ જાય છે.

૫. મરીચિકા જળ—ઝાંઝવાંનું પાણી. મૃગગણ—હરણનું ટોળું. તોય—જળ. ૮ દૃઢ અભેદની—જીવ અને બ્રહ્મમાં ભેદ નથી એવી દૃઢ પ્રતીતિ.

૧. ફાંસ—ફાંસીમાં. ૨ સાચા ઇ૦—સાચાની સજાતીય વસ્તુ વિના ભ્રમ થાય નહિ. અર્થાત્ કોઇ વખત સત્ય સર્પ દીઠો ન હોય, અને દોરડી સર્પ-

## ઢાળ.

છે ખ્યાતિ ચો યુગ સર્પ સાચો, માટ ભ્રાંતિ હોય;
જો જૂઠું પુષ્પ ગગનનું, દીઠું કહે નહીં કોય. ૩
જો સીપ સાચી હોય નહીં ને, રૂપું હોય ન સત્ય;
ના સત્ય નર તો, જોઇ તેને, ભ્રમી કો'ની મત્ય. ૪
જો કિરણ સત્ય ન સૂર્યનાં તો, ચમક શાથકી થાય;
રવિ કિરણમાં જળ છેજ માટ, ક્ષાર ક્ષિતિ દરશાય. ૫
એ ચારે સત્યના ભેદ વણ, ભ્રાંતિ કયહું નવ થાય;

---

ના આકારની (લાંબી વગેરે) ન હોય, તો દોરડીમાં સર્પનો ભ્રમ થાય નહિ. ચો-યુગ ઇ૦—એ વિષે ચો યુગ (છ) ખ્યાતિઓ છે. ખ્યાતિ–દોરડીમાં સર્પનો ભ્રમ કેવી રીતે થાય છે એ વિષે જૂદા જૂદા શાસ્ત્ર કર્તાઓએ જૂદી જૂદી રીતે કથન કરેલું છે. એ કથનને ખ્યાતિ કહેછે. પ્રસિદ્ધ ખ્યાતિઓ પાંચ છેઃ આત્મખ્યાતિ, અખ્યાતિ, અસત્ખ્યાતિ, અન્યથાખ્યાતિ, અને અનિર્વચનીયખ્યાતિ. દયારામ (ચો+યુગ) છ ખ્યાતિઓ કહેછે, પણ છઠ્ઠી ખ્યાતિ કોઇ શાસ્ત્રમાં પ્રસિદ્ધ નથી. દોરડીમાં જે સર્પ જણાય છે તે સત્ નથી કેમકે દીવો લાવી જોવાથી ત્યાં સર્પ જણાતો નથી. તેમજ તે અસત્ નથી કેમકે તે જોવામાં આવેછે તથા સત્ય સર્પથી થતાં ભયકંપાદિક તેથી ઉપજે છે. એવી રીતે જેને સત્ કે અસત્ એમાંથી એકે રીતે કહી શકાતું નથી. તેને અનિર્વચનીયખ્યાતિ કહેછે. એનેજ વિવર્તવાદ પણ કહેછે. અથવા, ચોયુગ—ચારે યુગમાં એવી ખ્યાતિ–પ્રસિદ્ધિ છે.

૩ જો ઇ૦–જો કે ગગન (આકાશ) નું પુષ્પ જૂઠું છે તો તેને 'મેં દીઠું'' એમ કોઇ કહેતું નથી.

૪ ના ઇ૦–તેમજ નર પણ સત્ય ન હોય તો કોની બુદ્ધિ ભ્રમે ? અર્થાત્ ( જોનાર ) નર, ( સત્ય ) છીપ અને ( અસત્ય ) રૂપું, એ ત્રણે ન હોય તો વિવર્ત બનેજ કેમ ?

૫ ચમક—ચળકાટ. રવિ ઇ૦—સૂર્યના કિરણમાં જળ છે માટે ક્ષિતિ ( પૃથ્વી ઉપર ) ક્ષાર ( ખાર ) જળ રૂપે દેખાય છે. ( સૂર્યના કિરણમાં જળ છે એવી દયારામની કલ્પના છે ).

જડ દુરાગ્રહ અળગો કરે તો, સાચું તે સમજાય. ૬
સાવયવને વિવર્ત હોય, નહીં નિરવયવને કોય;
સાચીજ વસ્તુ માંહ્ય સાચો, હોય તેને હોય. ૭
નિરરૂપ બ્રહ્મ દયાપ્રીતમ વાણ, અવર હોય ન વસ્ત;
તો તેને મત દૃષ્ટાંત કેરૂં, કથન પામે અસ્ત. ૮

## પદ ૩૪ મું.

જો ભવ જૂઠો નિ:સંદેહજી, તો આ જૂઠો ઠરિયો દેહ જી;
તદા દેહની કૃતિ પણ જૂઠી જી, સાધન જૂઠે ગયું ફળ ઉઠી જી. ૧
વિના શરીર હોય ન જ્ઞાન જી, તે જૂઠે શો મોક્ષ મહાન જી;
પ્રાપ્તિ સ્વપ્નમાં થઈ હોય ગર્થ જી, જાગે ન સરે તેથી અર્થ જી. ૨

## ઢાળ.

નિજ અર્થ સાચો સરે જેથકી, મળે પદ મહામોટું;
તેતણું હેતુ શરીર સુંદર, કયમ કહીએ ખોટું. ૩
હરિ વસ્તુમાં મમતાપણું તે, ઠર્યું મિથ્યા જાણ;
વસ્તુનો નાશ નથી કદા તું, સત્ય કરી પ્રમાણ. ૪

---

૬ એ ચારે ઇ૦—દોરડી અને સર્પ, આકાશનું પુષ્પ, છીપ અને રૂપું સૂર્યકિરણ અને મૃગજળ, એ ચારેમાં અસત્ પદાર્થથી સત્ પદાર્થનો ભેદ (ભિન્નતા) છે માટેજ ભ્રાંતિ થાય છે.

૭ સાવયવ ઇ૦—જે અવયવવાળો પદાર્થ છે તેને વિવર્ત હોય—સંભવે છે, પણ નિરવયવને તો તે સંભવતો નથી. સાચી ઇ૦—સાચી વસ્તુમાં જે પદાર્થ સાચો હોય તેને વિવર્ત હોય.

૮ બ્રહ્મ નિરવયવ—આકાર રહિત તથા રૂપ રહિત છે માટે તેને વિવર્ત લાગુ પડે નહિ એટલુંજ નહિ પણ એવા મત માનનારને મતે દૃષ્ટાંતનો પણ સંભવ નથી. તે બતાવતાં કહે છે કે, નિરરૂપ ઇ૦—સ્પષ્ટ છે.

૧ સાધન જૂઠે—સાધન પણ જૂઠું છે અને તેથી, ગયુ ઇ૦—તેથી ફળ પણ ઉઠી ગયું—ફળ પણ મિથ્યા છે.

૪ હરિ ઇ૦—હરિ રૂપ વસ્તુમાં મમતાપણું રાખવું તેનું નામજ 'મિથ્યાપણું ઠર્યું' એમ જાણ. મિથ્યાપણું એ શબ્દથી વસ્તુ માત્રનો નાશ તુ સમજીશ નહિ—વસ્તુજ નથી એમ માનીશ નહિ.

જે વસ્તુ પોતાની લહી તે, નાશ પામે શેય;
મારાપણું મિથ્યા ઠર્યું, વસ્તુ તો જ્યાં ત્યાં હોય. ૫
તું કહેશ પરિણામે મૃષા, તે અંદ તારી મત્ય;
સંસાર સૂક્ષ્મ બીજ રૂપે, સદા હરિમાં સત્ય. ૬
જ્યમ વૃષા વિતે અભ્ર, અંતરધ્યાન હોય સૌ જોય;
કયહું હતાં નહીં તો સમય આવી, કોણ વરસ્યું તોય. ૭
ભવ લીલા છે ભગવંતની, સંશય ન ભગવત રૂપ;
છે કારણ સાચું શ્યામીતમ, કાર્ય પણ તદ્રૂપ. ૮

## પદ ૩૫ મું.

નામ રૂપ ને ગુણ કરી ભેદ જી, સકળ રૂપ શ્રીહરિ કહે વેદ જી;
વિચિત્ર લીલા રચી સમર્થે જી, રમાણ પોતાને કરવા અર્થે જી. ૧
સકળ સદૃશ હરિ લે જોઇ જી, હરિ સદૃશતા ન મળે કોઇ જી;
આદ્યંતે એક રહે હરિ જેહ જી, મધ્યે બહુ રૂપે પણ તેહ જી. ૨

---

૬ પરિણામે—છેવટે. મૃષા-મિથ્યા. સંસાર ઇ૦—સંસાર નાશ પામતો જણાય છે પણ તે નાશ પામતો નથી; કેમકે તે સૂક્ષ્મ રૂપે સદા હરિમાં રહે છે માટે સત્યજ છે. ૭ અભ્ર—વાદળાં. કયહું—કોઇ જગાએ. સમય-વર્ષાસમય.

૮ ભવ ઇ૦-ભવ (સંસાર) એ ભગવંતની લીલા (રમત) છે અને તે ભગવત રૂપ—ભગવાનના જેવા રૂપવાળી છે. એમાં સંશય નથી. છે ઇ૦-કારણ સત્ય છે માટે કાર્ય પણ તદ્રૂપ ( અર્થાત્ સત્ય ) છે.

૧ નામ ઇ૦—હરિ સર્વ વસ્તુમાં નામ, રૂપ અને ગુણના ભેદથી રહેલા છે માટે તે સકળ રૂપ છે એમ વેદ કહેછે.

૨ સકળ ઇ૦—હરિને તું સકળ સદૃશ (સર્વના જેવો) જોઇ લે. હરિ ઇ૦—પણ હરિની સદૃશતા (સમાનતા) કોઈ મળશે નહિ. આદ્યંતે ઇ૦—જગતના આદિમાં અને અંતમાં એક હરિજ રહે છે અને મધ્યમાં પણ બહુ રૂપે કરીને તેજ રહેછે. ( એ રીતે હરિ વિના બીજું કાંઇ નથી એમ સમજવું એમ કહેવાનો અભિપ્રાય છે. )

## ઢાળ.

તેહજ સકળ સર્વત્ર કારણ, કાર્ય ભેદ અભેદ;
તું નામ રૂપ વિનાશ કે' છે, વૃથા કહે છે વેદ. ૩
પોતેજ રચનારૂપ હરિ, પોતેજ જોય અનૂપ;
ચિત્ત શુદ્ધથી નિર્ખતાં, ભાસ વિલાસ છે તદ્રૂપ. ૪
સુણી એમ બોલ્યો શિષ્ય, ગુરૂ મુજ સંદેહ ઉપન્યો એહ;
સર્વત્ર હરિ તો શ્રેય કયમ નહિ, જ્યાં ત્યાં કરતાં સ્નેહ. ૫
કરી શ્રવણ શ્રીગુરૂ બોલિયા, તુને સંશય ઉપન્યો સત્ય;
પણ શ્રવણ કર્યે શંકા ટળે, નિશ્ચલિત રાખી મત્ય. ૬
ભૌતિક અધ્યાત્મિક ને, અધિદૈવ હરિ ત્રિરૂપ;
જયમ ગંગાવારિ તીર્થ દેવી, ક્રમ વિવેક અનૂપ. ૭
એ રૂપ ત્રણે સુરસરિ, વ્યવહાર જૂદો જયમ;
જળ જગત તીરથ અંતરયામી, દેવી પુરૂષોત્તમ. ૮

---

૩ તેહજ ઈ૦–સર્વત્ર સકળ (કાર્ય) નું કારણ તે છે; સકળ કાર્યના ભેદનું અને અભેદનું કારણ પણ તેજ છે. તું ઈ૦–તું તો નામ અને રૂપનો વિનાશ કહેછે પણ વેદ તો નામ રૂપને વૃથા (મિથ્યા) કહેછે.

૪ પોતેજ ઈ૦–જગત રચનારૂપ પોતેજ છે અને તેને જોનારા પણ પોતેજ છે. ભાસ ઈ૦–જગતમાં જે ભાસ થાય છે તે અને જે વિલાસ જોવામાં આવે છે તે તદ્રૂપ (હરિરૂપ) છે.

૫ શ્રેય–કલ્યાણ. ૬ નિશ્ચલિત–સ્થિર. ૭ ભૌતિક ઈ૦–હરિ ત્રિ રૂપ–ત્રણ રૂપવાળો છે: ભૌતિક (પૃથ્વી આદિ ભૂતરૂપ), અધ્યાત્મિક (આત્મા સંબંધી રૂપ), અધિદૈવ (દેવ સંબંધી રૂપ). જયમ ઈ૦–જેમ ગંગાનદીનો જળરૂપે (અધિભૂત), તીર્થરૂપે (અધ્યાત્મિક), અને દેવીરૂપે (અધિદૈવ) ક્રમથી વિવેક કરવો તે અનૂપ (અનુપમ) છે તેમ.

૮ સુરસરિ (સુરસરિત)–ગંગા. એ ઈ૦–એ ત્રણે રૂપ સુરસરિતનાં છે તથાપિ તેનો વ્યવહાર જેમ જૂદો થાય છે તેમજ પુરૂષોત્તમ વિષે સમજવું. (દેવીનાં ત્રણે રૂપનું દૃષ્ટાંત સ્પષ્ટ કરે છે): જળ ઈ૦–જેમ ગંગાનું જળરૂપ અધિભૂત છે તેમ પુરૂષોત્તમનું જગતરૂપ અધિભૂત છે; જેમ ગંગાનું તીર્થ રૂપ અધ્યાત્મ છે તેમ પુરૂષોત્તમનું અંતર્યામીરૂપ અધ્યાત્મ છે; જેમ ગંગાનું દેવીરૂપ અધિદૈવ છે તેમ પુરૂષોત્તમ એ અધિદૈવ છે.

## પદ ૩૬ મું.

નિરાવર્ણ અગ્નિ જ્યમ બાળે જી, સાવરણ સ્પર્શે ત્યમ ન પ્રજાળે જી;
એમ હિત હરિનું સંસૃતિ ટાળે જી, પ્રીત પ્રપંચે ભદ્ર ન ભાળે જી. ૧
થડ ડાળાં અળગાં નહિ કોય જી, પણ સિંચન તે થડને હોય જી;
બ્રહ્મ સત્ય ને જગત અસત્ય જી, એમ કહે કાણા વણમત્ય જી. ૨

### ઢાળ.

મતિ હીણ લોચન એક દેખે, બ્રહ્મ અવર ન કોય;
તેતણે મત દષ્ટાંત કેરૂં, કથન ક્યમ કરી હોય. ૩
તવ શિષ્ય કહે ગુરૂ સાંભળો, પરમાર્થમાં હરિ એક;
વ્યવહારમાં સહુ સત્ય છે, વર્ણવી વસ્તુ અનેક. ૪
જ્યાં લગી જેને નિજ સ્વરૂપનું, નથી ઉપજ્યું જ્ઞાન;
ત્યાં લગી તેને ભેદ વસ્તુ,તણુ રહેછે ભાન. ૫

---

૧. નિરાવર્ણ—આવરણ ( પડદા ) વિનાનો. સાવરણ—આવરણ સહિત. એમ હિ૦—એ પ્રમાણે હરિનું હિત ( હેત અથવા પ્રીતિના અર્થમાં વાપર્યો છે ) સંસૃતિ ( જન્મ મરણરૂપ સંસાર ) ને ટાળે છે પણ પ્રીત પ્ર૦–પ્રીતિમાં પ્રપંચ ( કપટ ) હોય તો તેથી તે ભદ્ર ( કલ્યાણ–ભલું ) ભાળતો નથી–અર્થાત્ પામતો નથી.

૨. થડ ડા૦– સ્પષ્ટ છે. એજ પ્રમાણે જગત્ એ ડાળરૂપ છે અને હરિ થડ રૂપ છે માટે હરિને ભજવાથીજ સંસૃતિ ટળે; જગત્‌ને ભજવાથી નહિ. કાણા—એક નેત્રવાળા અથાત્ એક પક્ષે જોનાર.

૩ લોચન એક—એક આંખે. દૃષ્ટાંત ક૦–એક બ્રહ્મ વિના બીજું છેજ નહિ ત્યારે દૃષ્ટાંત શાનું આપી શકાય ?

૪ તવ શિ૦–( હવે શિષ્ય નવો પૂર્વપક્ષ કરેછેઃ ) પરમાર્થમાં—પરમાર્થ દૃષ્ટિએ—તત્વદૃષ્ટિએ તો એક હરિજ છે; પણ વ્યવહારમાં—વ્યવહાર દૃષ્ટિએ તો જે અનેક વસ્તુઓ વર્ણવી છે તે સહુ ( જગત્ ) સત્ય છે.

૫ નિજ સ્વરૂપનું —આત્મસ્વરૂપનું–' હું કોણ છું ? અવિનાશી ચેતન કે વિનાશી જડ ' એવી રીતનું. ભેદ વસ્તુતણું—હરિ અને જગત્ ભિન્ન છે એવી રીતનું.

પ્રકૃતિવિકાર મટી ગયે, વ્યવહાર ભેદ અસત્ય;
ભ્રાંતિજ નિત્ય વ્યવહાર છે, ગુરૂ શિષ્ય ત્યાં લગી સત્ય. ૬
જ્યાં લગી કાંઈ એક રહે છે, અજ્ઞાન કેરો લેશ;
ત્યાં લગી ગુરૂજી કરે છે, ધ્રુવ શિષ્યને ઉપદેશ. ૭
ગુરૂ દયાપ્રીતમ બ્રહ્મ અખંડિત, સ્વરૂપ નિજ કરી જાણે;
તદપિ પૂર્વ અધ્યાસ દ્વૈતની, ભ્રાંતિ મનમાં આણે. ૮

## પદ ૩૭ મું.

એમ સુણી આચારજ બોલ્યા જી, જૂઠી જુક્તિ દેખી ડોલ્યા જી;
અતિ અજ્ઞાની શિષ્ય વખાણ્યો જી, ગુરૂ અણુ અજ્ઞાની પ્રમાણ્યો જી. ૧
ગુરૂને ન ઠર્યું પૂર્ણ જ્ઞાન જી, ભેદ દૃષ્ટિમાં ઉભય સમાન જી;
એકજ બ્રહ્મ હું છું સહુ ઠામે જી, મુજ વણ વસ્તુ અવર ન નામે જી. ૨

---

૬ પ્રકૃતિવિકાર—પ્રકૃતિ (સ્વભાવ-માયા)થી થયલો વિકાર (ફેરફાર). તત્વજ્ઞાનવડે સમજવામાં આવશે કે એકજ પરમાત્મ વસ્તુમાં આ સહુ ફેરફાર પ્રકૃતિથી થએલો છે. પણ તે અસત્ય છે ત્યારે વ્યવહાર દૃષ્ટિથી જે ભેદ (હરિથી જગતનું જૂદાપણું) મનાએલો છે તે અસત્ય લાગશે. ભ્રાંતિ ઇ૦-વ્યવહાર નિત્ય (નિરંતર) ભ્રાંતિજ (નિશ્ચય ભ્રાંતિરૂપ) છે.

૭ ધ્રુવ—નિશ્ચય. ૮ ગુરૂ ઇ૦—દયારામના પ્રીતમ અખંડિત બ્રહ્મ નિજ સ્વરૂપ છે એમ ગુરૂ જાણે-જણાવે, તદપિ (તોપણ) શિષ્ય, પૂર્વના દ્વૈત અધ્યાસની—પાછલા જન્મમાં જે બ્રહ્મને વિષે દ્વૈત (જગત અને બ્રહ્મ ભિન્ન છે એમ બેપણું માનવું તે દ્વૈત કહેવાય છે.) રૂપ અધ્યાસ (આરોપ) થઈ ગયો છે તેથી પોતાના મનમાં ભ્રાંત આણે છે-હરિ અને જગતને જૂદું જુએ છે. (અહીં સુધી વેદાંત મતના સ્થાપન રૂપ પૂર્વપક્ષ શિષ્યે કર્યો, તેના ઉત્તર રૂપ સમાધાન ૩૭ મા પદમાં કહેશે.)

૧ ડોલ્યા—માથું ધૂણાવ્યું. અતિ ઇ૦-શિષ્યને અતિ અજ્ઞાની કહીને વખાણ્યો (વક્રોક્તિ). અણુ—થોડો.

૨ ગુરૂને ઇ૦-(શિષ્યે પાછળ જે પૂર્વપક્ષ કર્યો તે પ્રમાણે જોતાં) ગુરૂને પૂર્ણ જ્ઞાન છે એમ ન ઠર્યું—નહિ સાબિત થયું: (કેમકે) ભેદદૃષ્ટિમાં તો ઉભય

## ઢાળ.

નામે ન વસ્તુ અવર એવું, જ્ઞાન હોયજ જેને;
હે શિષ્ય! પૂર્ણ જ્ઞાની, તારે મતે કે' છે તેને. ૩
જ્યાં લગી અંતરમાં રહ્યો, અજ્ઞાન કેરો લેશ;
ત્યાં લગી તુંજ વિચાર છે, શું ગુરૂ માંહ્ય વિશેષ. ૪
ગુરૂ શિષ્ય બંધે બરાબર, જ્યાં લગણ દૃષ્ટિભેદ;
વણજ્ઞાન તુજને ઉપજે છે, સત્ય વચને ખેદ. ૫
સુણી શિષ્ય બોલ્યો પ્રભો! ક્યમ, સમતા ઉભયને આપી;
ગુરૂ બ્રહ્મ જીવનો ભેદ તો, જાણતા છે ન કદાપિ. ૬
અજ્ઞાન ઘાડું શિષ્યને, આપથી બીજો દેખે;
નિર રૂપ નિર્ગુણ બ્રહ્મ તે છું, હુંજ એવું લેખે. ૭
સ્વપ્ને ન દૃષ્ટિ અવર ગુરૂ, શિષ્યને મહાઅજ્ઞાન;
ગુરૂ દયાપ્રીતમરૂપ તે, ક્યમ હોય શિષ્ય સમાન. ૮

## પદ ૩૮ મું.

સુણી એમ વદિયા ગુરૂ વચન જી, તું સમ નથી કો મૂરખ જન જી;
ભેદશૂન્ય જો ગુરૂ નિજ પેખે જી, ગુરૂ શિષ્યને ભિન્ન ન દેખે જી. ૧

---

(ગુરૂ શિષ્ય બન્ને) સમાનજ રહ્યા. ( કારણ કે ગુરૂએ શિષ્યને પોતાથી જૂદો જાણ્યો ત્યારેજ તેને બોધ કરવા પ્રવૃત્ત થયો કે નહિં! શિષ્ય તો ભેદ દૃષ્ટિવાળો હતોજ અને ગુરૂ પણ ભેદ દૃષ્ટિવાળા છે એમ એમના બોધરૂપ કૃત્યથી સાબિત થયું, માટે બન્ને ભેદ દૃષ્ટિવાળા છે. એમ કહેવાનો અભિપ્રાય છે). નામે–નામ માત્ર.

૪ તુંજ વિ૦—તુંજ વિચાર કરની? કે ત્યાં લગી ગુરૂમાં શું વિશેષ છે? ૫ દૃષ્ટિભેદ—ભેદદૃષ્ટિ. ૬ સમતા—સમાનતા. ગુરૂ બ્ર૦—ગુરૂ તો બ્રહ્મ અને જીવ એ બેમાં કદાપિ ભેદ જાણતા છે ન–જાણતા નથી.

૭ લેખે–ગુરૂ લેખે. ૮ સ્વપ્ને દ૦—ગુરૂને તો સ્વપ્ને પણ અવર (મારા વિના બીજો કોઇ છે એવી) દૃષ્ટિ નથી. ગુરૂ દ૦—દયારામના પ્રીતમ (બ્રહ્મરૂપ જે ગુરૂ તે (અજ્ઞાની) શિષ્ય સમાન કેમ હોય? ૧ ભેદશૂન્ય–ભેદ બુદ્ધિ રહિત. નિજ–પોતાને.

અવર વસ્તુ જો છે નહીં લેશ જી, ગુરૂ કરે કોને ઉપદેશ જી;
ભેદદષ્ટિ તુજ મન નહીં જ્ઞાની જી, સુણ્યો ન ઉપદેષ્ટા અજ્ઞાની જી. ૨

## ઢાળ.

અજ્ઞાનીને અધિકાર નહીં, જ્ઞાની ન ભેદ લગાર;
તો તારે મત ઉપદેશનો, સંભવે નહીંજ વિચાર. ૩

એમ સુણી બોલ્યો શિષ્ય, વિનતિ કરૂં સુણિયે સ્વામી;
એ વાત જૂઠી નથી સાચી છેજ, કહું શિર નામી. ૪

એક ચંદ્ર દૃષ્ટિદોશવાળો, દેખે ઉભયાકાર;
દેખનારો પણ સત્ય ન કહે, સમજી નેત્ર વિકાર. ૫

---

૨ ભેદદષ્ટિ ઇ૦-ભેદ દૃષ્ટિવાળો પુરૂષ તારે મન-તારે મતે જ્ઞાની (ગણાતો) નથી; અને ( કોઇને પણ મતે ) અજ્ઞાની પુરૂષને ઉપદેષ્ટા ( ઉપદેશ કરનાર-ગુરૂ ) સુણ્યો (સાંભળ્યો) નથી. અહીં દયારામે અનુક્રમે ત્રણ અનુમાન કરીને અભેદવાદીની ગમ્મત કરી છે તે નીચે સ્પષ્ટ કરીએ છીએ.

૧ જે બીજાને ઉપદેશ કરેછે તે તેનાથી જૂદો છે. ( સામાન્ય સિદ્ધાંત ).
ગુરૂ શિષ્યને ઉપદેશ કરેછે.
માટે. ગુરૂ પણ શિષ્યથી જૂદો છે.

૨ પોતાથી બીજાને જૂદો જાણે તે અજ્ઞાની. ( અભેદવાદીનો સિદ્ધાંત ).
ગુરૂ શિષ્યને પોતાથી જૂદો જાણેછે.
માટે, ગુરૂ પણ અજ્ઞાની છે.

૩ જે અજ્ઞાની હોય તે બીજાને ઉપદેશ કરવા યોગ્ય નથી. (સામાન્ય સિદ્ધાંત).
ગુરૂ પણ અજ્ઞાની છે.
માટે, ગુરૂ પણ બીજાને ઉપદેશ કરવા યોગ્ય નથી.

અભેદવાદ સ્વીકારવાથી ગુરૂનોજ ( ઉપદેશનો પણ ) અસંભવ કેમ થાય છે તે ઉપર પ્રમાણે દયારામે બતાવ્યું છે.

૫ એક ઇ૦-ચંદ્ર એક છતાં દૃષ્ટિદોષવાળો ( નેત્રના વિકારવાળો ) તેને

નિત્ય પ્રત્ય એક વિલોકિયો તે, સત્ય માને મન;
પરિણામ મિથ્યા મિથુન થાતાં, નિર્મળાં લોચન. ૬
સુણ્ય શિષ્ય શશિ શાચો ન છે તો, શું દૃષ્ટિ બે આવે;
જો જોનારો નથી સત્ય તો, બે ચંદ્ર કોણ બતાવે. ૭
શ્રોતા ન સાચો હોય તો, કે' કોણ આગળ વાત;
સાકાર સાચા દયાપ્રીતમ, સત્ય ભવ સાક્ષાત. ૮

## પદ ૩૯ મું.

સત્ય ગુરૂ સાચો ઉપદેશ જી, સત્ય શિષ્યના હરે કલેશ જી;
પુષ્પ ગગનનું જૂઠું કહિયે જી, શિંગ શશાનું તદ્વત લહિયે જી. ૧
જૂઠો વંઝયાસુત તેમ કા'વે જી, રૂપ કયહું કો દૃષ્ટ ન આવે જી;
તે સહુ સાચું ભાસે સ્પષ્ટ જી, જૂઠું હોય તે નાવે દૃષ્ટ જી. ૨

---

ઉભયાકાર ( બે ચંદ્રના આકાર ) દેખે છે. દેખનારો ઇ૦—બે ચંદ્ર દેખે ખરો પણ પોતાના નેત્રમાં વિકાર છે તેને સમજીને ( એ દેખાવને ) સત્ય નહિ કહે.

૬ પરિણામ ઇ૦—લોચન નિર્મળ થતાં મિથુન ( બે ) એવું પરિણામ મિથ્યા થશે. અર્થાત્ બે ચંદ્ર પછી નહિ દેખાય.

૭ શિષ્યે આપેલા બે ચંદ્ર દર્શન રૂપ દૃષ્ટાંતનું ખંડન: સુણ્ય ઇ૦—હે શિષ્ય ! સાંભળ, જો શશિ ( ચંદ્ર ) જ સાચો ન હોય તો બે શું (કયો પદાર્થ) દૃષ્ટિએ આવે ? અથવા બે ચંદ્ર દૃષ્ટિએ આવે શું ? અર્થાત્ मूलं नास्ति कुतः शाखा " અભેદવાદીને મતે દૃશ્ય વસ્તુ છેજ નહિ ત્યારે તેમાં વિકાર તો હોયજ કયાંથી ? તેમજ દૃષ્ટા પણ નથી. કેમકે દૃષ્ટા હોય તો દૃશ્ય પણ હોવુંજ જોઇએ. અને દૃશ્ય કબૂલ રાખે તો દ્વૈત પ્રતિપાદિત થાય—ભેદ સત્ય થાય.

૮ માટે ફલિત કહે છે. સાકાર ઇ૦—સ્પષ્ટ છે. ભવ—સંસાર—જગત્ ( અભેદવાદ અને શૂન્યવાદનો ગોટાળો કરી દયારામે ખંડન કરેલું જણાય છે. )

૧ શશો—સસલો. ૨ તે ઇ૦—જે સ્પષ્ટ ભાસે -જોવામાં આવે તે સહુ સાચું જાણવું; નાવે = ન + આવે.

ઢાળ.

દૃષ્ટિએ જૂઠું ના પડે, સુણી શિષ્ય બોલ્યો વાણી;
મહારાજ સમજ્યો હવાં હું, તેની જુક્તિ જૂઠી જાણી. ૩
એવી અનેક અભેદ જુક્તિ, સુણી વધ્યું અજ્ઞાન;
નિજ કૃપાથી કાંઈ થયું હવાં, મુજ સત્યાસત્યનું જ્ઞાન. ૪
હું રહ્યો કાશી ત્યાં થયો, સંન્યાસી કેરો સંગ;
તે માયાવાદી હતો તેથી, ચડ્યો એવો રંગ. ૫
મુને કહ્યું તું એક બ્રહ્મ નિત્યે, પોતાને કરી જોની;
નથી ભેદ તુજ મુજ અણુ, ન્યૂનાધિકપણું સૌ ખોની. ૬
છે સત્ય જ્ઞાન અભેદ સહુ, ભેદનું મિથ્યા જાણ્ય;
નિજ રૂપ મય સમજી સકળ તું, અભયતા ઉર આણ્ય. ૭
બહુ કાળ તેવો બોધ સુણી, નવ રહ્યો સત્ય વિવેક;
તે માટ્ય કહ્યું ગુરૂ દયાપ્રીતમ, બ્રહ્મ જીવ તો એક. ૮

પદ ૪૦ મું.

વળી તેણે એક જુક્તિ બતાવી જી, મુજને હવાણાં સાંભરી આવી જી;
ત્રય સત્તા કે'છે સહુ ઠામ જી, શ્રીગુરૂ સુણીએ તે નામ જી. ૧
વ્યવહારિક તો પે'લી કહિયે જી, પ્રાતિભાસ બીજાને લહિયે જી;
ત્રીજી પરમાર્થ એક બ્રહ્મ જી, કહું વિસ્તારી તેનો મર્મ જી. ૨

---

૩ હવાં—હવે. તેની—અભેદવાદીની. ૪ નિજ કૃપાથી—આપણી (અર્થાત્ તમારી) કૃપાથી.

૫ માયાવાદી–દૃશ્ય માત્રને (જગતને) માયા (મિથ્યા—ભ્રમ) રૂપ માનીને વાદ કરનાર.

૭ છે સ૦—સહુને વિષે અભેદ બુદ્ધિ એજ સત્ય જ્ઞાન છે. ભેદનું૦—ભેદનું જ્ઞાન તે મિથ્યા જાણ. અભયતા ઉ૦—સઘળું વિશ્વ પોતામય હોય તો પછી ભય કોનાથી ?

૧ સત્તા—અસ્તિત્વ. સર્વ ઠેકાણે જે અસ્તિત્વ માલમ પડે છે તેના ત્રણ ભેદ છે.

૨ વ્યવહારિક (વ્યાવહારિક)—સામાન્ય દૃષ્ટિથી પદાર્થોનું જે અસ્તિત્વ જણાય છે તે અસ્તિત્વને વ્યાવહારિક સત્તા કહે છે. પ્રાતિભાસ (પ્રાતિભાસિક)

## ઢાળ.

મર્મે ભેદ શ્રુતિ વ્યવહાર તેમાં, સત્ય સહુ સંસાર;
છે પ્રાતિભાસની સ્વપ્ન, જાગ્યા પછી રહે ન લગાર. ૩
પરમાર્થ બ્રહ્મ સ્વરૂપ નિજ, તેનું ન જ્યાં લગી જ્ઞાન;
ત્યાં લગી સાચું છે સકળ, ગુરૂ શિષ્યનું અભિમાન. ૪
એ વિધિ કહીં કહીં જુક્તિ બહુ, મોહિત કરે સંસાર;
તેના મુખની વાત છળનો, કો ન પામે પાર. ૫
સુણી એમ ગુરૂ કહે ત્રણ સત્તા, ખંડીછે મેં પે'લી;
વિવર્તપ્રતિબિંબવાદમાં, વળી પૂછે છે મતિ ઘે'લી. ૬
નિજ મત નિજ ખંડન કરે, સમજે નહીં અણુ બાળ;
જ્યમ મૂર્ખ જે ડાળે ચઢે, છેદન કરે તે ડાળ. ૭
પરમાર્થમાં વસ્તુ અવર નહીં, એજ પાડય પ્રમાણ;
છે દયાપ્રીતમ બ્રહ્મ એકજ, તે કહેનારૂં કોણ. ૮

---

ભાસવા માત્ર અસ્તિત્વ, જે વ્યવહારદૃષ્ટિએ ખરૂં નથી તેમ જે પરમાર્થ દૃષ્ટિએ પણ ખરૂ નથી. જેમ સ્વપ્નમાં પદાર્થોનો ભાસ થાય છે તે સ્વપ્નમાંજ માત્ર સત્ય લાગે છે; જાગ્રત થયા પછી અસત્ય છે. પરમાર્થ—તત્વદૃષ્ટિએ જે અસ્તિત્વ જણાય તે. પદાર્થમાત્રનું તત્વદૃષ્ટિએ અસ્તિત્વ વિચારતાં—નામરૂપ બાદ કરતાં છેવટે જે રહે તે—સત્રૂપ પદાર્થનું અસ્તિત્વ તે પરમાર્થ સત્તા.

૩ મર્મ—તાત્પર્ય. તાત્પર્ય એ છે કે. શ્રુતિ ( વેદમાં ) જે ભેદરૂપ વ્યવહાર કર્યો છે તેમાં સહુ સંસાર સત્ય હોય એમ જણાય છે. અથવા, ભેદશ્રુતિ—'ભેદ' નું જ્યાં શ્રવણ થતું હોય ત્યાં વ્યવહાર—વ્યાવહારિક સત્તા જાણવી, ઇ૦. ( બીજું સ્પષ્ટ છે. )

૫ વાત છળનો—વાક્છળનો ( અર્થાત્ છળયુક્ત વાણીનો ). ૬ વિવર્તપ્રતિબિંબવાદ—વિવર્તવાદ અને પ્રતિબિંબવાદ ( ૬'૬ ). મતિ ઘેલી—ઘેલી મતિથી.

૮ પરમાર્થમાં ઇ૦—પરમાર્થ સત્તામાં અવર ( બીજી ) વસ્તુ નહીં નથી એજ પ્રમાણ વાકય—સ્વીકાર કરી લે. અર્થાત્ એ વાત કબૂલ કરી એટલે બીજી બે ( વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તાઓ ) એની મેળે અસત્ય ઠરે છે—ખંડિત થાય છે. અને જો વ્યાવહારિક અને પ્રાતિભાસિક સત્તાઓ સાચી

## પદ ૪૧ મું.

કે'શ અવરનું વધ્યું ન સાચું જી, વેદ કે'છે તે ક્યમ કાચું જી;
તો તું બંધાયો મુખ તારે જી, કશ્યું પણ ન કે'વું પડ્યું મારે જી. ૧
એક બ્રહ્મને બીજો વેદ જી, સિદ્ધ કર્યો પરમેશ્વર ભેદ જી;
જ્યાં ત્યાં સત્તા ત્રણ બતાવે જી, તેમાં મોટો દોષ એ આવે જી. ૨

### ઢાળ.

ત્યાં આવે મોટો દોષ એ, મન વચન તન જે થાય;
પંડિત પુરૂષ એમ કે'છે, વ્યવહાર તે કહેવાય. ૩
એ ત્રિસત્તામાં આવિયું, નથી પરસ્પર કાંઇ ભેદ;
એ તરેહ ગોભો ઘેર છે, સમજતાં થાશે ખેદ. ૪

---

હોય તો, છે ઇ૦—દયારામનો પ્રીતમ એવો બ્રહ્મ એકજ ( કેવળ એક ) છે એમ કહેનારૂં કોણ છે ? મતલબ કે, ત્રણ સત્તા સાચી ઠરે તો અદ્વૈતનું ખંડન; અને અદ્વૈત સત્ય ઠરે તો ત્રણ સત્તાનું ખંડન. ( વ્યાઘાત દોષ ).

૧ કે'શ ઇ૦—તું કહીશ કે બીજાનું વધ્યું—બોલેલું સાચું નથી; પણ વેદ કહે છે તે કેમ કાચું (અસત્ય) થશે ? વેદનું કથન કાચું નહિ હોય તો તું તારા મુખથીજ બંધાયો છે.

૨ (શી રીતે બંધાયો તે બતાવે છે:) એક બ્રહ્મ સત્ય અને બીજો વેદ સત્ય. એમ બે સત્ય પદાર્થ હોવાથી અભેદખંડન. જ્યાં ત્યાં—સર્વત્ર. તેમાં મોટો દોષ એ (હવે પછી કહેવાશે તે) આવેછે.

૩. મન ઇ૦—(વ્યવહારનું લક્ષણ કરેછે:) મન, વચન અને તન ( શરીર)થી જે કાંઇ થાય—બને તે વ્યવહાર કહેવાય છે.

૪ એ ઇ૦—એ વ્યવહાર ત્રિ સત્તામાં—વ્યાવહારિક આદિ ત્રણે સત્તામાં આવેલો છે, માટે એ ત્રણે સત્તામાં પરસ્પર કાંઇ ભેદ નથી. તર્કથી પણ તે પ્રતિપાદિત થઇ શકે છે; જેમ,—

મન, વચન, અને કાયાથી જે બને તે વ્યવહાર—( વ્યવહારનું સામાન્ય લક્ષણ ).

પ્રતિભાસ અને પરમાર્થ પણ મન, વચન અને કાયાથી બને છે.

માટે, પ્રતિભાસ અને પરમાર્થ પણ વ્યવહાર છે.

અર્થાત્ તમે જેને પ્રાતિભાસિક સત્તા કહોછો તે પણ ( વ્યવહાર રહિત

સ્વપ્નમાં જે જે વસ્તુ કાંઇ, નિદ્રસ્થ દેખે જન;
તે સમય ભાસે તેહને, વ્યવહાર સાચો મન. ૫
તે સમે સાક્ષી બ્રહ્મ રે'છે, શ્રુતિ કહે સૌ કોઇ;
વૈખરીનો વ્યવહાર આવો, યહાં પણ લે જોઈ. ૬
જાગ્રત સમય સૌ કરે છે, જે વિધિથકી વ્યવહાર;
તે રીત પાછો સ્વપ્નમાં, દેખે સકળ સંસાર. ૭
એ વિધે સત્તા ત્રણમાં, ઉપજે છે વ્યવહાર;
એ દયાપ્રીતમ બ્રહ્મ લગી, સંભવ ન સમજ્યા ગમાર. ૮

## પદ ૪૨ મું.

શિષ્ય કહે સુણો ગુરૂ હું ભાખું જી, જુક્તિ અવર તેની કહી દાખું જી;
જીવને બ્રહ્મ બે એક ઠરાવે જી, ત્યાં દૃષ્ટાંત તે જળનું બતાવે જી. ૧
જ્યમ જળ મધ્યે જળ મળી જાય જી, એમજ બ્રહ્મમાં જીવ સમાય જી;
વળી જુક્તિ એક કહે છે અભેદ જી, મત તેને ત્યાં રહે નહિ ભેદ જી. ૨

---

નથી માટે) વ્યાવહારિક સત્તાજ છે. અને વ્યાવહારિક સત્તા અસત્ છે માટે સઘળું અસત્ છે-શૂન્ય છે ! ! એ તરેહ ઈ૦—એ રીતે ગોબો (અર્થાત્ નુકસાન ) ઘેર ( પોતાને ઘેર—અભેદ વાદમાં) છે. અને તે (ઉપર કહ્યું તેમ) સમજતાં ખેદ થશે.

૫ (પ્રાતિભાસિકમાં વ્યવહાર છે એમ સિદ્ધ કરે છે: ) સ્વપ્નમાં ઈ૦— નિદ્રસ્થ (ઊંઘતો) મનુષ્ય સ્વપ્નમાં જે જે કાંઈ વસ્તુ દેખે છે, તે સમય તેને ( તે વસ્તુનો) વ્યવહાર મનમાં સાચો ભાસે છે.

૬ તે સમે ઈ૦–તે સ્વપ્નમાં બ્રહ્મ સાક્ષી રહે છે, એમ શ્રુતિમાં કહેલું-છે એમ સૌ કોઈ (વિદ્વાનો ) કહે છે. વૈખરી—અક્ષરાત્મક વાણી. શ્રુતિ કહે છે કે ' બ્રહ્મ એ સ્વપ્નમાં સાક્ષી છે ' એ વાકયથી બ્રહ્મરૂપ પરમાર્થસત્તા પણ વ્યવહારમાં આવે છે.

૮ એ ઈ૦–દયાના પ્રીતમ બ્રહ્મ લગી એ ( વ્યવહાર )નો સંભવ પ્રાપ્ત થાયછે તે, તે ગમાર ( ત્રિસત્તાવાદીઓ ) સમજ્યા નહિ !

૧. તેની–કાશીમાં મને જે સંન્યાસી મળ્યો હતો તેની–અર્થાત્ માયવાદીની. ૨ મત તેને–તેને મતે.

## ઢાળ.

કંઇ ભેદ ન રહે દીપ જ્યોતિ, જુગ્મ જ્યાં મળી જાય;
ટળતાં અવિદ્યા જીવ તેમજ, બ્રહ્મમય થઈ જાય. ૩

એ બ્રહ્મને હું બે નથી, સમજ્યો શમ્યું જ્યાં દ્વંદ્વ;
ત્યાં નિશ્ચે તે ભોગી થયો, જાણવો બ્રહ્માનંદ. ૪

સુણય શિષ્ય એ ત્રય યુક્તિકેરા, ખંડનની કહું રીત;
એ વિચાર્યેથી વ્યર્થ છે, તું રખે ધરતો પ્રીત. ૫

ઘટ પૂર્ણ જળ હોય તેમાં, જો અવર નીર સમાય;
તો જાણીએ જે જીવ જઇને, બ્રહ્મમાં ભળી જાય. ૬

દૃષ્ટાંત બીજું જ્યોતિ મધ્યે, જ્યોતિ મળતી હોય;
તો બે મળેથી પ્રકાશ અધિકો, ક્યમ લખે સહુ કોય. ૭

દીપ પ્રભા દ્રવ્ય બે જાણીએ, ઘટ વધ ધર્મને હોય;
જન દયાપ્રીતમ કૃષ્ણ ધર્મી, દોષ ન અડે કોય. ૮

---

૩ દીપ ઈ૦—દીવાની જુગ્મ (બે) જ્યોતો જ્યાં મળી જાય ત્યાં કાંઈ ભેદ રહેતો નથી. અવિદ્યા—અજ્ઞાન. ૪ દ્વંદ્વ—સુખ, દુઃખ; ટાઢ. તાપ; ભુખ. તરસ; ઇત્યાદિ જોડાંને દ્વંદ્વ કહે છે. એ ઇ૦—એ બ્રહ્મ અને હું બે—જૂદા નથી એ જ્યાં સમજ્યો કે તરત તેનું દ્વંદ્વ શમ્યું એમ જાણવું. ભોગી—બ્રહ્માનંદનો ભોગી.

૫ ત્રય ઇ૦—ત્રણ (૧) બે જળ એકઠાં મળી જવાથી તે એકરૂપ થાય-છે; (૨) બે દીવાની જ્યોતિઓ એકઠી મળવાથી એકરૂપ થાય છે. (૩) દ્વંદ્વનો નાશ થવાથી બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે. એ ત્રણ યુક્તિઓનું ખંડન કરવાની રીત કહું છું.

૬ ઘટ ઇ૦—જો જળથી પૂર્ણ ભરેલા ઘડામાં બીજું પાણી સમાય તો જીવ બ્રહ્મમાં ભળી જાય એ વાત જાણીએ (માનવામાં આવે). (સામાન્ય બુદ્ધિવાળા શિષ્યને નિરૂત્તર કરવાની દયારામે આ યુક્તિ વાપરી છે, એમ કહી શકાય).

૭ લખે—જુએ. ૮ દીપ ઇ૦—દીપ અને પ્રભા (કાંતિ—તેજ) એ બે દ્રવ્ય છે. ઘટવધ ઇ૦—એ બન્ને દ્રવ્ય ઘટવધ ધર્મને (ઘટારા અને વધારા રૂપી ધર્મને) હોય—પામે એવાં છે. કૃષ્ણ ઇ૦—કૃષ્ણ (હરિ) એવા ધર્મવાળા છે કે તેને કોઈ દોષ (ઘટવધ ધર્મ) લાગુ પડે નહિ.

## પદ ૪૩ મું.

દીપની કાંતિ રહી હોય ફેલી જી, લઈએ તેને ઘટ સંકેલી જી;
દીપકને કશી હાનિ ન આવે જી, ન્યૂનાધિકતા કાંતિને કા'વે જી. ૧
ઉપમાન ઉપમેય કથન જી, ન ઘટે જ્યાં એક બ્રહ્મ અતન જી;
વળી કહ્યો ત્રીજો દંદવિયોગી જી, તે ક્યમ હોય બ્રહ્માનંદ ભોગી જી. ૨

### ઢાળ.

એક ભોગી ને વળી ભોગ વસ્તુ, બે વિમાશી જોય;
જો એક તો આનંદ અનુભવ, તેને ન મળે કોય. ૩
અદ્વૈત બ્રહ્મ અરૂપથી, પૃથક્ ના હોય પ્રકાશ;
જો ધર્મિને માયા અડે તો, સ્વરૂપનો હોય નાશ. ૪
કે' જીવ બ્રહ્મની એકતા, જાણવો અજ્ઞથી અજ્ઞ;
છે જીવ તો અલ્પજ્ઞ નિત્યે, બ્રહ્મ છે સર્વજ્ઞ. ૫

---

૧ ઘટ ઇ૦–તેને ઘટમાં સંકેલી લેઇએ–સંકેલી લેઇ શકીએ. દીપકને ઈ૦–તેમ કરવાથી દીપકને કાંઇ હાનિ થતી નથી પણ તેની કાંતિને ન્યૂનાધિકપણું થાયછે. (અર્થાત્ દીપક અને કાંતિ ભિન્ન દ્રવ્ય છે એમ જણાય છે).

૨ અતન–શરીર વિનાના. નિરાકાર બ્રહ્મને ઉપમાન ઉપમેયનું કથન સંભવતું નથી. ઉપમાન–જેની ઉપમા આપવામાં આવેછે તે. ઉપમેય–જેને ઉપમા આવે છે તે. જેમ, બ્રહ્મ ઉપમેય અને દીપ ઉપમાન. જીવ ઉપમેય અને દીપકાંતિ ઉપમાન. ત્રીજો–ત્રીજી યુક્તિમાં. દ્વંદ્વવિયોગી–સુખ દુઃખાદિ જોડાંથી રહિત.

૩ (૪૨મા પદમાં ચોથી કડીમાં જીવને બ્રહ્માનંદનો ભોગી કહ્યો છે તે કથનનું ખંડન કરતાં દયારામ કહે છે કે.) એક ઇ૦–એક ભોગી (વસ્તુ) અને બીજી ભોગ વસ્તુ, બે વસ્તુ છે, એમ વિમાશીને (વિચારીને) જોવાથી જણાયછે. જો ઇ૦–જો એકજ હોય તો તેને આનંદનો કાંઇ અનુભવ મળતો નથી. (અર્થાત્ બે બે વસ્તુ કબૂલ કરતાં અદ્વૈત હાનિ થાયછે અને એક વસ્તુ કબૂલ રાખતાં આનંદ હાનિ થાય છે.)

૪ જો ધર્મી ઈ૦—જો ધર્મી (ધર્મવાન્–બ્રહ્મ)ને માયા (બેપણારૂપ માયા) અડે તો તેના સ્વરૂપનો અદ્વૈતપણાનો નાશ થાય છે.

૫ એકતા એકપણું. અજ્ઞ–અજ્ઞાની–મૂર્ખ. (એકતા શામાટે નહિ થ-

વળી જીવ તો છે અનીશ્વરને, ઇશ્વિર છે પરબ્રહ્મ;
તે ઉભયની એકતા, વિદ્દજ્જન કહે કો' ક્યમ. ૬
અણુ જીવ કર્માદિક વશ, ભોગવે વિવિધ ક્લેશ;
છે મહદ્ બ્રહ્મ સ્વતંત્ર, આનંદ કર્માદિક નહિ લેશ. ૭
પડે સ્વર્ગ નરકમાં જીવ એ, સંસૃતિ વારંવાર;
જન દયાપ્રીતમ કૃષ્ણ ભક્તિ, કરે પામે પાર. ૮

## પદ ૪૪ મું.

જીવ મનોરથ કરે અનેક જી, પૂરો ન પડે તેમાં એક જી;
બ્રહ્મ ચા'ય તે તતક્ષણ હોય જી, તેને મેટી ન શકે કોય જી. ૧
હુંજ બ્રહ્મ છું જગમય કે'છે જી, તેજ નરકના ભોગને સે'છે જી;
મિથ્યા ગુરૂ ને મિથ્યા જ્ઞાન જી, શિષ્ય મૃષા ક્યમ તે ગુરૂ ધ્યાન જી. ૨

## ઢાળ.

ક્યમ ધ્યાન જૂઠા ગુરૂનું, આવે? ન સમજે બાળ;
રે શિષ્ય! તું મા પડીશ, માયા વાદી માયાજાળ. ૩

---

કા શકે? તેનું કારણ બતાવેછે કે,)છે ઇ૦-જીવ અલ્પજ્ઞ (થોડું જાણનારો) છે અને બ્રહ્મ સર્વજ્ઞ (સર્વ જાણનારો) છે.

૬ અનીશ્વર-ઈશ્વરતા ગુણ રહિત. ૭ અણુ ઇ૦-જીવ અણુ-સૂક્ષ્મ, કર્માદિને વશ-પરતંત્ર, અને વિવિધ ક્લેશ ભોગવે છે; બ્રહ્મ મહદ (મોટું), સ્વતંત્ર અને કર્માદિના લેશ વિનાનું તથા આનંદરૂપ છે.

૮ સંસૃતિ-જન્મ મરણરૂપે જવું આવવું. કૃષ્ણ ભક્તિ ઇ૦-કૃષ્ણની ભક્તિ કરે તો પાર પામે-ફરીને જન્મવું મરવું ન પડે.

૧ મેટી-મટાડી. તેને કોઇ અન્યથા ન કરી શકે એવો ભાવ છે.

૨ હુંજ ઇ૦-હું બ્રહ્મ છું અને હું જગતમય છું એમ જે કહેછે તે નરકના ભોગને સહે છે—નારકી થાયછે. મૃષા-મિથ્યા. ગુરૂ મિથ્યા, જ્ઞાન મિથ્યા અને શિષ્ય પણ મિથ્યા, ત્યારે તે ગુરૂનું ધ્યાન શામાટે ધરવું?

૩ ધ્યાન કેમ આવે?—ધ્યાન કેમ ધરાય? ન ઇ૦-જે બાળ (મૂર્ખ) હોય તે ન સમજે.

નહિ દ્વૈતજ્ઞાન વિનાજ મુક્તિ, કહે વેદ પુરાણ;
છે વ્યાસાદિકનો એજ આશય, સુજ્ઞ લહે કાણ. ૪
હું વિપ્ર છું હું ક્ષત્રી છું, વૈશ્યાદિ છે સહુ ભાન;
નથી દેહ જીવની ભિન્નતા, સમજતા જન અજ્ઞાન. ૫
જો સાધન મુક્તિકેરૂં એ, અભેદ જ્ઞાનજ હોય;
તો સહજ મોક્ષ લહે સહુ, ગુરૂ શરણ ચાહે ન કોય. ૬
અશ્વત્થ વૃક્ષ તનુ કહ્યો શ્રુતિ, ત્યાં કહ્યા ખગ જોડ,
એક બ્રહ્મ બીજો જીવ, મિથ્યા કહે મોટી ખોડ. ૭
છે જીવ બ્રહ્મનો દાસ નિત્યજ, બ્રહ્મ સહુ જગસ્વામી;
છે જીવ બ્રહ્મની દેહ તેમાં, બ્રહ્મ અંતર્યામી. ૮
જડ અણુ વ્યાપક હેતુ હરિ, કરી કરે વર્ણન વેદ;
જન દયાપ્રીતમ કૃષ્ણને, ત્રય તત્વ ભેદ અભેદ. ૯

---

૪ દ્વૈતજ્ઞાન—હું જીવ અને તે બ્રહ્મ જૂદા છીએ એવું જ્ઞાન. આશય—અભિપ્રાય. સુજ્ઞ ઇ૦—કયો સુજ્ઞ એ આશય લહે—સમજે છે ? અથવા, જે સુજ્ઞ હોય તે એ આશય લહે—સમજે; બીજો કોણ સમજે ?

૭ અશ્વત્થ—પીપળો. તનુ—શરીર. શ્રુતિ ઇ૦—વેદમાં કહ્યું છે કે " બે પક્ષીઓ એક પીપળાના વૃક્ષ ઉપર બેઠા છે તેમાંનો એક પીપળાનાં ફળ ખાય છે અને બીજો કાંઇ ખાતો નથી તથાપિ બળવાન છે. " ( સરખાવો: ) " द्वावेतौसुपर्णौसयुजौसखायावश्वत्थमेकंपरिषस्वजाते । एकस्तयोःस्वादातिपिप्पलान्नमन्यो निरन्नोपिबलेनभूयान् ॥ ( શ્રુતિ ). મતલબ એ છે કે શરીરરૂપી પીપળાના વૃક્ષમાં જીવ અને અંતર્યામી એ બે પક્ષીઓ રહેલા છે, તેમાંનો એક જીવરૂપી પક્ષી દેહના ભોગ ભોગવે છે અને બીજો અંતર્યામી સાક્ષીરૂપે ( કૂટસ્થ ) છે તે કાંઇ ભોગવતો નથી તથાપિ જીવ કરતાં વધારે બળવાન છે. મિથ્યા ઇ૦—દ્વૈત મિથ્યા કહે તો તે મોટી ખોડ છે.

૯ જડ ઇ૦—જડ અને અણુ ( અણુરૂપ જીવ ) તેમાં વ્યાપક અને તેના હેતુ હરિ છે એમ કરી વેદ વર્ણન કરે છે. ત્રય ઇ૦—જડ, જીવ અને પરમાત્મા, એ ત્રણ તત્વનો કૃષ્ણ સાથે ભેદ છે અને અભેદ પણ છે.

## પદ ૪૫ મું.

નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થ જી, એમ કર્યો મહામતિ સમર્થ જી;
પ્રાકૃત ગુણ નહિ જેમાં લેશ જી, અપ્રાકૃત ગુણ ભર્યો અશેષ જી. ૧
સત્ ચિદ્ આનંદ આદિ અનંત જી, ઐશ્વર્યાદિ સહ ભગવંત જી;
અગુણ સગુણ એ બ્રહ્મ વિચાર જી, કેવળ નિર્ગુણ કહે ગમાર જી. ૨

### ઢાળ.

કહે ગમાર ગતિ વિના, જીવ બ્રહ્મ થાયે એક;
ભળ્યો બ્રહ્મમાં એ કથન છે, જીવ ભિન્ન ભાખ્યું વિવેક. ૩
નદી નીર ચઢી સાગર ભળે, ભિન્નતા ન ભાસે લેશ;
નિજ ઉદક લેઇ પાછો ફરે, સરિસલિલ રહે અવશેષ. ૪
બહુ વૃક્ષના રસ ભળેથી, નિપજે મધુઆપૂપ;
નવ સ્વાદ જૂદો અન્ય, મક્ષિ જ્ઞાન પૃથક્ સ્વરૂપ. ૫

---

૧ મહામતિ—મોટી બુદ્ધિવાળા સમર્થ આચાર્યજીએ. અપ્રાકૃત-દિવ્ય. અશેષ-સમગ્ર.

૨ સત્ ઇ૦—સત્ (અસ્તિત્વ), ચિત્ (જ્ઞાન), આનંદ, ઇત્યાદિ અનંત ગુણો ભગવાનમાં છે. તેમજ તે ઐશ્વર્ય આદિ ગુણો સહિત છે. અગુણ ઇ૦—અગુણ (નિર્ગુણ) અને સગુણ (ગુણસહિત) બ્રહ્મનો એ (ઉપર કહ્યો તે) વિચાર છે. જે તેને કેવળ નિર્ગુણ કહે તેને ગમાર જાણવો

૩ ભળ્યો ઇ૦—'બ્રહ્મમાં જીવ ભળ્યો' એ કથન છે તેવડે જીવ બ્રહ્મથી ભિન્ન છે એમ વિવેકથી ભાખ્યું છે. અર્થાત્ જીવ બ્રહ્મમાં ભળે છે એમ કહેવામાં આવે છે તો તે ઉપરથીજ સમજાય છે કે તે તેનાથી જૂદો હોવો જોઇએ.

૪ (ભળનાર પદાર્થ જૂદો હોય છે તેનું દૃષ્ટાંત:) નદી ઇ૦—નદીના નીર ઉપર ચઢીને સાગર તેમાં ભળે છે ત્યારે નદીના નીરથી સાગરના નીરની ભિન્નતા લેશ પણ ભાસતી નથી; પણ પછી જ્યારે સાગર પોતાના ઉદક (જળ)ને લેઇને પાછો ફરે છે ત્યારે સરિસલિલ (નદીનું જળ) અવશેષ (બાકી) રહેછે. તાત્પર્ય કે જે ભળે છે તે જૂદો પણ થઈ શકે છે, માટે ભળનારો પદાર્થ સર્વથા ભિન્નજ છે.

૫ મધુ-આપૂપ—મધપૂડો (અપૂપ પૂડો, પૂરી). નવ ઇ૦—મધનો સ્વાદ

નથી ભિન્ન તો ક્યમ જનક બોલ્યો, ભળી બ્રહ્મ સ્વરૂપ;
વળી બ્રહ્મ ભળિયાં નીકળ્યાં, વ્રજવાસી કેમ અનૂપ. ૬
કદી બ્રહ્મ ભળ્યા તોય સુખ કશ્યું, જળસ્વાદશો જળરૂપ;
જ્યમ કમળગંધ ન કમળને, ભોક્તા સુગંધ મધૂપ. ૭
છતે સ્વામીએ વિધવાપણું, સહુ માને માયાવાદી;
જન દયાપ્રીતમ કૃષ્ણનંદના, રસિક જન છે સ્વાદી. ૮

## પદ ૪૬ મું.

સર્વોપરિ છે ભજનાનંદ જી, (પણ) અનુભવ નહિ જે રતિમંદ જી;
તે સુખ લૂટયું સહુ વ્રજભક્તે જી, હરિ વશ કીધા જાણ્યું જક્ત જી. ૧
શુકમુનિ વ્યાસે પ્રશંસા કીધી જી, પદરજ માગી ઉદ્ધવ લીધી જી;
શેષ રમા શિવ વિધિ નિજ નિંદે જી, ફરી ફરી ગોપીજનપદ વંદે જી. ૨

## ઢાળ.

વંદે સર્વ શ્રીકૃષ્ણને, તે કૃષ્ણ પણ આધીન;
ત્યાં મોટમની અવધી થઈ, ગજપદે સહુ પદ લીન. ૩

---

અન્ય ( અન્ય મનુષ્યાદિને ) જૂદો નથી—જૂદો માલમ પડતો નથી, પણ માખીઓનું જ્ઞાન તે વિષે પૃથક્ સ્વરૂપ છે—જૂદું જૂદું છે.

૬ જનક ઈ૦—જનક બ્રહ્મ સ્વરૂપમાં ભળીને ( જીવન્મુક્ત છે માટે )પછી કેમ બોલ્યો—" मिथिलायांप्रदग्धायांनमेदह्यातिकिंचन—મિથિલા બળે છે તેમાં મારૂં કાંઇ બળતું નથી " ઈત્યાદિ કેમ બોલ્યો. બ્રહ્મમાં ભળ્યો એટલે પછી બોલવાપણું હોયજ નહિ, એ ભાવ છે. વ્રજવાસી ગોપીઓ.

૭ જળ ઇ૦—જે જળરૂપ થાય તેને જળનો સ્વાદ શો ! અર્થાત્ બ્રહ્મરૂપ થાય તેને બ્રહ્મનો આનંદ ક્યાંથી મળે ? મધૂપ—ભમરો.

૮ છતે ઇ૦—હરિરૂપ સ્વામી છતાં " અમારે સ્વામી નથી. " એમ કહીને છતે સ્વામીએ માયાવાદી વિધવાપણું—અનાથપણું માને છે. સ્વાદી—સ્વાદ જાણનારા. કૃષ્ણને પોતાથી ભિન્ન જાણી તેથી મળતો આનંદ તો રસિકજન હોય તેજ અનુભવે છે !

૧ રતિમંદ—પ્રીતીમાં મંદ. વ્રજભક્ત—ગોપાંગનાઓ. ૨ પ્રશંસા—વખાણ. પદરજ—ચરણની રજ. શેષ ઇ૦—શેષ, રમા (લક્ષ્મી), શિવ, વિધિ, એ નિજ (પોતાને) નિંદે છે, તથા ફરી ફરીને ગોપીજનના પદ (ચરણ) ને વંદે છે.

૩ આધીન—ભક્તને આધીન. ગજપદે ઇ૦—જેમ હાથીના પગલામાં

શ્રીગોપીજન વલ્લભ અતિ, પ્રિય નંદસુતને નામ;
હરિ વિશ્વવલ્લભ વલ્લભ તેને, પ્રાણાધિક વ્રજવામ. ૪
કાંઈ કહું તેનું હેતુ જેમાં, હેતુ વણ દ્રઢ ભક્તિ;
અલ વ્યસન મૂર્ત્તિમાન સશ્વત, પ્રેમ સહુ આસક્તિ. ૫
એ રીત રતિ નહીં અવરમાં, સર્વની સાભિપ્રાય;
ભવ બ્રહ્માદિક ન સમાન, મોટા જ્ઞાની યોગી રાય. ૬
પ્રીતિ સહજની અતિ ઘણી, શ્રીનાથજીને ભાવે;
તે કોટિ સાધન કરે હરિ,કરૂણા વિના ક્યહું નાવે. ૭
તે સંપૂરણ વ્રજભક્તમાં, અનપાયિની નવ જાય;
જન દયાપ્રીતમ કૃષ્ણ જીતા,યા અજીત શ્રુતિ ગાય. ૮

---

બીજા સર્વનાં પગલાં લીન થઇ જાય છે–સમાઈ જાયછે તેમ ભક્તની મોટાઇ-માં બીજા સર્વની મોટાઇ સમાઈ જાય છે.

૪ શ્રી ઇ૦–પ્રિય એવા નંદસુત ( કૃષ્ણ ) ને શ્રીગોપીજન અતિ વલ્લ-ભ–વાહાલાં છે. નામ–માત્ર. હરિ ઇ૦–હરિ વિશ્વવલ્લભ (જગતના વાહાલા) છે, અને તેને વ્રજવામ (વ્રજની વનિતાઓ) પ્રાણાધિક (પ્રાણ કરતાં વધારે) વલ્લભ (વાહાલી ) છે.

૫ (વ્રજસ્ત્રીઓ એટલી બધી વાહાલી શા માટે? તેનો હેતુ કહે છેઃ) કાંઇ ઇ૦– તેનો હેતુ જેમાં છે તે કાંઇક હું કહું છું. તે હેતુ એ કે, હેતુ વણ દ્રઢ ભક્તિ—કોઇ પણ કારણ વિના દ્રઢ ભક્તિ એજ તેનો હેતુ છે.

૬ એ રીત ઇ૦–એ રીતની રતિ (પ્રીતિ) અવરમાં (બીજાઓમાં) નથી; પણ સર્વની પ્રીતિ સાભિપ્રાય (હેતુ સહિત) છે. ભવ–શિવ. શિવાદિક (પ્રેમ ભક્તિમાં ) ગોપીઓની સમાન નથી, એ ભાવ છે.

૭ પ્રીતિ ઇ૦–સહજ ( સ્વાભાવિક) પ્રીતિ શ્રીનાથજીને અતિ ઘણી ભાવે (પસંદ છે). તે ઇ૦–કોટિ સાધન કરે પણ તે પ્રીતિ હરિની કરૂણા વિના આવે નહિ (પ્રાપ્ત થાય નહિ).

૮ વ્રજ ભક્ત–ગોપીઓ. અનપાયિની (દ્રઢ–જાથુ ટકી રહે એવી). નવ જાય (નાશ ન પામે એવી). જન ઇ૦—જેને શ્રુતિ (વેદ) અજિત કહીને ગાય છે એવા જન જે દયાના પ્રીતમ કૃષ્ણ તે એવી ભક્તિથી જીતાયા.

## પદ ૪૭ મું.

કે'શો ક્યમ નહિ સમતા કોય જી, કહું સમજાવી સમજ ન હોય જી;
નિજ આજ્ઞા બ્રહ્મા તપ કીધો જી, રાસમંડળમાં ક્યારે લીધો જી. ૧
જોગ જુક્તિમાં શંકર પૂરા જી, પરમ તત્વમાં મન ચકચૂરા જી;
ભુજ ધરી ગ્રીવા નંદકુમારે જી; ગાન કર્યું કહો હળી મળી ક્યારે જી. ૨

### ઢાળ.

જો ક્યારે બક્દાલ્ભ્ય ઋષિ, ભીંજતા વૃષ્ટિ માંહે;
જોઈ વ્રજપતિએ ધરી ગિરિ, કર શીશ કીધી છાંહે. ૩
તપપુંજ દુર્વાસા ઋષિ, ત્રણ દુર્વા નિત્ય આહાર;
દુઃખી ચક્રાનલ દેખીને, ક્યમ પીધો ન નંદકુમાર. ૪

---

૧ કે'શો ૦—તમે કહેશો કે વ્રજની ગોપીઓની સમતા કોઈ કેમ નહિ હોય ? અર્થાત્ ગોપીઓનો કૃષ્ણ ઉપર અને કૃષ્ણનો ગોપીઓ ઉપર જેવો પ્રેમ હતો તેવો બીજાનો પ્રેમ કૃષ્ણ ઉપર અને કૃષ્ણનો બીજાપર કેમ ન હોય તો હું તમને સમજાવીને કહું—દૃષ્ટાંત આપું. નિજ ૦—પોતાની આજ્ઞાથી બ્રહ્માએ (સૃષ્ટિની ઉત્પત્તિ વખતે) તપ કર્યું તો પણ તેને રાસમંડળમાં ક્યારે લીધો છે ?

૨ ભુજ ૦—શંકર એવા છતાં પણ તેમની ગ્રીવા (ડોક) ઉપર ભુજ (હાથ) મૂકીને નંદકુમારે ક્યારે ગાન કર્યું ? અર્થાત્ તેમને પણ રાસમંડળમાં ક્યારે લીધા છે ? એ તો ફક્ત ગોપીઓનેજ લીધી છે. (અને તે ઉપરથી કૃષ્ણનો ગોપીઓ ઉપર જેવો પ્રેમ હતો તેવો બીજાપર નહોતો એમ જણાય છે. એમ કહેવાનો અભિપ્રાય છે.)

૩ જો ૦—કૃષ્ણે ગોપીઓને ભીંજતી જોઈને જેમ ગોવરધન પર્વત ઉપાડી છાયા કરી તેમ બકદાલ્ભ્ય પણ તપ કરતાં ભીંજતા હતા તેમને ક્યારે છાયા કરી ? (કેમ ન કરી ? ગોપાંગનાઓ જેવો તેમનો પ્રેમ શ્રીકૃષ્ણ ઉપર નહિ હોય તેથીજ.)

૪ તપપુંજ—તપના ઢગલા રૂપ. ચક્રાનલ—અંબરીષને દુર્વાસાએ સતાવવા માંડયો તેથી દુર્વાસાની પછવાડે ચક્ર પડ્યું હતું તેનો અગ્નિ કૃષ્ણે કેમ પીધો નહિ ? (ગોપ બચાવવા માટે તો દાવાનળ પી ગયા હતા; એ અર્થનો અધ્યાહાર ).

મુનિ માર્કંડેય જ્ઞાની યોગી, તેને નિજ ભરમાવ્યા;
શત કલ્પ વીત્યા જળ વિષે, તોયે વરૂણથી ન મૂકાવ્યા. ૫

નિજ ભક્ત વિરહે કૃષ્ણ કાતર, કૃપામય શ્રુતિ ગાય;
હરિ જીતવાનો શુદ્ધ ભક્તિ, સમ ન એક ઉપાય. ૬

કોટિકલ્પ લગી તપ સમાધિ, ધ્યાનાદિક કરી કોય;
અઘ રહિત જન થાય તદા, ઉર ઉદય ભક્તિ હોય. ૭

તે પણ સહેતુ, અહૈતુકી હરિ,–કૃપા વણ નવ થાય;
થઇ તદા દુર્લભ કશું નહીં, વશ દયાપ્રીતમ રાય. ૮

## પદ ૪૮ મું.

કર્મ જ્ઞાનનુ ફળ તે ભક્તિ જી, શ્રીગીતા શ્રીમુખ કરી વ્યક્તિ જી;
કર્મ પૂર્વ ભાખ્યું પછી જ્ઞાન જી, છેલ્લી ભક્તિ કથી ભગવાન જી. ૧

કર્મે કરવી સત્યની શુદ્ધિ જી, જ્યાં લગી હરિમાં લુબ્ધ ન બુદ્ધિ જી;
શ્રવણાદિકમાં શ્રદ્ધા જાગી જી, થવું કર્મથી પછી વીતરાગી જી. ૨

---

૫ મુનિ ઇ૦–નિજ (પોતે) ભરમાવ્યા, અને જળમાં સોકલ્પ વીત્યા પણ તેમને વરૂણથી છોડાવ્યા નહિ. ('નંદને તો વરૂણથી છોડાવ્યા હતા' એ અધ્યાહાર).

૬ કાતર–કાયર. અર્થાત્ ભક્તનો વિરહ સહન કરવાને કાયર છે. ૭ અઘ–પાપ. ઉર –હૃદય ( માં ).

૮ તે ઇ૦—તે પણ સહેતુ–હેતુયુક્ત–સકામ. અહૈતુકી–હેતુ રહિત ભક્તિ તો હરિની કૃપા વિના નજ ઉપજે. થઇ ઇ૦–જો અહૈતુકી ભક્તિ પ્રાપ્ત થઇ તો.

૧ વ્યક્તિ–સ્પષ્ટતા. કર્મ ઇ૦—ગીતામાં ૩–૪–૫ અધ્યાયમાં કર્મ વિષે કથન કર્યું છે; ૭ મા અધ્યાયમાં જ્ઞાન વિજ્ઞાન વિષે કહ્યુંછે; અને ૧૨ મામાં ભક્તિ યોગ વિષે કહ્યું છે; માટે ભક્તિ છેલ્લી કથન કરી છે એમ કહેવાનો અભિપ્રાય છે.

૨ સત્યની શુદ્ધિ—( અંતઃકરણની શુદ્ધિ કરવી એમ શાસ્ત્ર જાણનારા કહે છે.) લુબ્ધ ઇ૦—જ્યાં લગી હરિમાં બુદ્ધિ લોભાઈ ન હોય ત્યાં સુધી. શુદ્ધ અંતઃકરણ થયા પછીજ તે હરિમાં એકાગ્ર થઇ શકે છે, શ્રવણાદિ ઇ૦—શ્રવણ (સાંભળવું), મનન (વિચારવું),અને નિદિધ્યાસન (તેમાં મનની એકાગ્રતા કરવી). એ શ્રવણાદિ સાધનમાં શ્રદ્ધા પ્રાપ્ત થાય એટલે કર્મથી વિતરાગી –ત્યાગી થવું–કર્મ તજવાં એ ભાવ છે.

## ઢાળ.

વીતરાગી થાવું કર્મ જડથી, ભક્તિમાં વિક્ષેપ;
વિશ્વાસ દ્દઢ હરિ સેવતાં, કર્મનો ન અડે ચેપ. ૩
તું કે'શ કર્મ કદા ન તજવાં, વેદ વાણી ખ્યાત;
સર્વાત્મ ભાવે હરિ શરણ, નથી ગયા તેની વાત. ૪
સહુ કર્મ તજી હરિને ભજે, તેથી ધર્મ સહુ હેઠ;
ત્રય કોટિ ઋષિ તે ભક્તકર્મની, ભોગવે છે વેઠ. ૫
હરિ ભજન અર્થ સ્વધર્મ મૂકે, કદી પડે જો કાચો;
તોપણ ન થાય અભદ્ર તો, શો લાભ સ્વધરમ સાચો. ૬
શત જન્મ સ્વધરમનિષ્ઠ નર, લોકે વિરંચિ જાય;
ભગવદી તેજ તનુ તજે, પદ પરમ પ્રાપ્તિ થાય. ૭
સેવા સદા શ્રીકૃષ્ણ કરવી, તેજ વર એક કર્મ;
જન દયાપ્રીતમ જગન્નાથ જી, વધા મોટો ધર્મ. ૮

---

૩ વીતરાગી ઈ૦—જો જડરૂપ કર્મથી ભક્તિમાં વિક્ષેપ આવતો હોય તો તે કર્મથી વીતરાગી (ત્યાગી) થવું.

૪ વાત ઈ૦—કર્મ ન તજવાં એવું જે વેદ કહે છે તે તો જેઓ સર્વાત્મભાવે (તન, મન, ધનથી) હરિને શરણે નથી ગયા તેની વાત છે.

૫ સહુ ઈ૦—(જુઓ ગીતા) " सर्वधर्मान्परित्यज्यमामेकंशरणंव्रज । अहंत्वासर्वपापेभ्योमोक्षयिष्यामिमाशुच. " (અ. ૧૮–૬૬).

૬. તોપણ ઈ૦—અભદ્ર (અકલ્યાણ) " पार्थनैवेहनामुत्रविनाशस्तस्यविद्यते । नहिकल्याणकृत्कश्चिद्दुर्गतिंतातगच्छति " ઈ૦ (૭–૪૦)

૭. લોકે વિરંચિ–વિરંચી (બ્રહ્મા) ના લોકમાં. ભગવદી ઈ૦–ભગવદી પુરૂપ તેજ (જે દેહમાં હોય તેજ દેહ) તજે એટલે તરત તેને પરમપદની પ્રાપ્તિ થાય છે. (એકેજ જન્મે મોક્ષ પામેછે.)

૮. વર–ઉત્તમ. વધા ઈ૦–એજ મોટો ધર્મ ભગવાને ગીતામાં કહ્યો છે. (જુઓ અધ્યાય ૭ મો) " तपास्विभ्योधिकोयोगीज्ञानीभ्योपिमतोधिकः । कर्मिभ्यश्चाधिकोयोगीतस्माद्योगीभवार्जुन । ४६ । योगिनामपिसर्वेषांमद्गतेनांतरात्मना । श्रद्धावान्भजतेयोमांसमेयुक्ततमोमतः ॥ ४७ ॥ "

## પદ ૪૯ મું.

શ્રેષ્ઠ સર્વથી તે ચાંડાળ જી, મન વણ જીવ્હા જપ ગોપાળ જી;
તેણે કીધાં તપ સહુ તીર્થ જી, સ્વધર્મ સાધ્યા યજ્ઞ સમર્થ જી. ૧
વેદ ભણ્યા તેણે સહુ જાણો જી, અથવા પૂર્વે કર્યા પ્રમાણો જી;
કૌતુક આનંદ એ વિખ્યાત જી, કહ્યું કપિલજી પ્રત્યે માત જી. ૨

## ઢાળ.

માતાનું ભાખ્યું કહ્યું, કહું વળી ઉપનિષદવચન;
સંધ્યા ન કુશ જળ મંત્રથી, થાય કૃષ્ણ સાંધ્યે મન. ૩
મન કૃષ્ણ રૂપે જોડવું, સંધિનું સંધ્યા નામ;
એમ વાસુદેવોપનિષદમાં, કહ્યું છે અભિરામ. ૪
મન વસન કર્મે ક્ષાલવું, જ્યાં લગી ઉજ્વળ હોય;
પછી રંગ કૃષ્ણ ચઢાવવો, વળતી ધૂવે તો રોય. ૫
તજી ઉચિત રીતિ હઠ કરે, તે કર્મજડ કહેવાય;
જ્યમ શ્વાન કંઠે કાંઠો, તે કાઢવા દે ન કઢાય. ૬

---

૧ મનવણ ઇ૦—મન વગર પણ જીવ્હા ( જીભ ) વડે ગોપાળનો જપ કદાચ ચાંડાળ કરતો હોય તો તે પણ શ્રેષ્ઠ છે. સ્વધર્મ ઈ૦—તેણે બધા સ્વધર્મ સાધ્યા અને સમર્થ યજ્ઞ કર્યો.

૨ કૌતુક ઇ૦—એજ વિખ્યાત કૌતુક ( નવાઈ ) અને આનંદ છે. કહ્યું ઇ૦-કપિલે પોતાની માતા દેવહૂતિને એ કહ્યું છે. ( ભાગવત તૃતીય સ્કંધમાં ).

૩ સંધ્યા ઈ૦-કુશ ( દર્ભ ). જળ અને મંત્ર, એટલાવડે જે સંધ્યા થાય તે સંધ્યા જાણવી નહિ; પણ કૃષ્ણની સાથે મનનો સંધિ કરવારૂપ જે કર્મ તેને સંધ્યા કહે છે.

૫ મન ઇ૦—મનરૂપી વસન ( વસ્ત્ર ) જ્યાં લગી ઉજ્વળ હોય ( થાય) ત્યાં લગી તેને કર્મે ક્ષાલવું ( ધોવું ). વળતી ઇ૦-વળતી ( કૃષ્ણ રૂપી રંગ ચઢાવ્યા પછી ) ધુવે તો રોય ( પસ્તાય ) કેમકે ધોવાથી રંગ ઉતરી જાય. તાત્પર્ય કે મન શુદ્ધ કર્યા પછી તેને કૃષ્ણની પ્રીતિમાં જોડવું; અને એ રીતે જોડાયા પછી કર્મકરવાની જરૂર નથી.

૬ ઉચિત—ઘટિત—યોગ્ય ( ઉપર કહી તે ). કાઢવા દે ન કઢાય-( ઉમ-

હોય અનીશ્વરવાદી મીમાંસક, કર્મ અત્યાસક્તિ;
હરિ બહિર્મુખ તે જાણવા, કદી પ્રાપ્ત થાય ન ભક્તિ. ૭
પ્રભુ વિમુખ દ્વિજ ગુણ બાર સહ, સ્વય તરે નહિ ગર્વાળ;
હરિ દયાપ્રીતમ દાસવર, કુળ સહ તરે ચાંડાળ. ૮

## પદ ૫૦ મું.

કદી વિમુખ ગુણભંડાર જી, તે સહુ ગુણને છે ધિક્કાર જી;
કદી હરિજન મહાદોષની ખાણ્ય જી, તદપિ વર સાધુ તે જાણ્ય જી. ૧
બ્રાહ્મણ થઈ સાધે હરિભક્તિ જી, તે તો તુલના નહિ જનજગતી જી;
સાચા બ્રાહ્મણ કા'વે તેહ જી, કૃષ્ણ બ્રહ્મને જાણે જેહ જી. ૨

---

રા ઉપર મૂકેલા દીવાની પેઠે 'ન' નો ઉપયોગ બન્ને તરફ કરવો )કાઢવા દે નહિ કે કદાચ પણ નહિ.

૭ હોય ૪૦—જે અનીશ્વરવાદી ( ઈશ્વર નથી, પણ કર્મ એજ સુખ દુઃખ ફળ આપનાર છે એવો વાદ કરનાર ) મીમાંસક ( પૂર્વમીમાંસા શાસ્ત્રના મતવાળા )કર્મમાં અત્યંત અસક્તિ રાખનારા હોય તેમને હરિથી બહિર્મુખ જાણવા; તેમને કદી ભકિત પ્રાપ્ત થાય નહિ.

૮ પ્રભુ ૪૦–પ્રભુથી વિમુખ દ્વિજ ( બ્રાહ્મણ ) બાર ગુણ [ ધર્મ, સત્ય દમ, તપ, અમાત્સર્ય,-હ્રી ( લજ્જા ), તિતિક્ષા ( સહનશીલતા ), અનસૂયા (બીજાના ગુણમાં દોષ બુદ્ધિ ન કરવી તે), યજ્ઞ, દાન, ધૃતિ, ( અત્યંત આપત્તિમાં પણ વ્રતાદિનો અત્યાગ ), શ્રુત ( અર્થ ગ્રહણ સહિત વેદાધ્યયન ). એ બાર ગુણ બ્રાહ્મણનાં મહાવ્રત કહેવાય છે.—જુઓ મહાભારત—વનપર્વ—સનત્સુજાતીય અધ્યાત્મ જ્ઞાન. એ બાર ગુણ સહિત હોય તથાપિ તે ગર્વાળ ( ગર્વયુક્ત ) હોય તો તરે નહિ. પણ ચાંડાળ હોઈને દાસવર ( હરિનો ઉત્તમ દાસ ) હોય તો તે પોતાના કુળ સહિત તરે.

૧ વિમુખ—હરિથી અવળો ચાલનાર. વર—શ્રેષ્ઠ. ૨. જનજગતી ૪૦–જગતી ( પૃથ્વી ) ઉપરના જનમાં તેની તુલના. ( બરાબર ) કોઈ નહિ. એવો ભાવ છે. ( જુઓ ગીતા ) "मांहिपार्थव्यपाश्रित्ययेपिस्युः पापयोनयः । स्त्रियोवैश्यास्तथाशूद्रास्तेपियांतिपरांगतिम् । किंपुनर्ब्राह्मणाः पुण्याभक्ताराजर्षयस्तथा" "હે અર્જુન મારો આશ્રય કરીને, જે પાપ યોનિમાં ઉત્પન્ન થયેલા, સ્ત્રીઓ,

## ઢાળ.

જે બ્રહ્મ જાણે તેજ બ્રાહ્મણ, જન્મ સાચો શુદ્ધ;
સંસ્કારથી દ્વિજ વેદાભ્યાસે, વિપ્ર માને બુદ્ધ. ૩
હરિ લહે તે શ્રુતિ ઉચિત બ્રાહ્મણ, બીજા કે'વા માત્ર;
જ્યમ પય પીયૂષ કે'વાય પણ, જીવે મૃતક નવ ગાત્ર. ૪
એમ સુણી બોલ્યો શિષ્ય, બ્રાહ્મણ સર્વ સરખાં પાત્ર;
એ ઇશ્વર કેરાં રૂપ તે ક્યમ, કથન કરવા માત્ર. ૫
એમ સુણી શ્રીગુરૂ ઉચર્યા, તું સમજતો નથી બાળ;
સુણ્ય શંકરસ્વામી વજ્ર સુચિ, ગ્રંથે કહ્યું તતકાળ. ૬
જો કે'શ બ્રાહ્મણ દેહ તો, સંભવ ન સંકટ જાગે;

---

વૈશ્ય તથા શૂદ્ર હોય તે પણ પરમગતિ પામે છે તો, પવિત્ર બ્રાહ્મણો અને રાજર્ષિઓ જે મારા ભક્ત હોય તે પરમગતિ પામે એમાં શું આશ્ચર્ય છે ? "

૩ જે ૪૦—" जन्मनाजायतेशूद्रः( કોઈ शुद्धः પણ બોલે છે ) संस्कारात्द्विजउच्यते । वेदाभ्यासाद्भवेद्विप्रोब्रह्मजानातिब्राह्मणः " આ શ્લોક ઘણા બોલે છે, તેનો અર્થ અહીં દયારામે લખ્યો છે. શૂદ્રને ઠેકાણે શુદ્ધ પદ લીધું છે.

૪ શ્રુતિ ઉચિત—વેદોક્ત કર્મ કરવાને યોગ્ય, બીજા બ્રાહ્મણ કહેવા માત્ર છે તે દૃષ્ટાંતથી સમર્થિત કરે છે: જ્યમ ઈ૦—જેમ પય ( દૂધ )ને પીયૂષ (અમૃત) કહે છે પણ તેથી મૃતકગાત્ર (મરી ગયેલું શરીર ) જીવે નહિ.

૬ વજ્ર સુચિ ઈ૦–વજ્ર સુચિ નામે ઉપનિષદ્‌માં એમ કહ્યું છે કે "તપવડે બ્રાહ્મણ થાય છે; કાંઇ જાતિમાત્રે ( જન્મમાત્રે ) જ બ્રાહ્મણ નથી " એનાં દૃષ્ટાંત આપ્યાં છે, જેવાં કે, " हरिणीगर्भसंभूतऋषिश्रृंगोमहामुनिः । तपसाब्राह्मणोजातस्तस्माज्जातेर्नकारणम् ॥ वेश्यागर्भसद्भूतोवासिष्ठोहिमहामुनिः । तपसाब्राह्मणोजातस्तस्माज्जातेर्नकारणम् । ઈ૦" અર્થ " હરિણીના ગર્ભથી ઉત્પન્ન થએલા શૃંગી ઋષિ મોટા મુનિ થએલા છે; તે તપથી બ્રાહ્મણ થયા છે માટે જન્મનું કાંઇ કારણ નથી. વેશ્યાના ગર્ભથી ઉત્પન્ન થયેલા વસિષ્ઠ મહામુનિ છે; તે તપથ બ્રાહ્મણ થયા છે માટે જન્મનું કાંઈ કારણ નથી. ઈ૦ "

સુત પ્રજાળે પિતુ દેહ ક્યમ, નવ બ્રહ્મહત્યા લાગે. ૭
જો કે'શ આત્મા બ્રાહ્મણ છે, નહીં સંભવે નિરધાર;
આત્મા દયાપ્રભુ અંશ વ્યાપક, બ્રાહ્મણ સહુ સંસાર. ૮

## પદ ૫૧ મું.

પૃથક્ પૃથક્ જીવાત્મા કે'શ જી, તોપણ દૂષણ તેમાં લે'શ જી;
બહુ બદલે છે આત્મા દેહ જી, ક્યમ કા'વે નહીં બ્રાહ્મણ તેહ જી. ૧
શુકલ વર્ણ જો બ્રાહ્મણ કહિયે જી, તેનો પણ નિશ્ચે નવ લહિયે જી;
બ્રહ્મબીજ બ્રાહ્મણ સનમાન જી, તેનું નિશ્ચે ક્યાંછે જ્ઞાન જી. ૨

## ઢાળ.

હોય જ્ઞાન સમ્યક્ ઓળખે, હરિ જાતિનું નહિ કામ;
જો બતાવું તુજને ઘણા, હરિ ભજે બ્રાહ્મણ નામ. ૩

---

૭. જો દ૦—જો તું દેહને બ્રાહ્મણ કહીશ તો તે સંભવ ન (સંભવતું નથી), કેમકે તેમ કહેવાથી સંકટ જાગે છે. (શું સંકટ જાગે છે તે સ્પષ્ટ કરે છે;) સુત દ૦—જો દેહજ બ્રાહ્મણ હોય તો, મરી ગયેલા પિતાનો દેહ પુત્ર પ્રજાળે છે તેને બ્રહ્મહત્યા કેમ ન લાગવી જોઈએ?

૮. જો કે'શ આત્મા દ૦—જો આત્મા બ્રાહ્મણ છે એમ કહીશ તો તે લગાર પણ નહિ સંભવે; કેમકે આત્મા તો દયાના પ્રભુનો અંશ છે અને તે સર્વમાં વ્યાપક છે માટે આખું જગત બ્રાહ્મણ થવું જોઈએ! (હવે કહો, બ્રાહ્મણ કોણ?)

૧. (પાછલા પદમાં કહેલા બ્રાહ્મણપણાનો પૂર્વપક્ષ આ પદમાં પણ ચાલુ છે.) પૃથક્ પૃથક્—જૂદા જૂદા. આત્મા જૂદા જૂદા છે અને તેથી બ્રાહ્મણનો આત્મા બ્રાહ્મણ અને ક્ષત્રિયનો આત્મા ક્ષત્રિય એ પ્રમાણે વ્યવસ્થા છે એમ તું કહીશ તો તેમાં પણ તું દૂષણ લેંશ (લહીશ—જોઈશ.) દૂષણ સાબિત કરે છેઃ બહુ દ૦—બ્રાહ્મણનો આત્મા બીજો દેહ બદલે ત્યારે તે બ્રાહ્મણજ હોવો જોઈએ; પણ તેમ હોવાનું પ્રમાણ નથી. એ ભાવ છે.

૨. શુકલ દ૦—શુકલ (ગૌર) વર્ણનો તે બ્રાહ્મણ. એમ કહીશ તો તેનો પણ નિશ્ચય નથી; (કાળા પણ બ્રાહ્મણો હોય છે, માટે પ્રત્યક્ષ વિરોધ). બ્રહ્મબીજ દ૦—સ્પષ્ટ છે.

૩ હોય દ૦—જેને જ્ઞાન હોય અને જે સમ્યક્ (સારી રીતે) હરિને

ઋષ્યશૃંગ મૃગીથી ઉપન્યા, કુસુમાસ્તરણ કૌશિક;
શશપૃષ્ઠથી ગૌતમ ઉદે, વાલ્મિક થયા વલ્મીક. ૪
મુનિ પરાશર ચાંડાળી ગર્ભ, અગસ્ત્ય ઘટથી જાત;
માતંગ મુનિ માતંગી સુત, માંડવ્ય માંડૂકી માત. ૫
કરિણીકુંવર અનુચર ઋષિ, ભરદ્વાજ મા શૂદ્રાણી;
કૈવર્તકન્યા જનની વેદ,વ્યાસ મુનિની જાણી. ૬
વેશ્યાથકીજ વસિષ્ઠ, ક્ષત્રાણીથી વિશ્વામિત્ર;
કિંકરી જનુની નારદમુનિ, જગપૂજ્ય પરમ પવિત્ર. ૭
ઇત્યાદિ બ્રાહ્મણ કાંવિયા, શ્રીકૃષ્ણ ભજન પ્રતાપ;
નથી દયાપ્રીતમ કૃષ્ણપ્રિય તે, પ્રકટ મૂર્તિ પાપ. ૮

## પદ પરમું.

જ્ઞાની પણ તે મહાઅજ્ઞાની જી, પ્રભુપણું પોતે બેઠા માની જી;
ધર્મ દાસનો સઘળો ત્યાગે જી, તે ક્યમ પરમેશ્વર પ્રિય લાગે જી. ૧
હું સાગર છું બોલે લવણ જી, સત્ય કહે તે વાણી કવણ જી;
જીવ કદાપિ બ્રહ્મ ન થાય જી, નદી ઉલટી વહે મૂળ ન સમાય જી. ૨

## ઢાળ.

જ્યમ મૂળમાં ન સમાય નદી, ત્યમ જીવ સમાય ન બ્રહ્મ,
એમ કાર્ય કારણ નિરંતર છે, મુગ્ધ ન લહે મર્મ. ૩

---

બોળબે (તે બ્રાહ્મણ એ અધ્યાહાર). હરિભક્તિનું કામ નથી. જે ઇ૦—હરિ ભજે તેનું નામ બ્રાહ્મણ એ વાતનાં દૃષ્ટાંત આપે છે.

૪ મૃગી—હરણી. કુસુમાસ્તરણ ઇ૦—ફૂલના બિછાનાથી કૌશિક ઉપજ્યા. શશપૃષ્ઠ—સસલાની પીઠ. વલ્મીક—રાફડો.

૫ જાત—જન્મેલા. માતંગી—હાથણી. માંડૂકી—દેડકી. ૬ કરિણી—હાથણી. કૈવર્ત—માછી. કિંકરી—દાસી.

૮. પ્રકટ ઇ૦—પણ જે બ્રાહ્મણ પ્રકટ પાપની મૂર્તિઓ છે તે કૃષ્ણને પ્રિય નથી.

૨ નદી ઇ૦—નદી ઉલટી વહે અને તે પાછી પોતાના મૂળમાં સમાવા જાય તો તેમ બને નહિ.

૩ ત્યમ ઇ૦—જીવનુ મૂળ બ્રહ્મ છે માટે જીવ પણ બ્રહ્મમાં સમાય નહિ.

હરિ વર્ણે જીવ રકાર ક્રમ, એક કર્મ રૂપે હોય;
ભળી ગયાનો આકાર, અધ શિર છત્ર સેવક જોય. ૪
સનકાદિ વિષ્ણુ વિલોકી કહ્યું, અધિકો સ્વરૂપાનંદ;
અમો બ્રહ્માનંદ પણ અનુભવ્યા છે, આથકો અતિ મંદ. ૫
શુક દેવજી પણ બ્રહ્માનંદનિમગ્ન હુતા સત્ય;
ઉદ્ધાર કીધો ત્યાંથી સ્વરૂ,પાનંદ અધિકો અત્ય. ૬
જો ભિન્ન ના'તા બ્રહ્મથી તો, નીકળ્યા કહો કયમ;
તે માટ માથાકૂટ મૂકી, પૂજ્ય પુરૂષોત્તમ. ૭
ભાખિયું ભક્ત્યાચાર્યે માર્ગ, જ્ઞાન ભ્રાંતિમૂળ;
જન દયાપ્રીતમ સેવવા, તેને નહીં અનુકુળ. ૮

---

કાર્ય કારણ ઇ૦—કાર્ય કારણનો નિરંતર એજ ધર્મ છે કે કાર્ય કારણમાં સમાય નહિ. ( વેદાંતીઓ આથી ઉલટુંજ કહે છે. તેઓ કહે છે કે જે કાર્ય હોયતે છેવટે તેના કારણમાંજ સમાય છે. જેમ ઘડો ભાગે ત્યારે છેવટે તેની માટીજ થાય; કુંડળ ભાગે ત્યારે તેનું સોનુંજ થાય; ઇ૦ ).

૪ હરિ ઇ૦—હરિ એ કોઇ પણ વર્ણ (र् વિનાના અક્ષર) જેવા છે, અને જીવ એ र् કાર અક્ષર જેવો છે. તે વર્ણમાં र् ભળવાથી એક રૂપ क्रम અને બીજું રૂપ कर्म એવું થાય છે. અર્થાત् क् વર્ણ રૂપ હરિમાં रवर्ण રૂપ જીવ ભળી જાય છે ત્યારે क्र એવો અક્ષર થઇ તેની પછી म મૂકવાથી क्रम શબ્દ બને છે એ જોડાક્ષરમાં र् क् ની નીચે જાય છે. મતલબ કે હરિમાં ભળે તો તેનો આકાર અધ ( નીચો ) અર્થાત્ અધમ થાયછે. અને જ્યારે र् कમાં નથી ભળતો અને સેવક રૂપે જૂદો રહે છે ત્યારે તે कर्म રૂપે લખાય છે. એટલે તે શિરછત્ર થાય છે. ( रकार म અક્ષરને માથે લખાય છે તેમ ).

૫ સ્વરૂપાનંદ—ભગવાનના સ્વરૂપને ભિન્ન જાણી તેનું ધ્યાન કરવાથી અથવા ભજવાથી મળતો આનંદ. બ્રહ્માનંદ—પોતે બ્રહ્મ છે એમ માનીને જે આનંદ અનુભવવો તે. અતિ મંદ ઇ૦—સ્વરૂપાનંદ કરતાં બ્રહ્માનંદ અતિ મંદ છે.

૮ ભક્ત્યાચાર્ય માર્ગ ઇ૦—ભક્તિ એ આચાર્યનો કહેલો માર્ગ છે. અને જ્ઞાન એ ભ્રાંતિનું મૂળ છે. તેને—જ્ઞાન માર્ગવાળાને.

## પદ ૫૩ મું.

પુરૂષોત્તમને પ્રિય જે ભક્તિ જી, તે સાથે નહીં અણુ આસક્તિ જી;
નિશદિન સેં'છે કષ્ટ મહાન જી, લભ્ય થવાને કેવળ જ્ઞાન જી. ૧
પોચ કૂટતાં લાભ ન લેશ જી, એજ ઉગરે કેવળ કલેશ જી;
કઠણ સમજવું તેવું કહેવું જી, વિવેક સાધન કઠણજ લહેવું જી. ૨

### ઢાળ.

લહેવું કઠિન સહુ રીતથી, જ્ઞાનમાં વિઘ્ન અપાર;
એ ઘુણાક્ષર ન્યાયે સફળ, કોકને કોઇએક વાર. ૩
તે લાભ પણ વળી તુચ્છ જોતાં, મુક્તિ મૃત્યુ સમાન;
જે અસુર અરિ ભાવે મળ્યા, સમ કર્યું વૈર ને જ્ઞાન. ૪
એ તત્વ ટૂંપણું તુચ્છ લાગે, પ્રેમરસ પીનાર;

---

૧ અણુ–લગાર. આસક્તિ–પ્રીતિ. લભ્ય થવાને–પ્રાપ્ત થવાને. ૨. પોચ–ડાંગરનાં થોથાં. કૂટતાં–ખાંડતાં. એજ ઇ૦—કેવળ ક્લેશ એજ ઉગરે–ઉગારે પડે–પ્રાપ્ત થાય. વિવેક ઇ૦—વિવેકનું નિત્ય અનિત્યના તફાવતનું સાધન લેહેવું—સમજવું કઠણ છે.

૩ લહેવું ઇ૦—જ્ઞાન લેહેવું–સમજવું સહુ રીતથી કઠણ છે. (જુઓ ભગવદ્ગીતા અ. ૧૨) " क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् । अव्यक्ताहिगतिर्दुःखंदेहवद्भिरवाप्यते ।।" "અવ્યક્ત જ્ઞાનરૂપ પરમાત્માને વિષે જેમનું ચિત્ત આસક્ત છે તેમને (તે પ્રાપ્ત કરવાને) વધારે કલેશ થાય છે; કેમકે જે ગતિ અવ્યક્ત (અસ્પષ્ટ) છે તે દેહધારીઓ દુઃખે કરીનેજ પ્રાપ્ત કરી શકે છે". ઘુણાક્ષર—ઘુણ (લાકડાં કોરનારો એક જીવડો) અક્ષર. જીવડાએ કોરેલા લાકડામાં જે આંકા થયા હોય તેમાંથી કોઇવાર ડ, ક, કે એવાજ કોઇ અક્ષરો જેવી આકૃતિ જોવામાં આવે છે તેટલા ઉપરથી તે જીવડો જેમ વિદ્વાન છે એમ ઠરતું નથી, તેમ (એજ ઘુણાક્ષર ન્યાયે) કોઇને કોઇક વાર કોઇક સંજોગથી જ્ઞાન પ્રાપ્ત થઇ જાય છે, માટે તેવું જ્ઞાન સર્વનેજ સુલભ છે એમ કહેવાય નહિ.

૪ મુક્તિ મૃત્યુ સમાન–દ્રષ્ટા દ્રશ્ય ઇત્યાદિ સર્વનો લોપ થવાથી ક્રિયારહિત આત્માની સ્થિતિ તે જડ જેવીજ નિશ્ચેષ્ટ છે, માટે મૃત્યુ સમાન છે. સમ ઇ૦—ભગવાન સાથે વૈર કરો કે જ્ઞાન પ્રાપ્ત કરો તે સરખુંજ ઠરેછે ! કેમકે એમાંથી ગમે તે રીતે મુક્તિ પ્રાપ્ત કરી શકાય છે.

હરિ દે ન લે જળ લવણ સરખી, મુક્તિ માને ચાર. ૫
ઢોકળા સરખી મુક્તિથી, જન પ્રેત થાય પ્રસન્ન;
જે ભક્તિ ઘેબર ભોગિયા, તેનું ન માને મન. ૬
નિત્ય સેવક સ્વામી ભાવ વણ, અન્યથા નથી આનંદ;
પણ પય પચે માંઝાર, પાયસ ના પચે રતિમંદ. ૭
પોતા સરીખો પ્રભુ કરે પણ, ન આપે નિજ ભક્તિ;
તે દયાપ્રીતમ પ્રાણપ્રિય, જેને દૃઢ સ્વરૂપાસક્તિ. ૮

## પદ ૫૪ મું.

રૂડી રસાળી શ્રીહરિભક્તિ જી, સકળ શિરોમણિ વિશ્વે વ્યકિત જી;
ભકિતયુકતથી ભુવન પવિત્ર જી, માધવ માને મનથી મિત્ર જી. ૧

---

૫ તત્વ ઈ૦—પ્રેમરસ પીનારને એ તત્વરૂપણું–તત્વનું ચુંથણું તુચ્છ લાગે છે. હરિ ઈ૦—જેમાં હરિ કાંઈ દેતા નથી કે લેતા નથી એવી ચાર પ્રકારની મુક્તિને લવણુ (ખારા) જળ જેવી પ્રેમી ભકતો માને છે. "सायुज्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानानगृह्णन्तिविनामत्सेवनंजना:" "સાયુજ્ય (ભગવાનના દેહમાં જોડાઈ જવા રૂપ મુક્તિ), સાર્ષ્ટિ (ભગવાનના લોકમાં વસવા રૂપ મુક્તિ), સામીપ્ય (ભગવાનની પાસે વસવા રૂપ મુકિત), સારૂપ્ય (ભગવાનના જેવું રૂપ થવા રૂપ મુકિત). મારા સેવન વિના એ ચારમાંની એકે પણ મુકત આપતાં છતાં પણ મારા ભકતો લેતા નથી."

૬ ઢોકળા ઈ૦—મુક્તિ ઢોકળા સરખી છે માટે પ્રેત (ભૂત) સરખા મનુષ્યો તેથી પ્રસન્ન થાયછે; પણ જે ભકિતરૂપી ઘેબરના ભોગી છે તેનું મન તેથી માનતું નથી.

૭ અન્યાય–બીજે પ્રકારે. પણ ઈ૦–પણ માંઝારને પય–દૂધ પચે છે અને પાયસ (દૂધપાક) પચતો નથી. તેમ જેઓ રતિમંદ (ભગવાનમાં પ્રીતિ વગરના) છે તેઓ એવા છે.

૮ તે ઈ૦—જેને ભગવાનના સ્વરૂપની આસકિત દૃઢ હોયછે તે ભગવાનના પ્રાણપ્રિય હોય છે.

૧ વિશ્વે–વિશ્વમાં. વ્યક્તિ (વ્યક્ત)–સ્પષ્ટ. ભકિતયુક્ત–ભક્તિયુક્ત જન.

ભક્તિ વિના સહુ સાધન શૂન્ય જી, શ્રીભાગવતે ભણ્યું શુક મુન્ય જી;
ભક્તિ રહિત આસુર તપ અત્ય જી, ભવભયહેતુ ન લહે ગત્ય જી. ૨

## ઢાળ.

ગતિ થાય નહિ ભક્તિ વિના, કોઈ કરો કોટિ પ્રયત્ન;
ભક્તિ સ્વલ્પ શ્રમ પરમપદ, જ્યમ કોડી સાટે રત્ન. ૩
પ્રાચીનબર્હિષ નૃપે અગણિત, યજ્ઞ ચિતરી જગતી;
તેથકી ઉલટો ભય થયો, હર્યો નારદ દેઈ હરિ ભક્તિ. ૪
ગૌદાની નૃગ નૃપ ભક્તિ વણ, થાવું પડયું કૃકલાસ;
ભક્તિ સહિત નંદે કર્યાં, ગોદાન પૂર્ણાભિલાષ. ૫
વાસના ન ટળે યોગથી, જો હોય ભક્તિવિયોગી;
બહુ દિન સમાધિ ઉતરયે, કડી થઈ પૂછયું યોગી. ૬
શું થાય અગણિત સાધને, વણ ભક્તિ સુંદરશ્યામ;
જો ભક્તિ છે તો કોઇ સાધન,તણું છે નહીં કામ. ૭
અજપા જપો અનહદ સુણો, પાંપલાં સઘળાં વ્યર્થ;
જન દયાપ્રીતમ કૃષ્ણભક્તિ, વિના ન સરે અર્થ. ૮

## પદ ૫૫ મું.

વ્યર્થ ભણ્યા ભક્તિ વણ વેદ જી, રાવણ દીધો રઘુપતિ ખેદ જી;
ભક્તિ વિના વંઠયો વૈરાગ જી, જો નવ ઉપન્યો હરિ અનુરાગ જી. ૧

---

૨ ભવભયહેતુ ઈ૦–ભક્તિ રહિત તપ ભવભયહેતુ-સંસાર રૂપી ભયનું કારણ છે; અને તે ગતિ (સદ્દગતિ) પામતો નથી.

૩ સ્વલ્પ ઈ૦—ભક્તિવડે સ્વલ્પ (થોડા) શ્રમે પરમપદ (મળેછે-અધ્યાહાર). ૫ ગૌદાની–ગાયોનું દાન આપનાર. નૃગ–એ નામે રાજા. કૃકલાસ–કાચંડો.

૬ વાસના–વિષયના સંસ્કાર હૃદયમાં રહેલા હોય તે. યોગથી–સમાધિથી. ભક્તિવિયોગી–ભક્તિ રહિત. કડી–કષ્ટી (કષ્ટયુક્ત).

૮ અજપા–શ્વાસોચ્છ્વાસ રૂપે જે જપ થાયછે તે ('સોઽહંહંસઃ' એવો ગૂઢ ઉચ્ચાર શ્વાસોચ્છ્વાસ વખતે થાયછે). અનહદ–કાનમાં આંગળીઓ ઘાલતાં જે નાદ સંભળાયછે તે. પાંપલાં ઈ૦–એ સઘળાં પાંપલાં (ફાંફાં–ભામા) વ્યર્થ છે.

૧ રાવણ ઈ૦—રાવણ વેદ ભણ્યો હતો પણ તેનામાં ભક્તિ નહોતી

ભક્તિ મણિ ને દીપક જ્ઞાન જી, અભય સભય આદિ કાર્ય માન જી;
જેને જેની ઉપર સ્નેહ જી, તેને ગણિયે તેનો દેહ જી. ૨

## ઢાળ.

દેહ તેનો તેહ જેને, હૃદે જેવું રૂપ;
ઉર જેહને સ્ત્રી ભક્તિ છે, તે જાણવા તદ્રૂપ. ૩
નહિ મોહ સ્ત્રીને સ્ત્રીથકી, છે માયા પણ સ્ત્રી દેહ;
ભક્તને ન દમે અજા તે, સમજવું કારણ એહ. ૪
પુલ્લિંગ જ્ઞાન વૈરાગ, યોગાશ્રિત તત્સમ સોહે;
તે માટ પીડ પ્રધાન દેછે, નારી નરને મોહે. ૫

---

તો તેણે રઘુપતિ (રામચંદ્ર) ને ખેદ દીધો (સીતા હરીને શ્રમ આપ્યો). વંક્યો-બગડ્યો. અનુરાગ-પ્રીતિ.

૨ અભય ઇ૦—તેમનાં કાર્ય (પણ અનુક્રમે) અભય અને સભય આદિ (વગેરે) માનો. મતલબ કે, મણિનું કાર્ય જે પ્રકાશ તે અભય છે.-પવનથી હોલાવાનો તેને ભય નથી; દીપકનું કાર્ય જે પ્રકાશ તે સભય છે—પવનથી હોલાવાનો તેને ભય છે.

૩ ઉર ઇ૦—જેના ઉરમાં (હૃદયમાં) ભક્તિરૂપી સ્ત્રી છે તેમને પણ તદ્રૂપ (સ્ત્રીરૂપ) જાણવા. અર્થાત્ ભક્તો સ્ત્રીરૂપ છે.

૪ નહિ ઇ૦—સ્ત્રીને સ્ત્રીથકી મોહ થાય નહિ;માયા પણ સ્ત્રીદેહ છે (નારીજાતિ છે માટે); માટે, ભક્ત રૂપ સ્ત્રીને અજા (માયા) દમતી નથી-મોહ ઉપજાવતી નથી.

૫ પુલ્લિંગ ઇ૦—જ્ઞાન અને વૈરાગ પુલ્લિંગ છે ('જ્ઞાન' શબ્દ નપુંસક છે, તથાપિ હિંદી ભાષામાં નપુંસક ન હોવાથી તે પુલ્લિંગ બોલાય છે અને કવિને હિંદીનો અભ્યાસ ઘણો, માટે જ્ઞાનને પણ કાર્ય પરત્વે પુલ્લિંગ ગણ્યું છે). યોગાશ્રિત ઇ૦—યોગધર્મને આશરેલા (યોગીઓ) પણ તત્સમ (તેની બરોબર-પુલ્લિંગ) સોહે (શોભેછે). તે માટ ઇ૦—તેઓ પુરૂષ છે (પુલ્લિંગ હોવાથી) માટે નારી (માયા) નરને મોહે (નર ઉપર મોહ હોવાથી) તેમને પ્રધાન (મુખ્ય-અર્થાત્ ઘણી) પીડ (પીડા) દેછે. તાત્પર્ય કે ભક્તિયુક્ત ભક્તોને માયા બાધ કરતી નથી પણ કેવળ જ્ઞાની તથા યોગીઓને માયા બાધ કરેછે-(ગીતામાં પણ કહેછે કે,) "दैवीह्येषागुणमयीममामायादुरत्यया । मामेवयेप्रपद्यंतेमायामेतांतरंतिते" (અ. ૭-૧૪). "એ દૈવી અને ગુણયુક્ત મારી માયા દુઃખે કરીને તરવા જેવી છે; જેઓ મારે શરણે આવેછે તેઓજ એ માયાને તરેછે"

ભવતારણ નૌકા ભક્તિ છે, દારૂ તુંબી જ્ઞાનાદિક;
નાવેં સકળ સહજે અભય, ત્યાં સ્વયમપિ શ્રમ સહ બીક. ૬
જ્ઞાનાદિ તજી તન ઇંદ્રિયો, કદી તરે એકલા આપ;
દુઃખ દેઈને દૂર કરે, તેને ઇંદ્રિયો દે શાપ. ૭
યોગીનું પણ મન માત્ર શુચિ, જો હોય દયાપ્રભુ ધ્યાન;
નખશિખ લગી દુર્ગંધ તનુ, હરિ સેવા વણ શબ માન. ૮

## પદ ૫૬ મું.

તારે સંગી સહુ હરિભક્ત જી, જે કો આશ્રિત હોય જન જક્ત જી;
દેહ રસિક જે જીવને વળગ્યાં જી, હરિરસ વેળા ન કરે અળગાં જી. ૧

---

૬ ભવતારણ ઇ૦—ભવ (સંસાર) ને તારણ (તારનારી) ભક્તિ તે નૌકા રૂપ છે અને જ્ઞાનાદિક દારૂ (લાકડું) તથા તુંબી (તુંબડાં) રૂપ છે. નાવે ઇ૦—નાવથી સકળ (સઘળું તરવું) સહજ અને અભય (નિર્ભય) છે અને ત્યાં (લાકડાને બાઝીને તથા તુંબડાં બાંધીને તરવામાં) શ્રમ (મેહેનત) સહિત બીક (ડુબી જવાની) સ્વયમપિ (પોતાની મેળેજ) રહેલી છે—અધ્યાહાર.

૭ જ્ઞાનાદિ ઇ૦—જ્ઞાનાદિ (જ્ઞાનાદિવાળા પુરૂષો- જ્ઞાની, વૈરાગી, યોગી વગેરે.) તન (શરીર) અને ઇંદ્રિયોને તજીને કદી (કદાપિ) આપ એકલા તરે, (મુક્તિ પામે), અને (ઇંદ્રિયાદિકને) દુઃખ દેઈને દૂર કરે તો તેને ઇંદ્રિયો શાપ દેછે. (સરખાવો પંચતંત્રનો શ્લોક)—"स्त्रीमुद्रांमकरध्वजस्यजयिनींसर्वार्थसंपत्करींमे नांयेप्रविहाययांतिकुधियोमिथ्याफलान्वेषिणः। तेतेनैवनिहत्यानर्दयतरंनग्नीकृतामुंडिताके- चिद्रक्तपटीकृताश्चजटिलाःकापालिकाश्चापरे" અર્થ. "કામદેવની જય કરનારી અને સર્વ અર્થ તથા સંપત્તિને આપનારી સ્ત્રી મુદ્રાને (સ્ત્રી જાતિના ચિન્હને)તજીને જે કુબુદ્ધિવાળા અને વૈરાગ્યાદિકમાં મિથ્યા ફળ શોધનારા બીજી જગોએ જાયછે તેમને તેજ કામદેવે નિર્દયપણે હણીને તેમાંના કેટલાકને નાગા કરી નાખ્યા છે, મુંડિત કર્યા છે, કેટલાકને રાખોડી ચોળાવી છે, કેટલાકને જટા ધારણ કરાવી છે અને કેટલાકને કાપાલિક કર્યા છે—હાથમાં કાચલું ઝલાવ્યું છે!"

૮ યોગીનું ઇ૦—જો દયાના પ્રભુનું ધ્યાન હોય તો યોગીનું પણ મન માત્ર શુચિ (પવિત્ર) જાણવું, (જો એમ ન હોય તો) હરિની સેવા વિના નખશિખ લગી (નખથી તે શિખા લગી) તેમનું (શરીર) દુર્ગંધયુક્ત અને શબ રૂપ માનવું.

૧ તારે ઇ૦— હરિભક્ત પોતાના સહુ સંગીઓને તથા જગતના જે

સહુ સહ ભુકતે ભજનાનંદ જી, આશિષ દે તનને ગોવિંદ જી;
આપણુ સેવા અવર ન તૃષ્ણુ જી, પરલોકે પણ ભજવા કૃષ્ણ જી. ૨

## ઢાળ.

શ્રીકૃષ્ણની સેવા કરે કર, ચરણ દર્શન ધાય;
નેત્ર તો નટવર છબી નિહાળે, શ્રવણ કૃષ્ણ કથાય. ૩
વર્ણન કરે વાણી હરિ, ગુણ પદકમળ મન ધ્યાન;
પ્રાણને પુષ્પ પ્રસાદી તુલસી, ચરણોદક મુખપાન. ૪
શિર નમે હરિ ગુરૂ સંત, દંડવત સર્વાંગે પ્રણામ;
સહુ સમર્પી દાસ થઈ માગે, ભકિત સુંદરશ્યામ. ૫
ભકિતનું ફળ ભગવંત નિજ, જ્ઞાનાદિનું ફળ મોક્ષ;
રસિકને રૂપ રસાળ પ્રિય, નિર્વાણ ન રૂચે રૂક્ષ. ૬
એ ભકિતના બે પુત્ર છે, જ્ઞાન વૈરાગ્ય કહાવે;
જ્યાં ગાય ઘરમાં આવી સેંજે, વત્સ ચાલ્યાં આવે. ૭
કર્તવ્ય તેને કશું નથી, મળી પ્રેમ ભકિત અનુપ;
જન દયાપ્રીતમ કૃષ્ણ મન, મોહના રાધા રૂપ. ૮

---

જન તેના આશ્રિત હોય તે સર્વને તારેછે. દેહ ઈ૦—રસિક પુરૂષ. દેહ (દેહાદિક) જે જીવને વળગેલાં છે તેને હરિરસ (અનુભવની) વેળા અળગાં કરે નહીં.

૨ સહ ભુકતે—સાથે ભોગવે. દેહ અને જીવ સઘળાં ભજનાનંદને સાથે ભોગવે. આપણુ ઈ૦—આપણને તો સેવા વિના અવર (બીજી) તૃષ્ણા નથી.
૩ શ્રવણ ઈ૦—(સાંભળે.—અધ્યાહાર).

૪ પદ ઈ૦—મન પદકમળનું ધ્યાન કરે. પ્રાણ ઈ૦—પ્રસાદીનું પુષ્પ અને પ્રસાદીની તુલસી એ ઘ્રાણને (વાસ લેનારા ઈંદ્રિયને) સુંઘવાને આપવું.—અધ્યાહાર.

૬ ભકિત ઈ૦—ભકિતનું ફળ ભગવંત પોતે છે, અને જ્ઞાનનું ફળ મોક્ષ છે. રસિકને ઈ૦—રસિક પુરૂષને રસાળ રૂપ પ્રિય છે અને રૂક્ષ (લુખો) નિર્વાણ (મોક્ષ) તેને રૂચતો નથી.

૮ કૃષ્ણ ઈ૦—કૃષ્ણના મનને મોહ પમાડનારી રાધારૂપ અનુપમ પ્રેમભકિત જેને મળી તેને બીજું કશું કર્તવ્ય નથી.

## પદ ૫૭ મું.

શિષ્ય બોલિયો સુણી શુચિ વાણી જી, ગુરૂ! ભક્તિ સહુથી વખાણી જી;
તે ભક્તિનું કહો મુને રૂપ જી, અંગ અધિકારી ભૂષણ અનુપ જી. ૧
શ્રીગુરૂ બોલ્યા સાંભળ તાત જી, કહું વિસ્તારી પૂછી વાત જી;
પ્રેમ સહિત છે દશધા ભક્તિ જી, વ્યસન પછી પહેલી આસક્તિ જી. ૨

### ઢાળ.

આસક્તિ રાખી શ્રવણ કર, છે શ્રવણ પહેલી ભક્તિ;
કીર્તન સ્મરણ પછી પાદસેવન, અર્ચન વંદન વ્યક્તિ. ૩
દાસત્વ ભક્તિ સખ્યતા, આત્મનિવેદન નામ;
તે ઉપર દશમી પ્રેમભક્તિ, અતિ પ્રિય ઘનશ્યામ. ૪
પરીક્ષિત શુક પ્રલ્હાદ શ્રીપૃથુ, અક્રૂર ને હનુમાન;
અર્જુન બલિ શ્રીગોપીજન, અનુક્રમે ભક્તિ દાન. ૫

---

૧ શુચિ–પવિત્ર. અંગ ૪૦—તે ભક્તિનાં અંગ કેટલાં છે? અધિકારી કોણ છે? તેનું ભૂષણ શું છે? તે મને કહો.

૨ પ્રેમ ૪૦—પ્રેમલક્ષણા ભક્તિ સહિત દશધા (દશ પ્રકારની) ભક્તિ છે. કોઇ કહેશે કે, ભાગવતાદિ ગ્રંથોમાં "श्रवणं, कीर्तनं, विष्णोः स्मरणं, पादसेवनम्, । अर्चनं, वंदनं, दास्य, सख्य, मात्मनिवेदनम्." (અર્થ સ્પષ્ટ છે). એવી નવ પ્રકારની ભક્તિ કહેલી છે છતાં દશમી પ્રેમભક્તિની શી જરૂર છે? તો તેના સમાધાન માટે કહે છે કે, વ્યસન ૪૦—પેહેલી આસક્તિ (પ્રીતિ–પ્રેમ) થાય તે પછી તેનું વ્યસન થાય. (વ્યસન શું તે છઠ્ઠી કડીમાં કહેશે).

૩ દશ પ્રકારની ભક્તિ ક્રમે ગણાવે છેઃ આસક્તિ ૪૦—આસક્તિ રાખીને તું શ્રવણ કર, કેમકે પેહેલી શ્રવણ ભક્તિ છે. (ઈશ્વરનાં ગુણ કર્મ સાંભળવાં તે શ્રવણ ભક્તિ કહેવાય છે. બીજી કીર્તન–હરિનાં ગુણ કર્માદિનું કથન કરવું. ૩ જી, સ્મરણ–હરિનાં ગુણ કર્માદિનું સ્મરણ. ૪ થી, પાદસેવન–હરિના ચરણની સેવા કરવી. ૫ મી, અર્ચન–હરિનું પૂજન કરવું. ૬ ઠી, વંદન–હરિને પ્રણામ કરવો. ૭ મી, દાસત્વ–સેવક ભાવે હરિની ભક્તિ કરવી. ૮ મી, સખ્યતા–મિત્ર ભાવે હરિની ભક્તિ કરવી. ૯ મી, આત્મનિવેદન–આત્મા અને સર્વસ્વ હરિને અર્પણ કરવું. ૧૦ મી પ્રેમભક્તિ—કોઇ હેતુ વિના હરિમાં દૃઢ પ્રીતિ કરવી. વ્યક્તિ–જૂદાં જૂદાં ભક્તિનાં નામ.

૫ પરીક્ષિત ૪૦—(એ શ્રવણાદિ ભક્તિ જેણે કરી તેમનાં નામ અનુક્રમે

તે ઉપર આવે આસક્તિ, પછી વ્યસનાવસ્થા થાય;
તે ઉપર તનમયતા ખરી, વળતી ન કાંઈ કહેવાય. ૬
પ્રેમની અવસ્થા ચાર છે, આસકિત ત્રણ વિવેક;
છે વ્યસનની બે અવસ્થા, પછી તનમયતાની એક. ૭
એ દશ અવસ્થા થઈ તેનાં, પ્રકટ ભાખું નામ;
જન દયાપ્રીતમ કૃષ્ણહિતુ, ભોગવી છે વ્રજવામ. ૮

## પદ ૫૮ મું.

દૃગરૂચિ સ્મૃતિ અભિલાષોદ્વેગ જી, પ્રેમ અવસ્થા એ ચો નેગ જી;
આસકિત ત્રિ વ્યાધિ પ્રલાપ જી, ઉન્માદસ ત્રીજી આલાપ જી. ૧

---

કહે છે:) પરીક્ષિત્–શ્રવણ ભકિત કરનાર. શુક–કીર્તન ભક્તિ કરનાર. પ્રલ્હાદ–સ્મરણ ભક્તિ કરનાર. શ્રી(લક્ષ્મી)–પાદસેવન ભક્તિ કરનાર. પૃથુ–અર્ચન ભક્તિ કરનાર. અક્રૂર–વંદન ભકિત કરનાર. હનુમાન–દાસત્વ ભકિત કરનાર. અર્જુન–સખ્યત્વ ભકિત કરનાર. બલિ–આત્મનિવેદન ભકિત કરનાર. શ્રીગોપીજન–પ્રેમ ભક્તિકરનાર. ભક્તિદાન–ભક્તિનું પાત્ર.

૬ તે ઉ૦—હરકોઇ વસ્તુ ઉપર પ્રથમ આસક્તિ (કામના) થાય, આસકિત થયા પછી તેનું વ્યસન થાય; અને વ્યસન દૃઢ થયા પછી તન્મયતા (તદ્રૂપતા) થાય. આ ત્રણ અવસ્થાઓ પછી ચોથી અવસ્થા નથી.

૮ ભાખુ ઇ૦—એ દશ અવસ્થાઓનું વર્ણન ૫૮ મા પદમાં કહીશ. કૃષ્ણહિતુ–કૃષ્ણને માટે.

૧ દૃગરૂચિ–નેત્રથી જોવા ઉપરથી રૂચિ (પ્રીતિ). (દર્શનથી પ્રીતિ થઇ એટલે પછી તેની સ્મૃતિ થાય); 'સ્મૃતિ' એ પ્રેમની બીજી અવસ્થા છે. (સ્મૃતિ-થઇ એટલે અભિલાષ થાય); 'અભિલાષ' એ પ્રેમની ત્રીજી અવસ્થા છે. (અભિલાષવાળી વસ્તુ ન મળે એટલે ઉદ્વેગ થાય); ઉદ્વેગ એ પ્રેમની ચોથી અવસ્થા છે. એ ચો (ચાર) પ્રેમની નેગ (નેક–નેકવાળી–નિયમિત) અવસ્થાઓ છે. આસક્તિ ઇ૦—આસક્તિની ત્રણ અવસ્થા છે; વ્યાધિ, પ્રલાપ (લવરી–અસંબદ્ધ ભાષણ), અને ત્રીજી ઉન્માદસ (ઉન્માદ સહિત) આલાપ (સંબદ્ધ પણ નિરર્થક લંબાણુવાળું ભાષણ). પ્રેમની ચોથી અવસ્થા ઉદ્વેગ થાય તેટલામાં પ્રિય ન મળે તો ઉદ્વેગથી વ્યાધિ થાય, તેથી લવરી થાય, તેમાંથી ઉન્માદ (ગાંડપણ) પણ થાય.

વ્યસન અવસ્થા જડતા એક જી, અપર મૂર્છના રહિત વિવેક જી;
તન્મયતાની અવસ્થા એહ જી, મૃત્યુસદૃશ પણ છૂટે ન દેહ જી. ૨

## ઢાળ.

દેહ છૂટે નહીં એ દશ, અવસ્થા કહેવાય;
જો વિસ્તારી વર્ણન કરૂં તો, ગ્રંથ વાધી જાય. ૩
જળ સ્વાતિ ચાતક પ્રેમ છે, આસક્તિ ચંદ્ર ચકોર;
છે વ્યસન વારિ મત્સ્ય ત્રણ, ઉદાહરણના ઠોર. ૪
હવાં કહું અતિ સંક્ષેપ શ્રવણાદિક ક્રમ કરી માહાત્મ્ય;
અણુ માત્ર અંતર ઉતરે, તો પ્રસન્ન થાય પરમાત્મ. ૫
એક વાર નામ કરણ વિષે, 'શ્રીકૃષ્ણ' પડતાં માત્ર;
જ્યમ શરદ સંગે જળ અમલ, ત્યમ સદ્ય શુચિ જન ગાત્ર. ૬
હોય શ્વાદ તદપિ દીક્ષિતનો, અધિકાર તેને થાય;
શ્રીભાગવતમાં કહ્યું છે, જો કદી શંક ભરાય. ૭

---

૨ ઉન્માદમાંથી જડતા પણ ઉપજે: જડતા એ એક અને (તેથી ઉપજતી) અપર (બીજી) વિવેક રહિત (જેમાં વિવેક શક્તિ--બુદ્ધિ નાશ પામેછે તે) મૂર્છના (મૂર્છા) એ બે વ્યસનની અવસ્થા છે. તન્મયતાની અવસ્થા એ છે કે, મૃત્યુ સદૃશ (મૃત્યુ સરખી) અવસ્થા થાય પણ દેહ છૂટે નહિ. (આ દશ અવસ્થાઓ, જે સાહિત્ય શાસ્ત્રમાં દશ 'કામદશાઓ' એ નામથી ઓળખાય છે તેને મળતી છે; આમાં જે 'દૃગરૂચિ' કહેલી છે તેને બદલે ત્યાં 'ગુણકથન' કહેલી છે. (પણ એ મતભેદની વાત છે). જેમ, "अभिलाषश्चिन्तास्मृतिगुणकथनोद्वेगसंप्रलापाश्च । उन्मादोथव्याधिर्जडतामृतिरितिदशात्रकामदशाः ॥१॥" (સાહિ૦ દર્પ૦) અર્થ સ્પષ્ટ છે.

૪ જળ ઇ૦—સ્વાતિનક્ષત્રનું જળ અને ચાતક પક્ષી એ બેનો સંબંધ તે પ્રેમનું ઉદાહરણ છે; ચંદ્ર અને ચકોર એ આસક્તિનું ઉદાહરણ, અને વારિ (પાણી) અને મત્સ્ય, એ વ્યસનનું ઉદાહરણ. એ ત્રણ ઉદાહરણના ઠોર (ઠામ) છે. શ્રવણાદિક ઇ૦—શ્રવણાદિક ભક્તિનું ક્રમે કરીને માહાત્મ્ય કહું છું.

૬ કરણ—કર્ણ—કાન. જ્યમ ઇ૦—જ્યમ શરદૃઋતુના સંગથી જળ નિર્મળ થાયછે તેમ જનનાં ગાત્ર (અંગ) સદ્ય (તત્કાળ) શુચિ (પવિત્ર) થાયછે.

૭ શ્વાદ—શ્વપચ—ચાંડાલ. દીક્ષિત—અગ્નિહોત્રી–યજ્ઞમાં દીક્ષા લીધેલી એવો.

વળી વધાં શ્રીમહાલક્ષ્મી જી, શ્રવણમાહાત્મ્ય અપાર;
જન દયાપ્રીતમ કૃષ્ણ એટલું, સાંભળ્યું એક વાર. ૮

## પદ ૫૯ મું.

જપ ગાયત્રી કોટિ એક જી, દાન સોળસેં સહિત વિવેક જી;
ક્રતુ શતકોટિ કર્યાં અવેધ જી, સહસ્ર કર્યા તેણે હયમેધ જી. ૧
પરિક્રમ ભૂ પંચ લાખ હજાર જી, કરી તેણે જાણો શત વાર જી;
સૂણ્યું એક જેણે હરિનું નામ જી, વચન રમાનું સહુ શ્રુતિધામ જી. ૨

ઢાળ.

શ્રુતિશિખરનું સિદ્ધાંત કલિ, શ્રીકૃષ્ણ કીર્તન સાર;
જેથકી વણ શ્રમ અગમ ભવ તરી, સર્વ પામે પાર. ૩
કલિકાળ મહદાશૌચ, નહીં કો કર્મનો અધિકાર;
શ્રીકૃષ્ણ નામ અડે નહીં, આનંદમય ઉચ્ચાર. ૪
સાધન સકળ શ્રીમુકુટમણિ, શ્રીકૃષ્ણ અપર સ્વરૂપ;
હરિથકી પણ બળ અધિક, કરૂણાવંત અભય અનૂપ. ૫
મહાપાપ અકથિત તાપ, અખિલ સમૂળ ભસ્મીભૂત;
કરી કરે પરમાનંદ પ્રિય, હરિનામ પાવન પૂત. ૬

---

૧. ક્રતુ—યજ્ઞ. શતકોટી—સો કરોડ—અબજ. અવેધ—વેધ (દોષ વિનાના. હયમેધ-અશ્વમેધ યજ્ઞ.

૨ પરિક્રમ ઇ૦—પંચ લાખ હજાર-પચાસ કોટિ યોજન માપવાળી ભૂ (પૃથ્વી)ની પરિક્રમ (પ્રદક્ષિણા) તેણે શત વાર કરી એમ જાણો. સૂણ્યું ઇ૦— જેણે હરિનું નામ સૂણ્યું તેણે ઉપર કહેલાં બધાં વાનાં તેટલી વાર કર્યાં. એવું રમાનું(લક્ષ્મીનું) સહુ શ્રુતિધામ (સઘળી વેદની શ્રુતિઓના સ્થાન રૂપ) વચન છે.

૩ શ્રુતિશિખર—ઉપનિષદ. કલિ—કલિયુગમાં. " कलौकेशवकीर्तनम् " એમ કહેવાય છે. અગમ—દુર્ગમ ન તરાય એવો. સર્વ—શૂદ્રાદિક સહુ કોઇ.

૪ કલિકાળ ઇ૦—કલિકાળ રૂપી. મહદાશૌચ (મોટું સૂતક) છે માટે કોઈ કર્મ કરવાનો અધિકાર નથી. (સૂતકમાં કોઈ દેવ કે પિતૃનું કાર્ય થાય નહિ એ પ્રસિદ્ધ છે.) શ્રીકૃષ્ણ નામ ઇ૦—પણ શ્રીકૃષ્ણના નામને તે આશૌચ અડતું નથી. આનંદમય ઇ૦—તેના નામનો ઉચ્ચાર આનંદમય છે.

૫-૬ સાધન ઇ૦—હરિનું પાવન નામ સકળ સાધનમાં શોભાયમાન

મનકામના પરિપૂર્ણ, ચિંતામણિ અધિકું એહ;
મુખ રટણ નિશદિન કરે. હરિ મળશે, નથી સંદેહ. ૭
મહા અધમથી પણ અધમ, જેની નહિ ગતિ કો કાળ;
ગતિ તેની કરતા દયાપ્રભુ, નામ શ્રીગોપાળ. ૮

## પદ ૬૦ મું.

કૃષ્ણ કહે કો એક વાર જી, તેના મહિમાનો નહિ પારજી;
ગંગાદિ સહુ તીર્થ મહાન જી, કલ્પ ત્રિંશત લગી કરતાં સ્નાન . ૧
શુચિ જેવું તેથકી હોય ગાત્ર જી, તેવું શુચિ એક હરિ વચ માત્ર જી;
હરિજશ હેતે ગાય જ્યાં દાસ જી, સકળ તીર્થ તો ત્યાંજ નિવાસ જી. ૨

### ઢાળ.

છે નિવાસ તીર્થ અખિલનો, હરિ ચરણપંકજ માંય;
તે આપોપે ઉભા રહે, જન ગાય ગુણ નિજ જ્યાંય. ૩
હરિ સ્મરણ કરતાં માત્રમાં, બંધન ટળે સંસાર;
આનંદ મંગળ નિત્ય નિર્ભય, પુણ્યનો નહીં પાર. ૪

---

મુકુટમણિ જેવું, શ્રીકૃષ્ણના અપર (બીજા) રૂપ જેવું, હરિથકી પણ અધિક બળવાળું, કરૂણાવંત, અભય (અભય આપનારૂં અથવા જેમાં કોઈ પ્રકારનો ભય નથી એવું), અનૂપ (ઉપમા રહિત), અને મહાપાપ તથા અકથિત (ન કહેવાય એવા) તાપ, એ અખિલ (સમગ્ર) ને સમૂળ (મૂળ સહિત) ભસ્મીભૂત કરીને પરમાનંદ (ભગવાન) ને પ્રિય કરે એવું તથા પૂત (પવિત્ર) કરે એવું છે, એ અન્વય.

૭ મન કામના ઈ૦—મન કામનાને પરિપૂર્ણ કરે એવું તથા ચિંતામણિથી અધિકું છે. કરે–કરે તો—કર્યેથી. ૮ ગતિ–સદ્‌ગતિ–ઉદ્ધાર.

૧ ત્રિંશત્ – ત્રીશ. કલ્પ – ૪૩૨૦૦૦૦૦૦૦ (ચાર અબજ બત્રીસ કરોડ વર્ષ અથવા બ્રહ્માનો એક રાત્રી દિવસ.)

૨ હરિજશ ઈ૦–સ્પષ્ટ છે. (જુઓ ભાગવત) "तत्रैवगंगायमुनाचवेणीगोदावरीसिंधुसरस्वतीच । सर्वाणितीर्थानिवसंतितत्रयत्राच्युतोदारकथाप्रसंग: ।" અર્થ- "જ્યાં ભગવાનની ઉદાર કથાનો પ્રસંગ છે ત્યાં ગંગા આદિક સર્વ (શ્લોકમાં કહેલાં) તીર્થ છે.' ૩ ચરણપંકજ–ચરણ કમળ. આપોપે–પોતાની મેળે.

શ્રી લાભ જય જશ શુભ સકળ હોય, અમંગળ ટળી જાય;
તે સમય સહુ સવળું, વિમુખ દુઃખ, યદા હરિ સમરાય. ૫

ભય કંસ, દ્વેષે ચૈદ્ય, કુબ્જ્યા સ્મરણ હરિ સ્મરભાવ;
તદપિ થયું શિવ, તો કહે, કો સ્નેહ સ્મરણ પ્રભાવ. ૬

જો નિમિષ વા નિમિષાર્ધ ચિંતન, ચતુર્ભુજનું થાય;
તો યજ્ઞ કોટિ હજારનું, ફળ શાસ્ત્ર તેને ગાય. ૭

સહુ શાસ્ત્ર ફરી ફરી વિચાર્યે, મુનિ ! નીકળ્યો એ સાર;
જન દયાપ્રીતમ ધ્યાન ધરવું, નિત્ય નંદકુમાર. ૮

## પદ ૬૧ મું.

છેલ છબીલા નટવર લાલ જી, સુંદર નવઘનશ્યામ તમાલ જી;
લલિત ત્રિભંગ મદન ગોપાળ જી, ત્રિભુવનમંગળ રૂપ રસાળ જી. ૧

મદનમનોહર નખશિખ શોભા જી, નરનારી સહુ જગમન લોભા જી;
અમિત માધુરી છે પ્રતિ અંગ જી, જેપર વારૂ અનંત અનંગ જી. ૨

---

૫. શ્રી—લક્ષ્મી. વિમુખ દુઃખ—દુઃખ વિમુખ થાય—નાશી જાય.

૬ ભયઇ૦-કંસે ભયથી, ચૈદ્ય ( શિશુપાળે ) દ્વેષથી, કુબ્જાએ સ્મરભાવ (કામ ભાવ)થી હરિ સ્મરણ કર્યું. તથાપિ તેમનું શિવ ( કલ્યાણ ) થયું. તો ઇ૦-તો કહે કે સ્નેહથી હરિનું સ્મરણ કરે છે તે સ્મરણનો પ્રભાવ ( મહિમા ) કેવો હોય!

૭ નિમિષ-(પલક.) ૮. મુનિ!-શિષ્યનું સંબોધન. અથવા, મુનિઓએ સહુ શાસ્ત્ર ફરી ફરીને વિચાર્યાં તો એ સાર નીકળ્યો કે જન ( માણસે ) દયાપ્રીતમ એવા નંદકુમારનું નિત્ય ધ્યાન ધરવું.

૧ નવઘનસ્યામ ઇ૦—નવા મેઘ જેવા સ્યામ વર્ણના તમાલ વૃક્ષ જેવા સુંદર. લલિત—સુંદર. ત્રિભંગી-ત્રણ જગોએથી વાંકા વળેલા ( વેણુ વગાડતી વખતે ) ત્રિભુવન ઇ૦-ત્રિભુવનમાં મંગળ એવું રસાળ જેનું રૂપ છે એવા. કે ત્રણ ભુવનના પતિ.

૨ મદનમનોહર ઇ૦-મદન જેવી મનોહર નખશિખ શોભા-નખથી શિખા લગીની શોભા છે જેની એવા. લોભા-લોભાવનાર. અમિત-અમાપ. માધુરી —મધુરતા—સુંદરતા. વારૂ—ઓવારી નાખું. અનંગ-કામદેવ.

## ઢાળ.

વારૂ અનંત અનંગ, મસ્તક, મયૂરમુકુટ મણિ જડ્યો;
અવતંસ મુક્તાદિક મનોહર, કુટિલ ભ્રૂકુટી જઇ ચડ્યો. ૩
કેસરી તિલક સુભાળ મુક્ત, સુઢાલ નાકે લટકતું;
અડી અધર બનિયું બિંબશું, જેપર રસિક મન ભટકતું. ૪
રતનાળી રસભરી આંખડી, અણિયાળી મન્મથ બાણ;
ભ્રૂકુટી કમાન સમાન, કુટિલ કટાક્ષ પ્રિયજ પ્રાણ. ૫
શ્રુતિ કુંડળ ઝલક કપોળમાં, વેળિયું વારૂં સોહે;
મુખપર અલક લટ વાંકડી. મન્મથનું મન મોહે. ૬
ચારૂ ચિબુક ચોરે ચિત્ત, અમૃત વચન લટક નિહાળિયે;
શશિ શરદ પૂરણ કોટિ કંદર્પ, મોહન મુખપર વાળિયે. ૭
તાંબુલ લાલી કુંદ કલી દ્વિજ, અધર ઓપ અનૂપ;
જન દયાપ્રીતમ કૃષ્ણ અલબેલોજી આનંદ રૂપ. ૮

---

૩ મસ્તક ૦—મસ્તકઉપર મણિથી જડેલો મયૂર ( મોરપાંછનો ) મુકુટ છે. અવતંસ ૦—મુકતાદિકનો મનોહર અવતંસ ( તોરો )તે કુટિલ ( વાંકી ) ભ્રૂકુટી ( ભમર ) ઉપર જઇ ચઢયો છે.

૪ સુભાળ—સારૂં કપાળ. મુક્ત ( મોતી ). સુઢાલ—( સારા ઢાળવાળું ) ઢળકતું. અથવા, (નાકનું વિશેષણ ). અધર ૦—તે મોતી અધર ( નીચલા હોઠ) ઉપર અડીને તેના રાતા રંગને લીધે બિંબફળ જેવું બન્યું છે. અધર-બિંબજેવું બન્યું છે.

૫ રતનાળી—રત્ન (કીકી)વાળી. મન્મથ બાણ-કામના બાણ જેવી. કુટિલ—વાંકા. પ્રિયજ પ્રાણ—પ્રાણપ્રિય ( કટાક્ષ ). અથવા, પ્રાણપ્રિય ( શ્રીકૃષ્ણ) ના કટાક્ષ કુટિલ છે.

૬ શ્રુતિ—કાન. કપોળ-ગાલ. વેળિયું-કડકાઉં—ચોકડું. વારૂ—સુંદર. ઠીક. અલક—કેશ.

૭ ચારૂ—સુંદર. ચિબુક-હડપચી. અમૃત ૦—અમૃત સરખા વચનની લટક નિહાળિયે ( જોયા કરીએ ) ! શશિ ૦—શરદૃઋતુનો પૂર્ણ ચંદ્ર અને કોટિ કંદર્પ ( કામદેવ ), એ સર્વને મોહન ( કૃષ્ણ ) ના મુખપર વાળિયે-ઓવારીએ ! ૮ કુંદ—મોગરો. દ્વિજ-દાંત.

## પદ ૬૨ મું.

દુલરી કંઠે નિર્મળ મોતી જી, કૌસ્તુભ મણિની જળહળ જયોતિ જી;
વિશાળ વક્ષઃસ્થળ હરિ ભવ્ય જી, ભૃગુપદ શ્રીવત્સ લક્ષ્મ અસવ્ય જી. ૧
કટિ કૃશ પીતાંબર પટ ભ્રાજે જી, રશના તે ઉપર અતિ રાજે જી;
મણિ મુક્તા કંચન સ્રક શ્યામ જી, વૃંદા વનમાળા રતિદામ જી. ૨

### ઢાળ.

રતિદામ વિઠ્ઠલ વૈજયંતી, અંગદ ભુજ અતિ રૂપ;
કર કંકણ કંચન મુદ્રિકા, ગ્રહી મોરલી અત્ય અનૂપ. ૩
વર વાગો અદ્ભુત ઉપરણો, નૂપુર ઝમક જુગ પાય;
ચારૂ ચિન્હ ખટ દશ તે તળે, ધરે ધ્યાન યોગી રાય. ૪
સ્વસ્ત્યષ્ટકોણને જંબુ જવ પવિ ધ્વજ સુઉર્ધ્વ રેષ;
અંકુશ અંબુજ દક્ષિણાંઘ્રિ, નવ ન ન્યૂન વિશેષ. ૫
મત્સ્ય ત્રિકોણ ધનુષ મઘવા, કલશ મંડળ નામ;

---

૧ દુલરી–એક જાતનું કંઠનું ઘરેણું. કૌસ્તુભ–એ નામનો મણિ. વક્ષઃસ્થળ–છાતી. હરિ–હરિનું. ભૃગુપદ–એ નામનું ચિન્હ. ( કહે છે કે, બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રણ દેવોમાં શાંત કોણ છે તેની પરીક્ષા જોવા માટે ભૃગુએ વિષ્ણુની છાતીમાં લાત મારી હતી, તેનું એ ચિન્હ છે). શ્રીવત્સ–એ નામનું લક્ષ્મ ( ચિન્હ ). અસવ્ય–જમણે પાસે.

૨ કટિ ઇ૦–કૃશ ( પાતળી ) કટિ ઉપર પીતાંબર ( નામનું ) પટ (વસ્ત્ર) ભ્રાજે–શોભે છે. રશના–કંદોરો. મણિ ઇ૦–શ્યામને અંગે મણિ, મુકતા (મોતી ) અને કંચન ( સોના )ની સ્રક ( માળાઓ ) છે. તથા જે રતિ ( પ્રીતિ ) ની દામ (દોરડી–બંધન ) રૂપ વૃંદા ( તુલસી )ની વનમાળા છે.

૩ વૈજયંતી–વનમાળા. અંગદ—બાજુબંધ. ૪ નૂપુર–ઝાંઝર. ઝમક—ઝમકે. જુગ–બન્ને. ખટદશ—સોળ ( પગને તળિયે સોળ સુંદર ચિન્હ છે ).

૫. સ્વસ્તિ ઇ૦–સ્વસ્તિ ( સાથીઓ ). અષ્ટકોણ, જંબુ ( જાંબુ ), જવ, પવિ ( વજ્ર ), ધ્વજ ( ધજા ), સુઉર્ધ્વરેષ ( સારી ઉર્ધ્વરેષા–ઉભીલીટી ), અંકુશ, અંબુજ ( કમળ ), એટલાં નવ ચિન્હ દક્ષિણાંઘ્રિ ( જમણે પગે) છે. ન્યૂન કે વિશેષ નથી.

ગોચરણ ને અર્ધ ચંદ્રમા, છે લક્ષ્મ સપ્ત પદ વામ. ૬
લીલા કમળ કર ફેરવે, ભવ રમણ હેતુ જેહ;
ઇત્યાદિ સાભિપ્રાય સહુ ધરી વસ્તુ હરિજન સ્નેહ. ૭
એ રૂપનું ચિંતન કરે, (તો) ઉર વસે એજ સ્વરૂપ;
જન દયાપ્રીતમ શ્રીપુરૂષોત્તમ, અખિલ વ્રજના ભૂપ. ૮

## પદ ૬૩ મું.

કૃષ્ણ ચર્ણમાં મન એકવાર જી, જો દીધું મધ્યે અવતાર જી;
તો સ્વપ્ને યમદૂત ન જોય જી, પ્રકટ પેખવા ક્યાંથી હોય જી. ૧
સદા કરે ચિંતન પ્રભુ કેરૂં જી, તે જન દામોદરનું દેરૂં જી;
સહુ સદા શ્રીજીમાં મનજી, સકળ સફળ પૂર્ણ સાધન જી. ૨

---

૬ મત્સ્ય, ત્રિકોણ, ધનુષ મઘવા ( મઘવા-ઇંદ્રનું ધનુષ્ય પણછ વિનાનું ધનુષ્ય), કલશ, મંડળ (ગોળાકાર ), ગોચરણ-( ગાયની ખરી), અર્ધચંદ્રમા, એવાં સપ્ત ( સાત ) લક્ષ્મ ( ચિન્હ ) વામ ( ડાબે ) પદ ( પગે ) છે.

૭ લીલા કમળ-મોજને અર્થે કમળ. ભવ ઇ૦-જે લીલાકમળ ભવના રમણનો હેતુ છે. અર્થાત્ તે લીલાકમળ હાથમાં ધારણ કરવાનો એવો અભિપ્રાય છે કે આ કમળ જેમ મેં મારા હાથમાં મોજને અર્થે ધારણ કર્યું છે તેમ જગત્માં પણ હું મોજને અર્થે અવતાર લેઉંછું. અથવા, ભવ (સંસાર)ને રમણ કરાવવાના હેતુરૂપ શ્રીકૃષ્ણ લીલાકમળ હાથમાં ફેરવે છે. [ કમળમાંથી બ્રહ્માદિક તમામ સૃષ્ટિની ઉત્પત્તિ છે અને તે કમળ મારા હાથમાં રમતને અર્થે છે. અર્થાત્ જગતની રચના એ મારી લીલા ( મોજ ) છે. ] સાભિપ્રાય ઇ૦-અભિપ્રાય સાથે. જેમ, સ્વસ્તિ ચિન્હથી જગત્નું કલ્યાણ સૂચવે છે; અષ્ટકોણથી આઠે દિશામાં પોતાની વ્યાપકતા સૂચવે છે; જંબુ ઉપરથી પોતાનો વર્ણ અને જંબુ દ્વીપની શ્રેષ્ઠતા સૂચવે છે; જવવડે પવિત્ર ધાન્ય આપી પોષકપણું સૂચવે છે; ધ્વજવડે પોતાની સર્વ કીર્ત્તિ સૂચવે છે; ઇત્યાદિ કલ્પના યોજી લેવી. ભગવાનના અલંકારમાં પણ એવીજ કલ્પના યોજવી.

૧ મધ્યે અવતાર— ( આખા ) અવતાર ( જન્મ ) માં એક વાર પણ.

૨ દામોદરનું દેરૂં-ભગવાનને નિવાસ કરવા યોગ્ય સ્થાન રૂપ. સહુ ઇ૦—જો શ્રીજીમાં મન હોય તો તે સદા સહુ ( સાથે )જ છે. અને તેનાં સકળ સાધન સફળ અને પૂર્ણ થાય છે.

## ઢાળ.

સાધન પૂર્ણે સ્નેહ સહિત, જો બને શ્રીહરિ સેવા;
તે અગ્ર સર્વે મંદ, દિનકર ઉદે દીપક જેવા. ૩
સાધન અવર શિવ આપણું, પણ શ્રીજીને શું સુખ;
શુશ્રૂષામાં ઉભય આનંદ, માટ ભજનજ મુખ્ય. ૪
સર્વાત્મભાવ પ્રભુ સુખી, ક્યમ થાય એ(જ) અભિલાષ;
સેવાનું ફળ સેવાજ ઇચ્છે, સુખ અવર નહીં આશ. ૫
મન લોક વેદની લાજ નહીં, એક કૃષ્ણ પિયુ શું પ્રેમ;
પતિની પ્રસન્નતા સાધવી, અચળિત ઉર એ નેમ. ૬
માનસી સેવા મુખ્ય પણ, મન વ્યસન ઉપજે થાય;
ત્યાં સાધન બળ પો'ચે નહીં, ફળ કૃપા જો ગુરૂ રાય. ૭
સેવા ન કા'વે સ્નેહ વણ, પૂજન [ન] વેદ પ્રમાણ;
લહી દયાપ્રભુમય જગત, સહુ સંતોષ, અર્ચન જાણ. ૮

---

૩ તે ઇ૦—તે અગ્ર (તેની આગળ) સર્વે (બીજા સર્વે) મંદ (ઝાંખા) દેખાય છે. દિનકર ઇ૦- દિનકર (સૂર્યના) ઉદય આગળ તેઓ દીપક જેવા છે.

૪ સાધન ઇ૦—અવર (બીજાં) સાધન કરવાં તે તો માત્ર આપણું શિવ (કલ્યાણ) છે. શુશ્રૂષા –સેવા. ઉભય–સેવક અને સેવ્ય.

૫ સર્વાત્મભાવ ઇ૦—સર્વને વિષે એક આત્મભાવ રાખવાથીજ પ્રભુ સુખી થાય છે. એવી અભિલાષ કેમ રખાય? (તેનો ઉપાય બતાવે છે:) સેવાનું ઇ૦—સ્પષ્ટ છે.

૬ વેદની ઇ૦—લોકની કે વેદની શરમ ન રાખતાં એક કૃષ્ણ પિયુ ઉપર પ્રેમ રાખવો. સાધવી—સાધ્ય કરવી. અચળિત–દૃઢ–ન ચળે એવો.

૭ માનસી સેવા ઇ૦—પ્રતિમાદિની સેવા કરતાં મનવડે સેવા કરવી એ મુખ્ય તો છે પણ જ્યારે મનમાં હરિનું વ્યસન (અનિવાર્ય આસક્તિ) ઉપજે ત્યારે તે થાય. સાધન–જપ, તપ, ઇત્યાદિ. ફળ ઇ૦—જો ગુરૂરાયની કૃપા હોય તો તે ફળ (માનસી સેવા રૂપ) પ્રાપ્ત થાય.

૮ પૂજન ઇ૦—જે વેદ પ્રમાણે (વેદના મંત્રો આદિથી) ન થાય તે પૂજન કહેવાય નહિ. માટે દયાના પ્રભુમય જગતને લહી (સમજી) ને (તે એક ભગવાનનું) અર્ચન કરવાથીજ સહુનો સંતોષ થશે એમ જાણ.

## પદ ૬૪ મું.

હરિનું પૂજન સહુ સંતોષ જી, તે મહાસેવા વૈષ્ણવ તોષ જી;
શ્રીહરિ શ્રીગુરૂ સંત સમાન જી, જ્યમ ત્રય ગંગા ત્યમ અનુમાન જી. ૧
જન્મ ધરી એકોજ પ્રણામ જી, જેણે કીધો સુંદરશ્યામ જી;
તેથી ઓછા દશ હયમેધ જી, સંસૃતિ છૂટે નહીં એ વેધ જી.

### ઢ.ળ.

વેધ તો સર્વ નિષેધ નમને, માયા કાળ ન ત્રાસ;
જે પ્રણામી શ્રી કૃષ્ણનો, નહીં જનની જઠર નિવાસ. ૩
કર્મ વચન મન હરિ નમન કરતાં, સકળ સાધન પૂર્ણ;
હરયેનમઃ મુખ ઉચ્ચરે, ચો વિધિ પાતિક ચૂર્ણ. ૪
શુભ કીર્ત્તિ કેરી અવધિ, જગ શ્રીકૃષ્ણ કા'વ્યો દાસ;
સૌભાગ્ય સઘળું દાસ્ય પદમાં રહ્યું પૂરી વાસ. ૫

---

૧ સહુ સંતોષ— સહુને સંતોષ આપનારૂં. તે ઈ૦—વૈષ્ણવનો જે તોષ (સંતોષ) તેજ મહાસેવા જાણવી. શ્રીહરિ ઈ૦—જેમ વિષ્ણુના ધામમાં વિષ્ણુના ચરણમાંથી નીકળેલી ગંગા છે. તેજ ગંગા સ્વર્ગમાં આવીને સ્વર્ગંગા- આકાશગંગા કહેવાયછે અને તેજ પૃથ્વીપર સામાન્ય ગંગા કહેવાય છે, અને તેમ છતાં એ ત્રણે ગંગાઓ એકરૂપ છે તેમ, શ્રીહરિ, શ્રીગુરૂ અને સંત, એ ત્રણે જૂદા છતાં સમાનજ જાણવા.

૨ વેધ-દોષ. સરખાવો. " एकोपिकृष्णस्यकृतः प्रणामोदशाश्वमेधावभृथेनतुल्यः । दशाश्वमेधीपुनरेतिजन्मकृष्णप्रणामीनपुनर्भवाय" — પાંડવ ગીતા. " કૃષ્ણને એક પણ પ્રણામ કર્યો હોય તો તે દશ અશ્વમેધ યજ્ઞની બરાબર છે; દશ અશ્વમેધ કરનારો તો ફરી જન્મ પામે છે પણ કૃષ્ણને પ્રણામ કરનારો બીજે જન્મ પામતો નથી."સંસૃતિ- જન્મ મરણરૂપ સંસાર.

૩ વેધ ઈ૦— નમને ( નમન કરવાથી ) સર્વ વેધ ( દોષ ) નો નિષેધ થાય છે—સર્વ દોષ નાશ પામે છે. માયા કાળ —માયાનો અને કાળનો.

૪ કર્મ ઈ૦— મન, વચન અને કર્મવડે. ચો વિધિ પાતિક—ચાર પ્રકારનાં પાપ. (કાયિક વાચિક માનસિક અને સાંસર્ગિક).

૫. શુભ ઈ૦—-જગતમાં શ્રીકૃષ્ણના દાસ કહેવાવું એ શુભ કીર્ત્તિની અવધિ -સીમા છે. સૌભાગ્ય—સારૂં ભાગ્ય. દાસ્ય- દાસપણું.

સૌભાગ્યનું લેખું નહીં, વ્રજભક્ત પરમ પવિત્ર;
જેતણા પૂરણબ્રહ્મ, પરમાનંદ અચ્યુત મિત્ર. ૬
અર્જુન ઉદ્ધવ ગૂહનૃપ, સુગ્રીવ સરખા જંગ ખ્યાત;
પણ સખ્યતા વ્રજવાસી જન, હરિ વિલક્ષણ બહુ વાત. ૭
આત્મા સહિત સહુ અર્પીને, સેવે સતત થઈ દાસ;
જન દયાપ્રીતમ કૃષ્ણ વણ, આશા ન ક્યહું વિશ્વાસ. ૮

## પદ ૬૫ મું.

આત્મ નિવેદન જેણે કીધું જી, પદ પરમાનંદ જીતી લીધું જી;
ચિંતા સઘળી પ્રલે પામી જી, પતિ પૂર્ણાનંદ શીરપર સ્વામી જી. ૧
સર્વાત્મા ભાવે પિયુ ટેલ જી, વિધિ નિષેધની છૂટી ગેલ જી;
સહજ પતિશું પ્રકટ્યો પ્રેમ જી, શાંતિ પામે સર્વે નેમ જી.. ૨

## ઢાળ.

સહુ નેમ નાસે પ્રેમ પ્રકટે, અનાદિ એ રીત;
તે અનુભવ્યો રસ ગોપીજન, પળ પળે નૂતન પ્રીત. ૩
આહીર અબળા અધમ જાતિ, સકળ સાધન હીન;
અહો! પ્રેમબળ, જે અજીત ઈશ્વર, તેતણે આધીન. ૪

---

૬ સૌભાગ્ય ઇ૦—પરમ પવિત્ર વ્રજભક્ત ( ગોપ ગોપી વગેરે )ના સૌભાગ્યનું લેખુ (ગણતી) નથી. (થઇ શકતી નથી).

૭ ગૂહનૃપ— રામાયણમાં વર્ણવેલો ગૂહ નામે ભીલ રાજા. પણ ઇ૦— પણ વ્રજવાસી જનની હરિસાથે સખ્યતા (મિત્રતા) તે બહુ વાતે વિલક્ષણ છે.

૮ સતત–નિરંતર. ક્યહું—કોઇ જગાએ. કોઇ જગાએ આશા નથી કે વિશ્વાસ પણ નથી.

૧ ( હવે આત્મનિવેદનનો મહિમા કહેછે. ) ૨ ટેલ કરવી–પરચુરણ કામકાજ કરવું. ગેલ—રમત અથવા માર્ગ (ગૈલ—માર્ગ, હિંદી.) વિધિનિષેધનો માર્ગ છૂટી ગયો. અથવા, ગેલ–ગેડ–ગડી.

૩ સહુ ઇ૦—પ્રેમ પ્રકટે પ્રકટયાથી સહુ નેમ (બંધનકારક નિયમો)નાસે
૪ તેતણે–આહીરની અબળાઓને.

એક પ્રેમ આસક્તિ વ્યસન, તન્મયપણું મળી ચાર;
આ સ્નેહ કેરી અવસ્થા, કાંઈ કહું બીજી વાર. ૫

તન તપે બહુજ વિયોગથી, રતિ તેની તે અતિ દીન;
એ પ્રેમ લક્ષણ કહ્યું કિંચિત્, ત્યાંનું ત્યાં રહે મન. ૬

એકવાર આખા દિવસમાં, પણ મળે, નવ રે'વાય;
કદી ના મળે તો વિકળ થાય, આસક્તિ એ કે'વાય. ૭

ઉર પરસ્પર વીંધાય, નવ ખસી શકે કો અણુ માત્ર;
જન દયાપ્રીતમ કૃષ્ણ કરૂણા, તે વ્યસન રસપાત્ર. ૮

## પદ ૬૬ મું.

અતિ દુર્લભ છે એવી ભક્તિ જી, જેની દાસી ચારે મુક્તિ જી;
આચરણ વય વિદ્યા રૂપ કોય જી, ધન જાતિ બળ હરિ નવ જોય જી. ૧

રાધાવર ભક્તિ રસ ભીંજે જી, નિર્મળ રતિ પાખે નવ રીજે જી;
પારધી ક્યાં આચરણ પ્રતિપાળ જી, વય ક્યાં હતુ ધ્રુવ જી બાળ જી. ૨

### ઢાળ.

ધ્રુવ બાળ, ગજ વિદ્યા કશી, કુબજ્યા હતુ ક્યાં રૂપ;
ધન સુદામાને ક્યાં હતું, વિદુર શી જાતિ અનૂપ. ૩

પુરૂષાર્થ શું ઉગ્રસેનમાં, નિર્ખિયું નંદકિશોર;
રીઝિયા કેવળ ભક્તિથી, એક એજ હરિ ચિત્ત ચોર. ૪

---

૬ રતિ ઇ૦—રતિ ( પ્રીતિ ) તેની તે ( અર્થાત્ પ્રીતિ બદલાય નહિ ). દીન—ગ્લાનિ પામેલો.

૭ ( આસક્તિનું લક્ષણ કહેછે: ) એકવાર ઇ૦—સ્પષ્ટ છે. ૮ (વ્યસનનું લક્ષણ ) ઉર ઇ૦—સ્પષ્ટ છે.

૧ આચરણ ઇ૦— આચરણાદિ સાત ગુણો હરિ જોતા નથી. (માત્ર ભક્તિ જુએ છે ).

૨ આચરણાદિ ગુણો વિનાના પણ ભક્તિવાળા તરી ગયા છે તેનાં અનુક્રમે દૃષ્ટાંત આપે છેઃ પારધી ઇ૦—સ્પષ્ટ છે. ૩ ગજ—મગરે પકડેલો ગજ. વિદુર—દાસી પુત્ર હોવાથી.

હરિ ભજનમાં પ્રતિકૂળ હોય, તેને તજે દોષ ન કોય;
જનની જનક સુત ભ્રાત ભર્તા, ગુરૂ આદિક કદી હોય. ૫
માતા ભરત, પ્રલ્હાદ પિતુ તજ્યો, ઉગ્ર સુત મતિ વક્ર;
બંધુ વિભીષણ, કાંત ઋષિપ,ત્નિયો, બળિ ગુરૂ શુક્ર. ૬
તે પરમ પ્રિય પરમાણવાં, જે ભજાવે ભગવંત;
શત્રુ સરસ તે સમજવાં, પ્રભુથી ચળાવે ચંત. ૭
ચૂલ્યમાં પડી ચતુરાઇ સહુ, અવગુણ સમજ ગુણ જેહ;
જન દયામીતમ કૃષ્ણ શું, જો નથી સાચો સ્નેહ. ૮

## પદ ૬૭ મું.

તેજસ્વી હોય સૂર્ય સમાન જી, ગણપતિ સરખો મહામતિમાન જી;
આનંદદ શીતળ સમ ચંદ્ર જી, વૈભોગી તો બીજો ઇંદ્ર જી. ૧
દ્રવ્યવંત તો તુલ્ય કુબેર જી, અચળપણામાં તુલના મેર જી;
રૂપવંત તો જેવો કામ જી, અર્જુન સરખો ધીર સંગ્રામ જી. ૨

## ઢાળ.

સંગ્રામવાદે સુરગુરૂ સમ, જનક જ્ઞાને પૂર;
દેવી ક્ષમા સરખો ક્ષમી, મુનિ રોમહરષાયુર. ૩

---

૫ હરિભજન ઈ૦–હરિભજનમાં જે પ્રતિકૂળ હોય તેને તજે તો કોઈ દોષ લાગતો નથી. જનની ઈ૦–ગમે તો તે જનની ( માતા ) હોય, જનક (પિતા ) હોય, ઈ૦–સ્પષ્ટ છે.

૬ કોણે કોને તજ્યા તેનાં દૃષ્ટાંત બતાવે છેઃ માતા ઈ૦—સ્પષ્ટ છે. ઉગ્ર ઈ૦—ઉગ્રસેને વક્ર ( વાંકી ) મતિવાળો સુત ( પુત્ર—કંસ ) તજ્યો. કાંત ઈ૦—ઋષિપત્નીઓએ યજ્ઞ કરતા સ્વામી તજીને ભગવાનને ભોજન આપ્યું. બલિ ઈ૦–બલિરાજાએ શુક્ર ગુરૂને તજ્યો.

૭ સરસ—ઉત્તમ. ઉત્તમ શત્રુ–અર્થાત્ બળવાન્ શત્રુ સમજવાં. ( સરસને ઠામે ' સરવ ' હોય તો અર્થ સ્પષ્ટ છે. )

૧ તેજસ્વી ઈ૦ – ( છઠ્ઠી કડી સાથે અન્વય કરવો ). આનંદદ–આનંદ આપનાર. ૨ અચળપણામાં ઈ૦—અચળપણામાં જેની તુલના મેર ( મેરૂ ) સાથે થઇ શકે એવો. સંગ્રામ—સંગ્રામમાં.

૩ સંગ્રામ વાદે—વાદ રૂપી સંગ્રામમાં.સુરગુરૂ ( બૃહસ્પતિ ). જનક-

નૃગ કર્ણું સમ દાનેશ્વરી, ગંભીર સિંધુ સમાન;
વિક્રમ સરિખો યશસ્વી, સત્યવાદી શીલી નળ માન. ૪
કવિ શુક્ર સમ, ધર્મી યુધિષ્ઠિર, વાયુ સમ બળવંત;
સમ શીઘ્ર સહસ્રાર્જુન, ઇત્યાદિક સુગુણ અનંત. ૫
સતકુળ જન્મ સતકર્મ લક્ષણ, ન્યૂન નહિ કશી વસ્ત;
એક શુદ્ધ ભક્તિ પ્રેમ વ્રજપતિ, વિના સહુ શ્રી અસ્ત. ૬
ચો ચૌદ ખટ નવ અષ્ટાદશ, ભણી કર્યું સઘળું ટોળ;
શ્રીકૃષ્ણ ભક્તિ નથી તો, સમજવો દ્વિજ ચંડોલ. ૭
નહીં વેળુ પીલ્યે તેલ કદી, જળ મથે નવનીત નો'ય;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણભક્તિ, વિના ભદ્ર ન હોય. ૮

---

જનક જેવો.દેવી ક્ષમા—પૃથ્વી દેવી ( ક્ષમા-પૃથ્વી ).મુનિ ઇ૦—આયુર ( આયુર–આવરદા ) માં રોમહર્ષ ( લોમહર્ષણ ) મુનિ જેવો.

૪ નૃગ કર્ણું સમ—નૃગ અને કર્ણ જેવો. સત્યવાદી ઇ૦–સત્યવાદી અને શીલી ( શીલ ગુણવાળો ) નળ ( સરખો છે એમ ) માન.

૫ યુધિષ્ઠિર—યુધિષ્ઠિર સમ. શીઘ્ર–ત્વરાવાળો—ઉતાવળો. ૬ સતકુળ ઇ૦—( ઉપર કહ્યા તેવા ગુણવાળો હોઇને વળી તેનો ) સતકુળમાં જન્મ હોય, સતકર્મ કરનારો હોય, સારા લક્ષણવાળો હોય અને કશી વસતમાં ( કોઇ બાબતમાં ) ન્યૂન ન હોય, તથાપિ વ્રજપતિની એક શુદ્ધ ( અનન્ય તથા નિષ્કામ ) ભક્તિ અને પ્રેમ વિના તે સહુ શ્રી ( સંપત્તિ ) અસ્ત છે ! અર્થાત્ ભગવાનની પ્રેમ લક્ષણા ભક્તિ વિના તેજસ્વીપણું વગેરે ગુણો નકામા છે.

૭ ચો ઇ૦–જો શ્રીકૃષ્ણની ભક્તિ નથી તો ચો (ચાર વેદ ), ચૌદ ( વિદ્યા ), ખટ ( શાસ્ત્ર ), નવ ( નવગ્રહનું શાસ્ત્ર—જ્યોતિષ્ય, અથવા નવ નાડીનું શાસ્ત્ર–યોગ. ઇ૦. ) અને અષ્ટાદશ ( પૂરાણ કે સ્મૃતિઓ એ સઘળું ભણીને તે ટોળ ( ટીખળ ) કર્યું છે. અથવા ટોળ ( ટોળે—ભેગું કર્યું છે.) ચંડોલ-ચંડોલ પક્ષી. ( એ પક્ષીને શીખવ્યું જ્ઞાન હોય છે માટે ભક્તિ વિનાના વિદ્વાનને તેની સાથે સરખાવ્યો છે ).

૮ વેળુ—રેતી. નવનીત—માખણ. નો'ય—નહોય. ભદ્ર—કલ્યાણ.

## પદ ૬૮ મું.

સ્પર્શમણિનું પૂર અભિરામ જી, ચિંતામણિમય રચિયું ધામ જી;
કામધેનુ ઘેર અક્ષય પાત્ર જી, વાડ વાટિકા સુર દ્રુમ માત્ર જી. ૧
નવગૃહ સિદ્ધિ સહુ આધીન જી, સહુ જગ જેની આગળ દીન જી;
જો નથી ભક્તિ નંદકુમાર જી, તો એ પામ્યું સહુ ધિક્કાર જી. ૨

### ઢાળ.

ધિક્કાર ઇત્યાદિક સકળ, મળતુલ્ય લહે હરિભક્ત;
જે ભૂલ્યા સકળ પ્રપંચ દઢ, શ્રીકૃષ્ણરૂપાસક્ત. ૩
જ્યમ જીવે ફણી મણિ જોઇને, જળમગ્ન જીવે મચ્છ;
તે વિના પ્રાણ ટકે ન ક્ષણ, એવી અનન્ય પ્રીતિ સ્વચ્છ. ૪
નવધા ખરી પણ પ્રેમભક્તિ, તણું બળ છે અત્ય;
તે વિના રસિકચૂડામણિ હરિ, વશ ન થાય એ સત્ય. ૫
જ્યમ પુષ્પ નાના જાતિ પર, ટકી મધુપ લે ક્ષણ ગંધ;
પણ કમળ વણ બંધન ન ક્યહું, એમ સમજ ઉભય સંબંધ. ૬
જીતે અજીત બાંધે અબધ, બળ પાશ અતિશય પ્રેમ;

---

૧ સ્પર્શમણિ ઇ૦—સ્પર્શમણિ (પારસમણિનું) અભિરામ (સુંદર) પુર (નગર) રચ્યું હોય, (અને તે નગરમાં) ચિંતામણિમય (ચિંતવી વસ્તુ આપનારા મણિથી) ધામ રચેલું હોય, ઘેર કામધેનુ (ઇચ્છિત વસ્તુ આપનારી ગાય) અને અક્ષયપાત્ર (જે પાત્રમાંની વસ્તુ ખૂટે નહિ એવું પાત્ર) હોય, તેની વાટિકા (વાડી) ની વાડ માત્ર (તમામ) સુરદ્રુમ (કલ્પવૃક્ષ) ની હોય, ઇત્યાદિ સહુ છતાં જો નંદકુમારની ભક્તિ ન હોય તો એ સર્વ પામ્યું (પામેલું)-તેને ધિક્કાર છે. (એમ બીજી કડી સાથે અન્વય.)

૩ શ્રીકૃષ્ણરૂપાસક્ત— શ્રીકૃષ્ણના રૂપમાં આસક્ત. ૪ ફણી—સર્પ. ૫ નવધા—નવ પ્રકારની શ્રવણાદિક ભક્તિ. રસિકચૂડામણિ-રસિકોમાં ચૂડામણિ (શિરોમણિ રૂપ).

૬ નાના—અનેક પ્રકારની. મધુપ-ભ્રમર. પણ ઇ૦—ભમરો જો કે અનેક પ્રકારનાં ફૂલ ઉપર બેશીને તેનો સુગંધ ક્ષણ વાર લે છે ખરો પણ કમળ વિના ક્યહું (કોઈ જગોએ પણ) તેને બંધન (લુબ્ધ થવું) પ્રાપ્ત થતું નથી. એજ પ્રમાણે ઉભય (ભક્ત અને ભજનીય) નો સંબંધ સમજ.

હરિ ક્રીડામૃગ પ્રેમી કર્યા, ભૂલવ્યા વચન શ્રુતિ નેમ. ૭
કદી ત્રૂટે વજ્રની શૃંખલા, પણ પ્રણયપાશ ન ત્રૂટે;
જ્યાં દયાપ્રીતમ કૃષ્ણને મન, બેઉનું બળ ખૂટે. ૮

પદ ૬૯ મું.

શિષ્ય વદે શ્રીગુરૂ મને કહિયે જી, એવી ભક્તિ તે ક્યમ લહિયે જી;
તેનો છે કાંઈ સરળ ઉપાય જી, દુર્લભ વસ્તુ પ્રાપ્તિ થાય જી. ૧
શ્રીગુરૂ બોલ્યા વચન અભંગ જી, ઉપાય એનો એક સતસંગ જી;
કૃષ્ણકૃપાએ તે પણ લાધે જી, પછી પદ તેનાં નિત્યારાધે જી. ૨

ઢાળ.

આરાધના શ્રદ્ધા સહિત, દીન મનમાં લાવે;
જોઈ કૃપા ઉપજે ભક્તને, તવ પ્રેમ ભક્તિ આવે. ૩
તે વેશધારી ઘણા પણ, અનુભવી વિરલજ હોય;
જે તાદૃશી કે'વાય દર્શન, થતાં અઘદુઃખ ખોય. ૪

---

૭ જીતે ઇ૦—પ્રેમના પાશનું બળ અતિશય છે. તે અજીતને જીતે અને અબધ ( ન બંધાય તેવા ) ને બાંધે છે. ઉદાહરણ આપે છે: હરિ ઇ૦—પ્રેમી (ભક્તોએ) હરિને ક્રીડામૃગ ( રમવાના મૃગ ) રૂપ (અર્થાત્) પ્રેમીની (ઇચ્છા પ્રમાણે વર્તતા) કર્યા છે, અને તેમને તેમના વચન તથા નેમ (નિયમ --પ્રતિજ્ઞા )થી પણ ભુલાવ્યા છે એમ શ્રુતિ (સાંભળવામાં) છે. કૃષ્ણે મહાભારતના યુદ્ધમાં હથયાર ન ઝાલવાની પ્રતિજ્ઞા કરી હતી તેને ભીષ્મે તોડાવી હતી, એ વાત પ્રસિદ્ધ છે. અથવા શ્રુતિનેમ- વેદવિહિત નિયમ.

૮ શૃંખલા—બેડી. પ્રણયપાશ-સ્નેહ રૂપી ફાંસો-બંધન. જ્યાં ઇ૦—જ્યાં એવો પ્રેમ હોય છે ત્યાં શ્રીકૃષ્ણના મનમાં બેઉનું ( શૃંખલાનું અને પાશનું અથવા કર્મ અને જ્ઞાનનું ) બળ ખૂટે—ઓછું હોયછે-અર્થાત્ જો એવો પ્રેમ હોય તો તેના આગળ યજ્ઞાદિક કર્મ અને અદ્વૈતાદિક જ્ઞાન કાંઇ બળવાળાં નથી-તુચ્છ છે.

૨ પછી ઇ૦ પછી તેનાં પદ ( ચરણ ) નિત્યારાધે ( નિત્ય આરાધે-સેવે ). ૩ જોઇ ઇ૦—સેવકની દીનતા જોઇને ભક્તને ( જેની સેવા કરેછે તે સતને ) કૃપા ( દયા ) ઉપજે ત્યારે ઇ૦—સ્પષ્ટ છે.

૪ તે— ભકતો. જે ઇ૦–જે અનુભવી ભક્તો તાદૃશી ( યથાર્થ દર્શનાગ )

તેતણાં લક્ષણ સુણ્ય કહું. જે કહ્યાં શાસ્ત્ર પુરાણ;
પ્રભુ પ્રાણાધિક જેને પ્રિય, પ્રભુને અધિક તે પ્રાણ. ૫
શ્રીમદાચાર્યનો દ્દઢાશ્રય ઉર, અન્યાશ્રય નહિ નામ;
નિરપેક્ષ વર્ત્તત કામ લોભે, સેવે સુંદરશ્યામ. ૬
માત્સર્ય રહિત વિરક્ત, તત્પર સદા પર ઉપકાર;
હોય વ્યસન સેવા કથા કીર્ત્તન, સતત નંદકુમાર. ૭
શુભ સત્ય મિષ્ટ સુહીતકરણ, વાચક વદે હરિયુક્ત;
જન દયાપ્રીતમ કૃષ્ણવલ્લભ, સંત જીવનમુક્ત. ૮

પદ ૭૦ મું.

તે ભગવદી દાસાનુદાસ જી, થાતાં ઉર હોય ભક્તિ નિવાસ જી;
સતસંગતનું માહાત્મ્ય અપાર જી, હરિ મળવાનો સત્યોપચાર જી. ૧
ઉદ્ધવ પ્રત્યે શ્રીહરિ વાણી જી, તે કહું કિંચિત અહીં વખાણી જી;
ઉદ્ધવ ! મુજને ન રોધે યોગ જી, સાંખ્ય ધર્મ, ના કર્મપ્રયોગ જી. ૨

---

કહેવાય છે તેમનું દર્શન થતાં ( સાધક ) અઘ ( પાપ ) અને દુઃખ ખોય ( નાશ કરેછે ).

૫ પ્રભુને ઇ૦—પ્રભુને તે પ્રાણ કરતાં પણ અધિક પ્રિય છે. ૬ શ્રીમદાચાર્ય-શ્રીમત્ વલ્લભાચાર્ય. દ્દઢાશ્રય—દ્દઢ + આશ્રય. અન્યાશ્રય—બીજા આચાર્ય કે દેવનો આશ્રય. નામ-જરાપણ. નિરપેક્ષ-અપેક્ષા રહિત-' અમુક કાર્ય થાય તો સેવા કરવી ' એવી ધારણા વિના-નિષ્કામ.

૭. માત્સર્ય—અદેખાઈ. વિરક્ત-સંસારના સુખભોગમાં પ્રીતિ વિનાનો. તત્પર ઇ૦-સદા પરઉપકાર કરવામાં તત્પર. હોય ઇ૦-જેને સતત ( નિરંતર ) નંદકુમારની સેવા અને કથા કીર્તનનું વ્યસન હોય એવો.

૮ શુભ ઇ૦-શુભ, સત્ય, મિષ્ટ, સુહિતકરણ ( અતિ હિત કરે એવું ) અને હરિયુક્ત ( હરિના નામથી યુક્ત ) વાચક ( વચન ) વદે. જન ઇ૦—દયાનાપ્રીતમ શ્રીકૃષ્ણના વલ્લભ ( વાહાલા ) એવા સંતજન તેજ જીવનમુક્ત ( જીવતાં મુક્ત થયેલા ) જાણવા.

૧ તે ઇ૦—તે ભગવદી પુરૂષના દાસાનુદાસ થાતાં ઉરમાં ભક્તિનો નિવાસ હોય-થાય.સત્યોપચાર-સાચો ઉપાય.

૨ અહાં—અહીંઆં. રોધે-અટકાવી રાખે. યોગ-સમાધિ પ્રયોગ. સાંખ્ય ધર્મ-તત્વસંખ્યા રૂપી ધર્મ. ના કર્મપ્રયોગ જી ઇ૦-કર્મપ્રયોગ (મીમાંસા શાસ્ત્રોક્ત )પણ મને રોધી શકે નહિ (અર્થાત્ તે પણ મને પોતાનો કરી શકે નહિ).

## ઢાળ.

ન પ્રયોગ ન સ્વાધ્યાય તપ, દક્ષણા દાન ન ત્યાગ;
વ્રત નેમ યમ તીર્થાટણે, ન રોધાઉં નાના યાગ. ૩
રોધાઉં નહીં વેદાધ્યયન, આદિ વિના સતસંગ;
વણ ધર્મે સાધન થાઉં વશ, હું જો સુસંગે રંગ. ૪
બહુ દૈત્ય રાક્ષસ ખગ સમગ્ર, ગંધર્વ અપ્સરા નાગ;
જન સિદ્ધ ચારણ વિદ્યાધર, ગુહ્યક કપિ સદ રાગ. ૫
સ્ત્રી વૈશ્ય શુદ્ર ને અંત્યજ જાતિ, રજ પ્રકૃતિ સપાપ;
તે તે સર્વ મુજ પામિયા, કેવળ સુસંગ પ્રતાપ. ૬
તે કોણ કોણ કહું સુણો, પ્રલ્હાદાદિક બળિ ભૂપ;
વૃષપર્વા વૃત્રાસુર, બાણાસુર તર્યા ભવકૂપ. ૭
હનૂમાન સુગ્રીવ અંગદાદિક, તથા જાંબુવાન;
તે સહુ દયાપ્રભુ પદ લહ્યું, સત્સંગ શક્તિ મહાન. ૮

## પદ ૭૧ મું.

ગજ સગ્રાહ ને ગીધ ખગ જાતિ જી, વ્યાધ વળી કુબજ્યા જગખ્યાતિ જી;
યજ્ઞપત્નીઓ સહુ વ્રજગોપી જી, ભક્તમણિ સતસંગે ઓપી જી. ૧

---

૩ પ્રયોગ—અનુષ્ઠાન. સ્વાધ્યાય-પોતાની શાખાનો વેદ પાઠ નેમ-નિયમ. યમ-બાહારની ઇંદ્રિયોને કબજે રાખવી તે. નાના-અનેક પ્રકારના. યાગ-યજ્ઞ.

૪ વેદાધ્યયન ઇ૦—હું સત્સંગ વિના, વેદાધ્યયન આદિથી પણ, રોધાઉં એવો નથી. જુઓ ભાગવત. " रहूगणैतत्तपसानयातिनचेज्ययानिर्वपणाद्गृहाद्वा । नछंदसानैवजलाग्निसूर्यैर्विनामहत्पादरजोभिषेकात् ॥ " વણ ઇ૦-જો સુસંગમાં રંગ લાગ્યો હોય તો ધર્મ અને સાધન વિના હું વશ થાઉં.

૫ ખગ-પક્ષી. સિદ્ધ, ચારણ, વિદ્યાધર, ગુહ્યક. એ તે તે નામના દેવોની જાતિઓ છે. કપિ—વાનર. સદરાગ—સારી પ્રીતિવાળા.

૬ રજ ઇ૦—રજોગુણી અને તમોગુણી પ્રકૃતિવાળા સપાપ (પાપી) તે તે સર્વે કેવળ સુસંગના પ્રતાપથી મુજ (મને) પામ્યા છે. ૭ પ્રલ્હાદાદિક—રાક્ષસો. હનૂમાન-એ વગેરે વાનરો.

૧ તમોગુણી પ્રકૃતિવાળા જીવો જે મુક્તિ પામ્યા તે ગણાવેછેઃ ગજ-ઇ૦—સગ્રાહ (મગર સહિત) ગજ (હાથી), અને ખગ (પક્ષી) જાતિનો

પ્રકટ્યો ઇત્યાદિક હરિ રંગ જી, પ્રભુ પામ્યા કેવળ સત્સંગ જી;
સંગ સંતનો વ્યર્થ ન જાય જી, અલ્પમાત્ર અતિ ફળદાય જી. ૨

ઢાળ.

ફળ અતિ સહજ સત્સંગથી, તરિયો અજામિલ પાપી;
સુત નામ નારાયણ ધરાવી, યુક્તિ મુક્તિ આપી. ૩
પત્તનવીથિ ઉદ અતિ અશુચિ જ્યાં, મળ્યું જઇ જળ ગંગ;
ગંગા થયું તે સહજ સદ્યજ, જો બળ મહદ્દ પ્રસંગ. ૪
હરિસંગીસંગસમાન લવ, સુખ નાક નહિ નિરવાણ;
તો મૃત્યુ લોકનું મૃષા સુખ તે, કરે કથની કાણ !! ૫
સુરદ્રુમ હરે દારિદ્રતા, શશિ તાપ, ગંગા પાપ;
તે ત્રણે સાધુ સંગ સદ્ય, હરેજ અતુલ પ્રતાપ. ૬

---

ગીધ (જટાયુ) મુક્તિ પામ્યા. સપાપ કોણ મુક્તિ પામ્યો તે કહે છેઃ વ્યાધ—પારધી. રજો ગુણીનું દૃષ્ટાંતઃ કુબજ્યા—કુબ્જ્યા. યજ્ઞપત્નીઓ–ઋષિપત્નીઓ ભક્તમણિ ઇ૦—ભક્તોનામ ણિરૂપ સત્સંગથી તે સર્વે ઓપી (ઓપાઈ) છે અથવા સત્સંગે તેમને ઓપી છે.

૨ ઇત્યાદિક—ઇત્યાદિકને. સત્સંગ—સત્સંગવડે. ફળદાય—ફળદાયી.

૩ અજામિલ—એ નામનો પાપી પુરૂષ જેણે પોતાના છોકરાનું નામ નારાયણ ધરાવ્યું હતું અને મૃત્યુ સમયે યમદૂતના ભયથી તેના નામનો પોકાર કર્યો હતો તેથી નારાયણે તેને મુક્તિ આપી હતી. (જુઓ ભાગવત). યુક્તિ—નારાયણ નામ ધરાવવા રૂપ યુક્તિને લીધે.

૪ પત્તન ઇ૦—પત્તન (નગર) ની વીથિનું (રસ્તાનું) અતિ અશુચિ (અપવિત્ર) ઉદ (જળ) જ્યાં ગંગાના જળમાં જઇને મળ્યું તે જળ સદ્યજ (તત્કાળ) સહજ ગંગા (રૂપ) થાય છે; મહદ્દ પ્રસંગ (મહત્પ્રસંગ–મોટાના પ્રસંગનું) બળ જો!

૫ હરિ ઇ૦—હરિના સંગી પુરૂષોના સંગની સમાન સુખ નાક (સ્વર્ગ) માં લવ (લેશ–લગાર) પણ નથી એ નિરવાણ (નક્કી) જાણવું. મૃષા–મિથ્યા. કરે ઇ૦—તેની તો કથની (વાતજ) કોણ કરે છે!!

૬ સુરદ્રુમ ઇ૦—સુરદ્રુમ (કલ્પ વૃક્ષ) દારિદ્રતા હરે છે, શશિ (ચંદ્ર) તાપ હરે છે અને ગંગા પાપ હરે છે; પણ અતુલ પ્રતાપવાળો સાધુનો

હોય વૈષ્ણવ વૃક્ષ સમાન ગુણ, પર સુખ કરે સહિ ક્લેશ;
નખશિખ લગી પરમાર્થ સહુ, સ્વારથ નહિ લવલેશ. ૭
વણ વાંક દે દુઃખ દુષ્ટ, મારે દુર્વચન ઉર બાણ;
સ્તવી દયાપ્રીતમ કૃષ્ણ માગે, તેનું પણ કલ્યાણ. ૮

## પદ ૭૨ મું.

ગુણ સાધુના હોયજ એવા જી, પરોપકારી ચા'ય ન સેવા જી;
દોષ કરે બહુ પરના પાન જી, પ્રકટ કરે ગુણ અલ્પ મહાન જી. ૧
ગરલ દોષ સાગર શિવ પીધો જી, ચંદ્ર ચતુરથી ભાલે દીધો જી;
દુર્લભ સાધુ મળવા એવા જી, મળે પ્રસન્ન જો હોય દેવા જી. ૨

## ઢાળ.

હરિદેવની કરૂણા બળે, ભાગ્યથી એવા ભેટે;
ભક્તિ ઉદે અનપાયિની. દુઃકૃત દુઃખ સહુ મેટે. ૩

---

સંગ તે ત્રણે ( દરિદ્રતા, તાપ અને પાપ ) ને સદ્ય ( તત્કાળ ) હરે છે! ( અથવા એવો તેનો અતુલ પ્રતાપ છે ).

૭ નખશિખ લગી— અંગેઅંગે. ૮ વૈષ્ણવનું આચરણ વર્ણે છે। વણ ઇ૦—દુષ્ટ પુરૂષો વાંક વણ દુઃખ દે, અને દુર્વચનરૂપી બાણ ઉર ( છાતી ) માં મારે, તથાપિ તે દયાના પ્રીતમ કૃષ્ણને સ્તવીને તેનું પણ કલ્યાણ માગે છે.

૧ પરોપકારી ઇ૦–તે પરોપકારી છતાં ( પ્રત્યુપકારરૂપ ) સેવા ચહાતા નથી. દોષ ઇ૦–પરના બહુ દોષનું તે પાન કરે છે—દોષ પીજાય છે—ઢાંકે છે, અને અલ્પ ગુણને મહાનરૂપે પ્રકટ કરે છે.

૨ ગરલ ઇ૦—સાગરના દોષ ગરલ ( વિષ ) ને શિવે પીધો (સમુદ્રમાંથી નીકળેલા વિષનું શિવે પાન કર્યું તે કથા પ્રસિદ્ધ છે–જુઓ ભાગવત.) અને ચતુરથી ( ચતુર્થી )ના ચંદ્રને ભાલે ( કપાળે ) દીધો–લગાવ્યો. ( ચતુર્થીનો ચંદ્ર દોષરૂપ છે માટે લોકો તેનું દર્શન કરતા નથી પણ શિવે તેના અલ્પ પ્રકાશરૂપ ગુણને મોટો કરીને તેને પોતાના કપાળનું ભૂષણ કર્યું ).

૩ ભક્તિ ઇ૦-તો અનપાયિની ( દૃઢ ) ભક્તિ ઉદે ( ઉદય પામે ) અને સહુ દુઃખ તથા દુઃકૃત ( પાપ ) મેટે ( નાશ પામે. )

એમ સુણી બોલ્યો શિષ્ય, શ્રીગુરૂ મહાપ્રબળ સતસંગ;
સતસંગ કેટલા કરે છે, પણ નથી ચઢતો રંગ. ૪
તેનું કશું કારણ હશે, મહારાજ મુજને ભાખો;
શી પેર લાગે સંગ સજ્જન, તે વિધિ કહીં દાખો. ૫
સુણ્ય શિષ્ય પ્રતિ ઉત્તર કરૂં, બોલિયા શ્રીગુરૂ રાય;
છે ઓછય અકેકી ઉભયમાં, ટળ્યે કારજ થાય. ૬
આતુર પરીક્ષિત શુદ્ધ શ્રોતા, વકતા શુક શુચિગ્રામ;
ફલિભૂત સંગતિ શીઘ્ર થઈ, નૃપ મળ્યું અચ્યુત ધામ. ૭
શ્રોતા તથા વકતા બરોબર, મળે ત્યાં શી વાર;
જન દયાપ્રીતમ કૃષ્ણપંકજ, ઉભય[નો]ચિત્તતાર. ૮

## પદ ૭૩ મું

તેજ કથા સાંભળી બહુ જન જી, પણ પરીક્ષિત સરખું નહિ મન જી;
માટે ન થયું ફળ તતખેવ જી, વકતા તેના તે શુકદેવ જી. ૧
તરે તુંબિકા આશ્રિત તારે જી, અનુભવ સહુને શાસ્ત્ર પોકારે જી;
પણ જો ઉર હોય સહિત વિકાર જી, તરે ન તારે લીલી લગાર જી. ૨

ઢાળ

લીલી ન તારે તુંબી ત્યમ, ન ફળે સમળ જન સંગ;
ફરી તેનું તેજ કરે સુકાય, વિકાર થાતાં ભંગ. ૩

---

૫ લાગે ઇ૦–સજ્જનનો સંગ શી પેર લાગે–પ્રાપ્ત થાય. ૬ ઓછય–ઉણપ. ઉભયમાં–શ્રોતા અને વકતા બન્નેમાં શ્રોતામાં આતુરતાની ઉણપ હોય છે અને વકતામાં શુચિપણું નથી હોતું. એ ઉણપ ટળે તો કારજ થાય.

૭ શુચિગ્રામ ( શુચિપણાનું ગ્રામ—સમુદાય )—પવિત્રતાનો ભંડાર. ૮ ચિત્તતાર–ચિત્તનો તાર.

૧ વકતા—કથા કહેનારા. ૨ તરે ઇ૦— તુંબિકા ( તુંબડી ) પોતે તરે છે અને આશ્રિતને તારે છે. તરે ન તારે ઇ૦—પણ જો તુંબડી લગારે લીલી હોય તો તે તરે નહિ કે તારે પણ નહિ. તેમજ વક્તાનું હૃદય પણ વિકાર રહિત હોય તોજ તે તરે અને તારે; અન્યથા નહિ.

૩ સમળ—( મળ સહિત ) વિકારવાળા. ફરી ઇ૦—વિકાર હોય ત્યાં

આર્દ્ર વસ્ત્ર અડે અવર, ભીંજવે તે પણ વાસ;
અડપું વસન સૂકું શુષ્ક ને, ત્યાં નહીં શીતાભાસ. ૪
મલયાદ્રિ દ્રુમ ચંદન સહુ, પણ નહિ ઇરંડ ન વંશ;
ઉરગ્રંથિઓ તે માટય ત્યમ, સતસંગ ફળે ન નૃશંસ. ૫
શત કલ્પ નીર નિમગ્ન, ઉર પાષાણ આગ્ય ન જાય;
કદી અષ્ટ યામ ઉકાળિયે, ગાંગડું ન કોમળ થાય. ૬
જ્યમ ચિત્રકેરા ચંદ્રથી, નવ શમે તન પરિતાપ;
ત્યમ ગગનશશિથી પણ ન ઉભરે, ચિત્રઉદધિ આપ. ૭

---

સુધી કાર્ય ન થાય પણ વિકારનો ભંગ (નાશ) થતાં ફરીને તેનું તેજ સુકાર્ય (તારવારૂપી) તે કરે છે.

૪ આર્દ્ર—લીલું. વાસ-વસ્ત્ર. વસન-વસ્ત્ર. શુષ્ક-સૂકું. શીતાભાસ-શીતળતાનો ભાસ.

૫ મલયાદ્રિ૦—મલય નામે પર્વત ઉપરનાં બધાં વૃક્ષો ચંદન રૂપ થઇ જાય છે,* પણ એરંડો કે વાંસ ચંદન ગણાતાં નથી; કેમકે તેમના ઉરમાં ગ્રંથિઓ (ગાંઠો) છે. તેમજ નૃશંસ (દુષ્ટ) ના ઉરમાં પણ કપટ રૂપી ગાંઠો હોય છે માટે તેને સત્સંગ ફળતો નથી.

૬ શત૦—જો કદી શત (સો) કલ્પ સુધી પાષાણ નીરમાં નિમગ્ન (ડુબેલો) રહે તથાપિ તેના ઉર (હૃદય-અંતર ભાગ) ની આગ (અગ્નિ) જાય નહિ. યામ-પોહોર.

૭ ચિત્રઉદધિ—ચિત્રામણનો સમુદ્ર. ઉભરે-ઉભરાય. આકાશના ચંદ્રથી જેમ ખરા મહાસાગરમાં ભરતી આવે છે તેમ ચિત્રના મહાસાગરમાં ભરતી આવતી નથી. ‡તેમજ સંતના સંગથી પણ દુષ્ટનું હૃદય ઉભરાતું નથી—તેને અસર થતી નથી.

---

* જુઓ સાહિત્યરત્નભાંડાગાર—" किंतेनहेमगिरिणारजताद्रिणावायत्रस्थिताश्चतरवस्तरवस्तएव । मन्यामहेमलयमेवयतास्थितानांकंकोलनिंबकुटजाअपिचंदनास्युः ॥" તે સોનાનો કે રૂપાનો પર્વત, જેના ઉપર ઊગેલાં ઝાડ તે કેવળ ઝાડજ રહે છે, તેનાથી શું? અમે તો મલયાચળનેજ મોટો માનીએછીએ કે જેના ઉપર ઉગેલી કાંકેળ, લીમડા, અને ઇંદ્રિજવ, એ સર્વે ચંદન થઇ જાયછે.

‡ ભરતી આકર્ષણથી થાય છે એ વાત આપણા લોકોને માલમ હતી તે આથી સિદ્ધ થાય છે.

જિજ્ઞાસુ ઉપદેષ્ઠા ઉભય હોય, ઉચિત ટળે ભવ રોગ;
જન દયાપ્રીતમ કૃષ્ણકરૂણા, તવ મળે એવો યોગ. ૮

## પદ ૭૪ મું.

હિત હરિ જગવે સાચા સંત જી, તેજ દુષ્ટ ભૂલવે ભગવંત જી;
હરિજન પાસે નિત્યે વસવું જી, દુષ્ટ સંગથી દૂર ખસવું જી. ૧
દુષ્ટ સંગ પે'લો પરનારી જી, નિજની પણ વહુ પ્રિય નહીં સારી જી;
કામ દામ બે માયા ધામ જી, સદા અવિદ્યા ત્યાં વિશ્રામ જી. ૨

ઢાળ.

વિશ્રામ જ્યાં નિત્ય અવિદ્યા, ત્યાં સહુ અમંગળ હોય;
સ્મશાનસ્થળ ત્યાં પ્રેત હોય, કૌતક ન માને કોય. ૩
તરૂણીજ માયા મોહની, તરવા ન દે જ્યાં સંગ;
અણમળ્યા કો કદી ઉગરે, મળતાં સકળ બળ ભંગ. ૪
તે માટ્ય એવું નાસવું, જ્યમ છાયા સ્પર્શ ન થાય;
જ્યમ છાયામગરી છાયા અડતાં, કાયા કરડી ખાય. ૫

---

૮ જિજ્ઞાસુ ઈ૦—જિજ્ઞાસુ (તત્વ જાણવાની ઇચ્છાવાળો) અને ઉપદેષ્ટા બન્ને ઉચિત (યોગ્ય) હોય ત્યારે ભવરૂપી રોગ ટળેછે. કૃષ્ણકરૂણા (હોય–અધ્યાહાર).

૧ હિત ઈ૦—સાચા સંત હરિ સાથે હિત (માયા–હેત) જગવેછે. તેજ ઈ૦—ભગવંત સાથેનો તેજ પ્રેમ દુષ્ટ (મનુષ્ય) ભૂલવે છે.

૨ નિજની ઈ૦—પોતાની વહુ પણ પ્રિય હોય તે સારી (ઠીક) નહિ (કારણ કે તેથી મનુષ્ય હરિને ભૂલીને માયા પાશમાં ફસાય છે). કામ દામ ઈ૦—સરખાવો,—"कांताकनकसूत्रेणरचितंसकलजगत् । तासुतेषुविरक्तोयोद्वितीयः परमेश्वरः" ॥ "સ્ત્રી અને સુવર્ણ રૂપી સૂત્રવડે સકળ જગત્ રચેલું છે; તે સ્ત્રીઓથી અને સુવર્ણથી જે વિરકત છે તે બીજો પરમેશ્વર જાણવો" અવિદ્યા—અવિદ્યાનો (માયાનો).

૪ સંગ ઈ૦—તરૂણીનો જ્યાં સંગ થયો ત્યાં તે તરવા નજ દે. અણમળ્યા—સ્ત્રીને મળ્યા વિનાના.

૫ છાયામગરી ઈ૦–(એવું કહેછે કે એક જાતની મગરી પાણી ઉપર મનુષ્ય કે બીજા જાનવરનો પરછાયો જોઇને તેને પકડી ખાઇ જાય છે.)

તરવાર સરખી તરૂણી, શણગારી દીસે સારી;
ઉપર અનુપમ રૂપ મનોહર, અંતરમાં હત્યારી. ૬
પચરંગી પ્રફુલ્લિત પુષ્પ સરખી, મોહન નિર્ખે નાર;
મસળ્યા પછી મન ગ્લાનિ ઉપજે, ચતુર ચિત્ત વિચાર. ૭
દુઃખ દુઃકૃત નરકની ખાણ્ય સ્ત્રી, ડરી પરી ચિત્તથી કાડય;
જન દયાપ્રીતમ કૃષ્ણ મળતાં મધ્ય મોટી આડય. ૮

## પદ ૭૫ મું.

ધન પણ તેવું મન બગાડે જી, પ્રભુમાં પો'ચ્યું ખેંચી કાઢે જી;
અનર્થ જેમાં દશને પાંચ જી, શ્રીમુખ ગાયા ભરિયા આંચ જી. ૧
સુહૃદ સર્વથી ક્લેશ કરાવે જી, પ્રાણ ખોય કે પ્રેત બનાવે જી;
હરિ સેવામાં વા પરમાર્થ જી, વિત્ત વવરાયું સફળિત અર્થ જી. ૨

### ઢાળ.

સફળિત કરવું અર્થ એમજ, હોય જો કદી પાસ;
નૂતન ઉપાર્જન કેરી હરિજન,ને ન ધરવી આશ ૩

---

૮ પરી—દૂર. મધ્ય મોટી આડય—સરખાવો ભર્તૃહરિનું વચન. "સंसारतवनिस्तारपदवीनदवीयसी । अंतरादुस्तरानस्युर्यदिरेमदिरेक्षणाः ॥" "જો વચમાં મદિરા સમાન રાતાં નેત્રવાળી દુસ્તર સ્ત્રીઓ ન હોય તો, હે સંસાર ! તને તરી જવાનો માર્ગ કાંઇ દૂર નથી !"

૧ પાછલા પદમાં સ્ત્રીરૂપી અંતરાય વર્ણીને આ પદમાં ધન અંતરાયનું વર્ણન કરે છેઃ દશને પાંચ—પંદર. એ પંદર ભાગવતમાં આ પ્રમાણે કહ્યા છે; "स्तेयंहिंसानृतंदंभःकामःक्रोधःस्मयोमदः । भेदोवैरमविश्वासः संस्पर्द्धाव्यसनानिच ॥ एतेपंचदशानर्थाह्यर्थमूलामतानृणाम् । तस्मादनर्थमर्थाख्यंश्रेयोर्थीदूरतस्त्यजेत् ॥"—'ચોરી, હિંસા, અસત્ય, દંભ, કામ, ક્રોધ, ગર્વ, મદ, ભેદ, વૈર, અવિશ્વાસ, સ્પર્દ્ધા, સ્ત્રીવ્યસન, દ્યૂતવ્યસન, મદ્યવ્યસન, એ પંદર અનર્થની ઉત્પત્તિનું મૂળ દ્રવ્ય છે, માટે અર્થ (દ્રવ્ય) નામનો અનર્થ કલ્યાણની ઇચ્છાવાળાએ વેગળેથીજ તજવો." ભરિયાઆંચ-પરિતાપ કરે એવા (અનર્થનું વિશેષણ).

૨ સુહૃદ-મિત્ર-સ્નેહી (સાથે). ૩ અર્થ—દ્રવ્ય કે મતલબ. નૂત ને નવું. ઉપાર્જન-પ્રાપ્તિ.

મેળતાં દુઃખ દુઃખ રક્ષણમાં, હાનિ થતાં મહાદુઃખ;
પરવાર પ્રભુ ભજવા ન પળ, રહે ચિત્ત કૃષ્ણ વિમુખ. ૪
ભોજન વસન ચિંતા કરી, વૈષ્ણવ ન થાવું ઉદાશ;
સહુ વિશ્વ પોષે વિશ્વંભર, ક્યમ ભૂલશે નિજ દાસ. ૫
ગિરિશિખર દ્રુમ શીંચે હરિ, અનાયાસ અજગર પોખે;
દધિ મધ્ય સક્કરખોર ખગ, સાકરવડે સંતોખે. ૬
જન્મતા પે'લું જનની સ્તન પય, પ્રકટ કર્યું પ્રભુપાસ;
ચુગણી રચ્યા પછી ચંચુ રચી, જડ જીવ નથી વિશ્વાસ. ૭
છે અજબગુલમ્હેરી ખગી, તજી અહાર રટ મુખ રામ;
જન દયાપ્રીતમ ચંચુ કરી, ચરણે ચતુર સુખધામ. ૮

## પદ ૭૬ મું.

શિષ્ય વદ્યો એમ સુણી કરજોડી જી, સંશય મોટો નાખ્યો ત્રોડી જી;
કામ દામ મોટા અંતરાય જી, મળવા દે નહીં મોહનરાય જી. ૧

---

૪ મેળતાં–મેળવતાં. જુઓ ભાગવત. "अर्थस्यसाधनेसिद्धेउत्कर्षेरक्षणेव्यये। नाशोपभोगआयासत्रासचिंताभ्रमोनृणाम् ॥"

૫ વસન–વસ્ત્ર. જુઓ પાંડવગીતા. "भोजनाच्छादनेचिंन्तांवृथाकुर्वन्तिवैष्णवाः। योसौविश्वंभरोदेवः सकिंभक्तानुपेक्षते ॥" "અર્થ મૂળમાં કહ્યા પ્રમાણેજ છે.

૬ અનાયાસ-વિના શ્રમે. અજગર શ્રમ કરતો નથી તથાપિ તેને પોષે છે. જુઓ,—"अजगरकरेनचाकरी, पंखीकरेनकाम; दासमलूकायूंकहे, सबकादाताराम." દધિ–સમુદ્ર. સક્કરખોર–સાકર ખાઈને નિર્વાહ કરનાર પક્ષી.

૭ ચુગણી–ચારો–ખોરાક. જડ–મૂર્ખ. જીવ–જીવને. ૮ અજબગુલમેહેરી–એ નામની પક્ષી સ્ત્રી. ખગી–પક્ષિણી. એ પક્ષી મુખથી આહાર તજીને રામ રટે છે. દયારામના પ્રીતમ ચતુર અને સુખધામ—પરમેશ્વરે તેને ચરણે ચંચુ કરીછે. (અજબગુલમેહેરી નામના પક્ષીનું ચિત્ર જોવામાં આવે છે. તેને સ્ત્રીના જેવું મુખ હોય છે, બે પાંખો હોય છે, ચાર પગ હોયછે અને ત્યાં ચાંચનો આકાર હોય છે તથા તેમાં હાથી પકડેલા હોયછે. આ જેવું કલ્પિત પક્ષી છે તેવુંજ અનલ પક્ષી જે સાત હાથી લેઇને ઉડે છે. હંસ જે મોતીનોજ ચારો ચરે છે, હારિલ પક્ષી જે લાકડી હાથમાં આવેલી પ્રાણ ગયે છોડે છે. સક્કરખોર જે સાકરજ ખાય છે, ઇત્યાદિ પણ કલ્પિત હોય એવું લાગે છે).

સમજે સહુ કો પંડિત પે'લા જી, તે પણ એ એમાં ક્યમ ઘેલા જી;
ત્યાગી જ્ઞાની યોગ મળેલા જી, તે પણ મનમાં માયાચેલા જી. ૨

## ઢાળ.

ચેલા પ્રકટ કોઈ ગુપ્ત માયા,થી બચ્યુ નહીં કોય;
કયમ જાણીતા ભૂલા પડે, આશ્ચર્ય અતિશે હોય. ૩
એમ સુણી શ્રીગુરૂ બોલિયા,તુને થઇ શંકા સત્ય;
એ કૃષ્ણ-માયા અતુલ બળ, અકળિત અટપટી અત્ય. ૪
નિજ કળ બળે નિકળાય નહીં, વણ શરણ વિઠલરાય;
ગજ પંકમાં, મૃગ ફંદ ફશી, બળ કરે બહુ જકડાય. ૫
ગુરૂદ્વારા શ્રીકૃષ્ણની શરણ,ગતિ ગ્રહે દ્રઢ ટેક;
તે જીવ માયા જાળથી, છૂટે ઉપાયજ એક. ૬
એક અનન્યાશ્રય નિરંતર, શ્રીનંદસુતનો ઝાલે;
તો માયા કાળાદિ કરમ બળ, કોઇનું નવ ચાલે. ૭
નહિ દેવ દેવી કોઈ હરિઅવ,તારનો પણ દાસ;
પતિ દયાપ્રીતમ કૃષ્ણઆશા, એક દૃઢ વિશ્વાસ. ૮

---

૨ સમજે ઇ૦—સહુ કોઇ સમજે છે કે પંડિતો પેહેલા (મુખ્ય) છે, અથવા, પંડિતો સૌથી પેહેલા સમજે છે, તો તે પણ એ એમાં (કામ દામમાં) કેમ ઘેલા હોય છે? યોગ મળેલા–યોગ (સમાધિ) માં મળેલા (યુક્ત). માયાચેલા –માયાના શિષ્ય.

૩ ચેલા ઇ૦—કોઇ માયાના પ્રકટ ચેલા હોયછે અને કોઇ ગુપ્ત હોયછે; પણ માયાથી કોઇ બચ્યું નહિ.

૫ ગજ ઇ૦—જેમ ગજ (હાથી) પંકમાં (કાદવમાં) અને મૃગ (હરણ) ફંદ (ફાંસામાં) ફશીને જેમ જેમ નીકળવાને બહુ બળ કરે તેમ તેમ બહુ જકડાયછે. ૬ શરણગતિ ઇ૦–દૃઢ ટેકથી ગુરૂ દ્વારા શ્રીકૃષ્ણની શરણગતિ–શરણગમન ગ્રહણ કરે–શરણાગત થાય.ઉપાયજ ઇ૦–એજ એક ઉપાય છે.

૭ અનન્યાશ્રય—( अन् + अन्य + आश्रय )બીજાનો આશ્રય ન કરવો. ફક્ત એકનોજ આશ્રય કરવો. કરમ (કર્મ) પ્રારબ્ધ, ક્રિયમાણ અને સંચિત, એ ત્રણ પ્રકારનાં કર્મ.

૮ અનન્યાશ્રયનું સ્પષ્ટીકરણ કરેછેઃ નહિ ઇ૦—દેવ,દેવી,કે હરિનો કોઈ

## પદ ૭૭ મું.

કશું પછી કરવું ન રહ્યું તેને જી, આશ્રય પુરૂષોત્તમ એક જેને જી;
વહે પ્રભુ તેનો યોગ ક્ષેમ જી, નિજ જન જાણી દે નિજ પ્રેમ જી. ૧
સર્વ સમર્પિ થાવું દાસ જી, હરિ વણ આશા અવર ન ત્રાસ જી;
સમર્થસ્વામીબળ નિશ્ચિંત જી, સહુ કરતા માને ભગવંત જી. ૨

### ઢાળ.

ભગવંત એક દૃઢ ભરોંસે, વણ કર્યે થયું સહુ પૂર્ણ;
ઉર આવ્યો અણવિશ્વાસ પતિ, સહુ કર્યું સાધન ચૂર્ણ. ૩
ઇંદ્રજિતનું બ્રહ્માસ્ત્ર વણ વિશ્વાસ વ્યર્થ મહાન;
દૃઢ પ્રતીતે ચાતક અનાવૃષ્ટિમાં સ્વાતિપાન ! ૪
તે માટ એકજ વ્રજપતિ, ભજી સમરવા ધરી ટેક;
સહુ દેવમાં પણ કૃષ્ણ જાણી, ભજ ન વ્યર્થ વિવેક. ૫

---

મત્સ્યાદિક અવતાર,તેનો પણ તે (ભક્ત) દાસ થાય નહિ; ફક્ત એક કૃષ્ણનીજ આશા અને તેનોજ દૃઢ વિશ્વાસ તેને હોય.

૧ વહે ૦—તેનો યોગ ક્ષેમ ( યોગ લાભ, સંપત્તિ વગેરેની પ્રાપ્તિ + ક્ષેમ રક્ષણ )—સંપત્તિની પ્રાપ્તિ અને તેનું રક્ષણ પ્રભુ વહે છે—ધારણ કરે છે—ચલાવે છે.

૨ હરિ ૦—હરિ વણ અવર (બીજાની ) આશા કે ત્રાસ ન રાખવો. બળ—બળવડે. નિશ્ચિંત—નિશ્ચિંત રહેવું. સહુ કરતા—સહુના કર્ત્તા.

૩. ભગવંત ૦—ભગવંતના એક દૃઢ ભરોંસાવડે, સહુ સાધન વગર કર્યે પણ પૂર્ણ થયાં છે એમ જાણવું. અને જો પતિ ( ભગવાનનો ) ઉર ( મનમાં ) અણવિશ્વાસ આવ્યો તો સહુ સાધન કર્યું હોય તોપણ તે ચૂર્ણ ( નાશ પામેલું ) છે.

૪ ઇંદ્રજિત ૦—ઇંદ્રજિતનું મહાન બ્રહ્માસ્ત્ર હતું પણ ' તે ધાર્યું કાર્ય કરશે કે નહિ ' એવા અણવિશ્વાસથી તે વ્યર્થ થયું હતું. અને ચાતક પક્ષી દૃઢ પ્રતીતિ ( વિશ્વાસ ) ના બળથી અનાવૃષ્ટિ ( વરસાદ ન વરસે એવા વખત )માં પણ સ્વાતિના જળનું પાન કરે છે !

૫ સહુ ૦—સહુ દેવમાં પણ કૃષ્ણજ છે એમ જાણીને તેમને ભજીશ નહિ; કેમકે એવો વિવેક કરવો એ વ્યર્થ છે.

પીયે શુદ્ધ સ્વાતિજળ બપૈઓ, ગગન પડતી ધાર;
સરી સરાદિ ન સ્વાતિ સંબંધે, પિયે જ્યમ કો વાર. ૬
વણ સ્વાતિબિંદુ ન શીપ ગ્રહે, ત્યમ સિંધુજળ તલ્લીન;
ઉદ ઉદધિ સ્પર્શ ન ધાર યમુના, વસે યમુના મીન. ૭
જો અમર નિજજન પૂજતાં, હોય પ્રસન્ન ગોકુળરાય;
તો દયાપ્રીતમ ઇંદ્રયજ્ઞ, હતાં ન દે શિક્ષાય. ૮

## પદ ૭૮ મું.

સુણી એમ બોલ્યો શિષ્ય વચન જી, પ્રભુ એક સંશય મારે મન જી;
અનન્ય જનને હરિ ઇક ભજવા જી, ઉચિત કહ્યું સુર અવર ન યજવા જી. ૧

---

૬ ઉપરની કડીમાં કહેલી વાતને દૃષ્ટાંતથી દૃઢાવે છે; પીયે ઇ૦–બપૈયો ( ચાતક ) ગગન ( આકાશ )માંથી પડતી ધારનુંજ શુદ્ધ સ્વાતિજળ પીએ છે; પણ સરી ( સરિત્–નદી ) અને સરાદિ ( સર આદિ–સરોવર વગેરે )નું જળ પણ સ્વાતિ સંબંધે ( સ્વાતિ નક્ષત્રમાંજ પડેલું છે એમ જાણીને ) તે કોઇવાર પીતો નથી. ( તેજ રીતે હરિના અનન્ય ભક્તે પણ કૃષ્ણનેજ ભજવા, પણ, બીજા દેવ પણ કૃષ્ણનાંજ રૂપ છે એમ માની તેમને ભજવા નહિ, એ અભિપ્રાયછે ).

૭ વણ ઇ૦–ત્યમ ( ઉપરનાજ દૃષ્ટાંતની પેઠે ) મોતી ઉત્પન્ન કરનારી શીપ સ્વાતિબિંદુ વણ તલ્લીન ( સ્વાતિનું જળ જેમાં લીન થયેલું છે–મળી ગયેલુ છે એવા ) સિંધુજળ ( સમુદ્રજળ )ને ગ્રહણ કરતી નથી. બીજા દેવમાં લીન થયેલા કૃષ્ણને પણ ન ભજતાં તેનાં શુદ્ધ સ્વરૂપનેજ ભજવું એમ કહેવાનો આશય છે ). ઉદ ઇ૦–યમુનાનાં મીન ( માછલાં ) ઉદધિ ( સમુદ્ર )ના ઉદ ( જળ )નો સ્પર્શ કરે છે એમ તું ન ધાર; તેઓ તો યમુનામાંજ વસે છે.

૮ જો ઇ૦–જો નિજજન ( પોતાના ભક્તો ) અમરને પૂજતાં ( પૂજે તેથી ) ગોકુળરાય ( કૃષ્ણ ) પ્રસન્ન હોય તો, દયાના પ્રીતમ ( કૃષ્ણ ) ઇંદ્રયજ્ઞને હણીને તેને શિક્ષા દે નહિ.

૧ અનન્ય–ફક્ત એકનાજ આશ્રયવાળો. અનન્ય ભક્તિવાળા પુરૂષે એક (ફક્ત) હરિનેજ ભજવા અને અવર (બીજા) સુર (દેવ)ને ન યજવા એ તમે ઉચિત (ઘટિત) કહ્યું (છે).

પણ નહિ આશ્રય અન્યાવતાર જી, કેવળ ભજવા નંદકુમાર જી;
તે ક્યમ કહીંએ મતિઅધિપ જી, તારતમ્ય શો વન્હિ દીપ જી. ૨

## ઢાળ.

કહો દીપક વન્હિ ભેદ શો, સમજાવિયે મુજ સ્વામી;
સુણી આચારજ એમ વધા, સૂક્ષ્મ સમજી અંતરજામી. ૩
મુખ્ય શ્રીજીથી અવતાર સર્વ, પણ કારજ કારણ ભેદ;
કો કળા અંશાવેશ વિભૂતિ, કૃષ્ણાલં કહે વેદ. ૪
જે પતંગ સરખા પ્રેમી, અનલ ન જોત વેહેરો કોય;
પણ રસિક ટેકી ચકોર, વણ અંગાર તૃપ્તિ ન હોય. ૫
વળી ન્યૂનાધિક છે યજન ફળ, ક્રમ ક્રમે શાસ્ત્ર પ્રમાણ;

---

૨ ક્યમ ૯૦—હે મતિના અધિપ (મોટી મતિવાળા)! તે કેમ કહીએ ? —એમ કહેવું શી રીતે બને–યોગ ગણાય ? તારતમ્ય (તરતમપણું–વધારેપણું અને તેથી વધારેપણું) તફાવત. વન્હિ (અગ્નિ) અને દીપમાં શો તફાવત છે ?

૪ કારજ કારણ ભેદ-શ્રીજી (હરિ) કારણ છે અને તેના મત્સ્યાદિ અવતાર કારજ (કાર્ય) છે એટલો ભેદ છે. કો ૯૦— કોઇ અવતાર તે કારણરૂપ ભગવાનની કળાના કે અંશના આવેશથી થયેલા હોય છે અને કોઈ તે ભગવાનની વિભૂતિ (મહિમા) માત્રથી થયેલા હોય છે. (ભગવાનનો એકાદ ગુણ તે દર્શાવે છે. જેમ, "मुनीनामप्यहंव्यासः कवीनामुशनाकविः ૯૦—" "બધા મુનિઓમાં વ્યાસ એ મારૂં રૂપ છે અને કવિઓમાં શુક્રાચાર્ય મારૂં રૂપ છે." વ્યાસ અને શુક્રાચાર્ય એ વિભૂતિ રૂપ અવતાર જાણવા.) કૃષ્ણાલં ૯૦—કૃષ્ણાવતારને તે વેદ અલં (પરિપૂર્ણ) કહે છે. "एतेचांशकलाः प्रोक्ताः कृष्णस्तुभगवान्स्वयम्" "એ (બીજા અવતાર) અંશ અને કળાથી થએલા કહ્યા છે પણ કૃષ્ણ તો ભગવાન્ (આદિ દેવ) પોતેજ છે." –ભાગવત. ભાગવત એ વેદનોજ અર્થ પ્રતિપાદન કરે છે માટે એ વાત વેદ કહેછે એમ લખ્યું છે.

૫ જે ૯૦—જે પતંગ (પતંગીયા) સરખા પ્રેમી છે તેમને તો અગ્નિ અને દીવાની જ્યોતમાં કોઇ વેહેરો (ભેદ) નથી; પણ જે ટેકી રસિક ચકોર જેવા છે તેમની તો અંગાર વિના તૃપ્તિ થતી નથી. (પતંગ અને ચકોરમાં જેટલો ફેર છે તેટલો એ બે ભક્તોમાં ફેર સમજવો).

તે કહું કિંચિત શ્રવણ કર્ય વિધિ. હોય જો તું અજાણ. ૬
જો જન્મ પંચ લગી ભજે, અવતાર હરિના અન્ય;
તો હયગ્રીવ સ્વરૂપ ભકિત, ઉપજે તે પુણ્ય. ૭
દશ જન્મ હયશિર ઉપાસનથી, પ્રીતિ નરહરિ પામે;
જે રૂપ કૌસ્તુભ દયાપ્રીતમ, સમરતાં ભય વામે. ૮

## પદ ૭૯ મું.

સહસ્ત્ર જન્મ સેવે નૃસિંગ જી, પ્રકટે નારાયણમાં રંગ જી;
ભજતાં નારાયણ ભવ કોટિ જી, શ્રીરઘુપતિ ઉદ્ભવ રતિ મોટી જી. ૧
રઘુવર સેવે જન્મ અનંત જી, તવ હોય શ્રીકૃષ્ણ ભક્તિવંત જી;
શ્રીજી સેવે પરમગતિ પામે જી, વૃંદાવનલીલા વિશ્રામે જી. ૨

## ઢાળ.

વિશ્રામ વૃંદાવિપિન જ્યાં, નિત્યે જુગલ રતિરાસ;
તે શ્રીવૃંદાવન ચંદ્રમાં, અવતાર અખિલ નિવાસ. ૩
શ્રીરાધાવરના હાસ્યથી, પ્રકટિયા છે શ્રીરામ;

---

૬ ન્યૂનાધિક ઇ૦—વળી અવતારના ક્રમ ક્રમે (ક્રમે ક્રમે) તેના યજન (પૂજન)નું ફળ ન્યૂનાધિક (વત્તું ઓછું) છે, એ વિષે શાસ્ત્રમાં પ્રમાણ છે. વિધિ—ફળનો વિધિ.

૭ હયગ્રીવ—નરાકૃતિ ધડ અને અશ્વાકૃતિ મુખવાળો ભગવાનનો અવતાર. ૮ જે ઇ૦—જે નરહરિ શ્રીકૃષ્ણના કૌસ્તુભ (મણિ) રૂપ છે તે દયાના પ્રીતમને સમરતાં ભય વામે.

૨ વૃંદાવનલીલા ઇ૦—અખંડ વૃંદાવન લીલામાં વિશ્રામે—વિશ્રામ કરે. (પૃથ્વીપર જેવું વૃંદાવન છે તેવુંજ ગોલોકમાં અખંડ વૃંદાવન છે. તેમાં જવું એજ મુકિત એમ વલ્લભી વગેરે મતવાળા માને છે).

૩ વૃંદાવિપિન (વૃંદા—તુલસી+વિપિન—વન)—વૃંદાવન. નિત્યે (નિત્ય)—અખંડ. જુગલ રતિરાસ—એ એનાં જોડાંનો પ્રીતિયુકત રાસ. તે ઇ૦—તે—અખંડ વૃંદાવનમાં નિત્ય રાસ રમનારા ભગવાનમાં અખિલ (સમગ્ર) અવતારનો નિવાસ છે.—તેમાંથી સઘળા અવતાર થાયછે—તે અંશકળાદિવડે અવતાર ધારણ કરે છે.

નરહરિ કૌસ્તુભમણિ છે, ઉર સદા સુંદરશ્યામ. ૪
શ્રીવામનજી કટિમેખલા, પૃથુ પીતાંબર પ્રભુરૂપ;
શ્રીઋષભદેવજી બાજુબંધ,તણું સ્વરૂપ અનૂપ. ૫
શ્રીવત્સલાંછન કૂર્મજી છે, પાદપલ્લવ મચ્છ;
પ્રાદેશ માત્ર વરાહજી, અવતાર શ્રીજી સ્વચ્છ. ૬
છે દત્તાત્રેયજી ચતુર્ભુજ, સનકાદિ આયુધ ચાર;
છે નપુરકિંકિણી મન્વન્તર, રક્ષક પ્રભુઅવતાર. ૭
મુદ્રિકારૂપ મરાળ, કુંડળ કિરીટી, હયશિર રૂપ;
વનમાળનો અવતાર હરિ, દયાપ્રીતમ શ્રીવ્રજભૂપ. ૮

## પદ ૮૦ મું.

અસિત કુટિલ કચ નંદકુમાર જી, પરશુરામ તેનો અવતાર જી;
સહજ સ્નિગ્ધતા કાન્તિ કેશ જી, ધન્વંતરિજી તેનો વેશ જી. ૧
નરનારાયણ પ્રસન્ન વદન જી, વરદ કમળલોચન ધ્રુવજન જી;
ચિંતાકૃતિ છે વેદવ્યાસ જી, કલ્કી ઇશ્વિરતાથી પ્રકાશ જી. ૨

---

૪ ઉર—સુંદરસ્યામના ઉર ઉપર સદા જે કૌસ્તુભમણિ છે તે નરહરિ–નૃસિંહાવતારનું કારણ છે. ૫ પૃથુ ઇ૦–પ્રભુના પીતાંબર રૂપ પૃથુ અવતાર છે.

૬ પાદપલ્લવ–પગની આંગળીઓ. પ્રાદેશ–તર્જની. ( અંગુઠાની જોડેની આંગળી. )

૭ છે ઇ૦—હરિના ચતુર્ભુજ ( ચાર ભુજ ) તે દત્રાત્રેય અવતારનું કારણ છે. નૂપુરકિંકિણી—નૂપુરની ઘૂઘરીઓ તે મન્વન્તરના રક્ષક પ્રભુના અવતાર જે મનુ તેનું કારણ છે.

૮ મુદ્રિકા ઇ૦—મુદ્રિકા રૂપ મરાલ (હંસ) અવતાર છે, કુંડળ એ કિરીટી (અર્જુન)નો અવતાર છે; હયશિર (હયગ્રીવ) રૂપ એ દયાના પ્રીતમ અને વ્રજના ભૂપ હરિની વનમાળનો અવતાર છે.

૧ અસિત–કાળા. કુટિલ–વાંકા. કચ–કેશ. સહજ ઇ૦—કેશની કાંતિ અને સહજ (સ્વાભાવિક) સ્નિગ્ધતા (ચિકાશ) તેનો વેશ ધન્વંતરિ છે–ધન્વંતરિ તેનો અવતાર છે.

૨ નર ઇ૦–નર એ નારાયણનું પ્રસન્ન વદન ( મુખ )છે; અને તે વરદ

## ઢાળ.

× × ×

× × ×

× × ×

× × × ૪

ઐશ્વર્ય ષટ શ્રીકૃષ્ણનાં, ષટ નારાયણનાં રૂપ;
છે ચતુષ્ટય અંતઃકરણ, ચોવ્યૂહ શ્રીવ્રજભૂપ. ૫
સદ્રૂપ સમજ વિરાટ અક્ષર,બ્રહ્મ ચિદ્ કહે છંદ;
છે નારાયણ આનંદમય, શ્રીકૃષ્ણ પરમાનંદ. ૬
સચ્ચિદાનંદ સ્વરૂપ તે, સમજવું એણી રીત;
છે સદાનંદ શ્રીરાધિકાવર, તેશું કરવી પ્રીત. ૭
પ્રાકૃત સકળ સુર બ્રહદ, ગણિતાનંદ ભાખ્યું બ્રહ્મ;
જન દયાપ્રીતમ પૂર્ણાનંદ, શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ. ૮

---

( વરદાન આપનારા ભગવાનનાં ) કમળ સરખાં લોચન તે ધ્રુવજી છે. ચિંતાકૃતિ ઈ૦—ભગવાનની ચિંતાયુક્ત આકૃતિ તે વેદવ્યાસનો અવતાર છે: તથા તે ભગવાનની ઈશ્વરતાથી કલ્કી અવતારનો પ્રકાશ થયો છે—કલ્કી અવતાર ઐશ્વર્ય રૂપ છે.

૩-૪ આ બે કડીઓ અમને જે પ્રતો મળેલી છે તે પ્રતોમાં લખેલી નથી.
૫ ઐશ્વર્ય ઈ૦—શ્રીકૃષ્ણનાં છ ઐશ્વર્ય તે નારાયણનાં છ રૂપ છે. વ્રજભૂપનાં અંતઃકરણ ચતુષ્ટય ( ચારનો સમુદાય ) તે ચો વ્યૂહ ( ચતુર્વ્યૂહ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધ ) છે.

૬ સદ્રૂપ ઈ૦—છંદ ( વેદ ) કહે છે કે કૃષ્ણનું 'સદ્'રૂપ તે વિરાટ્ સમજવું; ચિદ્રૂપ તે અક્ષરબ્રહ્મ સમજવું; આનંદમય-આનંદરૂપ તે નારાયણ જાણવા; અને શ્રીકૃષ્ણ તો પરમાનંદ છે.

૭ સદાનંદ ઈ૦—રાધિકાવર ( કૃષ્ણ ) સદાનંદ ( સદા આનંદરૂપ ) છે.
૮ પ્રાકૃત ઈ૦—સકળ પ્રાકૃત ( પ્રકૃતિથી ઉપજેલા ) સુર તે કૃષ્ણનું બ્રહદ-બૃહત્ [ બ્રહ્મ શબ્દમાંનું બૃહત્ (મોટું) પદ ] રૂપ છે; અને બ્રહ્મ તે તેનો ગણિતાનંદ છે. અથવા,-બૃહદારણ્યક ઉપનિષદ્‌માં સર્વે પ્રાકૃત સુર તે બ્રહ્મનું ગણિતાનંદ રૂપ છે એમ ભાખ્યું છે.

## પદ ૮૧ મું.

કૂટસ્થ લગી છે ગણિતાનંદ જી, તો શું લેખું સુરસુખ મંદ જી;
કે'શ ગણિત શી રીતે જાણ્યું જી, સુણ્ય તે શ્રુતિનો અર્થ વખાણ્યું જી. ૧
જેટલો આનંદ દેશાધિપ જી, શતગુણ તેથી નાયક દ્વીપ જી;
ચક્રવર્તિને શતગુણ લહિયે જી, શતગુણ તેથી સુરપતિ કહિયે જી. ૨

ઢાળ.

લહી ક્રમે શતઘણું સુખ મહર્જન, તપવિધિ શિવલોક;
તે થકી છે શતઘણો, મોક્ષાનંદ અક્ષર ઓક. ૩
ગણના થઈ તે માટ ગણિતાનંદ કૃષ્ણસદન;
એ અધ્યાત્મિક શ્રીસ્વરૂપ છે, જ્યાં લીન મહામુનિજન. ૪
છે તેથી પર શ્રીપુરૂષોત્તમ, જ્યાંહાં આદિ વૃંદાવન;
લીલા અચળના વિહારી, જ્યાં ગમ્ય નહિ ગો મન. ૫

---

૧ કૂટસ્થ–અક્ષર ( પરબ્રહ્મનું ધામ ). ગણિતાનંદ–જેની ગણતરી થઇ શકે એવો આનંદ–માપવાળો આનંદ. સુરસુખ ઇ૦–જો અક્ષર સુધી ગણિતાનંદ છે તો દેવતાઓનું જે મંદ સુખ તેનું શું લેખું છે ? કેંશ–તું કહીશ કે, શ્રુતિનો–" પરમાત્મા આનંદનો કાંઇક અલ્પ અંશ બીજા તમામ આનંદ છે " એ અર્થ પ્રતિપાદન કરનારી શ્રુતિનો.

૨ દેશાધિપ—દેશપતિ–રાજા. નાયક દ્વીપ ઇ૦–દ્વીપનો નાયક–દ્વીપપતિનો આનંદ તેથી શતગુણ ( સોગણો ) છે. સુરપતિ–ઇંદ્ર.

૩ લહી ઇ૦–એ પ્રમાણે ક્રમે ( અનુક્રમે ) મહર્લોક, જનલોક, તપલોક, વિધિ ( બ્રહ્મા )નો લોક–સત્યલોક, શિવલોક, એમનો આનંદ સો સો ગણો જાણવો અને શિવલોકના આનંદથી અક્ષરના ઓક ( ઘર–ધામ )માં જે મોક્ષાનંદ છે તે સો ગણો છે.

૪ કૃષ્ણસદન–અક્ષરધામ. એ ઇ૦–એ અક્ષરધામ એ શ્રીજીનું અધ્યાત્મિક સ્વરૂપ છે, જે સ્વરૂપમાં મોટા મુનિજન લીન થાય છે–સાયુજ્ય મુક્તિ પામે છે.

૫ આદિ વૃંદાવન—જેની પેહેલાં કોઇ તુલસીનું વન થયું નથી એવું તુલસીવન. લીલા ઇ૦–જ્યાં અચળ ( નિત્ય–અખંડ ) લીલાના વિહારી–વિહાર કરનારા–રમનારા ( શ્રીપુરૂષોત્તમ વિહાર કરે છે ), તથા જ્યાં ગો ( વાણી )

શ્રીઅંગની સૃષ્ટિ જ્યહાં, સામગ્રી સહુ નિજ રૂપ;
આનંદમય ત્યાં અખિલ ક્રીડા, નિત્ય અત્ય અનૂપ. ૬
જે થકી શ્રેષ્ઠ ન કશું વ્યાપી, વૈકુંઠ વેષ્ટિત લોક;
જ્યાં થકી પુનરાવૃત્તિ નહિ, જ્યાં સ્વપ્નમાં નહિ શોક. ૭
હર હિરણ્ય ગર્ભાદિક ન ગતિ જ્યાં, સકળ સુંદરી ગ્રામ;
છે દયાપ્રીતમ પુરૂષોત્તમ, પુરૂષૈક પૂરણકામ. ૮

## પદ ૮૨ મું.

રમણિક શ્રીવૃંદાવન ધામ જી. નવ દ્રુમ વેલી અતિ અભિરામ જી;
સ્વચ્છ મનોહર મૃદુ મણિમય ક્ષમા જી, અચળાનંદમય પણ ચંદ્રમા જી. ૧

---

અને મનને ગમ્ય ( જાણી શકાય એવું ) નથી—જ્યાંનો કોઇ પદાર્થ, ( કે 1) મન કે વાણી જાણી શકતું નથી.

૬ કોઈ કહેશે ત્યાં સૃષ્ટિ ( વૃંદાવન આદિ સરજેલા પદાર્થો ) છે ત્યારે તે આપણી સૃષ્ટિની પેઠે પરમાણુજન્ય કે માયિક હશે, તો તેમ નથી. શ્રી ઇ૦— જ્યાં શ્રીજીના અંગથી થયેલી સહુ સૃષ્ટિ છે; ત્યાંની સઘળી સામગ્રી પણ નિજરૂપ—શ્રીજીના અંગરૂપ છે. આનંદમય ઇ૦—ત્યાંની અખિલ ( સમગ્ર ) ક્રીડા આનંદમય, નિત્ય, અને અતિ અનુપમ છે.

૭ વ્યાપી ઇ૦— તેનાથી શ્રેષ્ઠ વ્યાપી ( વ્યાપક ) બીજું કશું છે નહિ; કેમકે સઘળા લોક વૈકુંઠવડે વેષ્ટિત ( વીંટાયલા ) છે. પુનરાવૃત્તિ—ફરીને આવવાપણું—ફરીને આ લોકમાં જન્મ લેવાપણુ.

૮ હર ઇ૦—જ્યાં હર (શિવ) અને હિરણ્યગર્ભાદિક (બ્રહ્મા વગેરે)ની પણ ગતિ નથી;પણ જ્યાં સકળ સુંદરી ગ્રામ ( સમૂહ ) છે. અને પુરૂષ તો એક દયાના પ્રીતમ પૂરણકામ—નિત્યતૃપ્ત અથવા ભક્તના કામ ( મનોરથને ) પૂર્ણ કરનાર શ્રીપુરૂષોત્તમ છે.

૧ નવ—નવીન. દ્રુમ—વૃક્ષ. અભિરામ—સુંદર સ્વચ્છ ઇ૦—ક્ષમાનાં વિશેષણ છે. મૃદુ—કોમળ. ક્ષમા—પૃથ્વી. અચળાનંદમય ઇ૦—ત્યાં અચળ (નિત્ય—અખંડ) અને આનંદમય પૂર્ણ ચંદ્રમા છે. ( એ ધામમાં નિરંતર શરદ્પુનમનો ચંદ્ર છે અને નિરંતર રાસ ક્રીડા થયા કરેછે,માટે નિરંતર રાત્રીજ છે, એવા અભિપ્રાયથી ચંદ્રની સાથે સૂર્યનું વર્ણન નથી કર્યું એમ સમજવું (ત્યાં સૂર્યની જરૂર નથી માટે તે છેજ નહિં ).

જ્યાં શ્રીયમુના સરિતાકાર જી, મણિ પૂર જટિત તટ છબી સાર જી;
યુગ્મ પુલિન સુંદર સોપાન જી, કમળ કુમુદ નાના અલિ ગાન જી. ૨

## ઢાળ.

કરે ગાન મધુકર મનોહર, મન મત્ત મદ મકરંદ;
ત્યાં ત્રિવિધિ પવન વહે સુખદ, શીતળ સુગંધિ મંદ. ૩
કાંચનલતા મલ્લિકા માલતિ, કેતકી રહી ફૂલી;
ચંપક બકુલ કલ્હાર પ્રફુલ્લિત, કલ્લરી રહી ઝુલી. ૪
મણિરત્નમય ગિરિરાજશ્રી, શ્રીનાથ મન લોભાય;
અવ્યક્ત મધુર સુશબ્દ દ્વિજગણ, શોભા કહી નવ જાય. ૫
શતપત્રલોચન સુંદરી, શ્યામાતણાં બહુ વૃંદ;
તે મધ્ય વિલસે લાલ નટવર, રસિકમણિ ગોવિંદ. ૬
નિત્ય નવલ રાસવિલાસ રચના, કથનમાં કયમ આવે;
છે નિત્ય લીલા અપ્રાકૃત, આનંદમય શ્રુતિ ગાવે. ૭
એ પુષ્ટિસૃષ્ટિ સર્વની, શ્રીઅંગથી ઉત્પત્ય;
જન દયાપ્રીતમ કૃષ્ણરૂપ, વિના કરે નહીં મત્ય. ૮

---

૨ મણિ ઇ૦—મણિથી પૂર (સંપૂર્ણ) જટિત (જડેલા) તટની છબી (આકૃતિ–દેખાવ) સાર (સુંદર) છે. યુગ્મ ઇ૦–જમુનાજીને યુગ્મ (બન્ને) પુલિન (તટભૂમિ) માં સુંદર સોપાન (પગથીઆં) છે. કમળ ઇ૦–કુમુદ (પોયણાં) અને કમળમાં નાના (અનેક) અલિ (ભમરા) ગાન કરેછે!

૩ મન ઇ૦—મકરંદના મદથી મનમાં મત્ત થયેલા. ત્રિવિધિ–ત્રણ પ્રકારનો. (પ્રકાર બતાવે છે:) શીતળ, સુગંધિ અને મંદ.

૪ કાંચન લતા ઇ૦—ફુલવેલીઓનાં નામ છે. ૫ ગિરિરાજ—ગોવર્ધન પર્વત. અવ્યક્ત મધુર–અસ્પષ્ટ અને પ્રીતિકર. દ્વિજ ગણ–પક્ષી સમૂહના.

૬ શતપત્રલોચન—કમળ સમાન લોચન વાળી. સુંદરી સ્યામા તણાં–સુંદર સ્ત્રીઓનાં. અથવા, ત્યાં કમળ લોચની સુંદરીઓ છે અને તેવી શ્યામાઓનાં બહુ વૃંદ (ટોળાં) છે, એમ અન્વય કરવો. વિલસે–શોભે.

૭ અપ્રાકૃત—દિવ્ય. ૮ એ ઇ૦—એ (અખંડ વૃંદાવન માંહેની) જે પુષ્ટિસૃષ્ટિ (પોષણ કરેલી સૃષ્ટિ) છે તે સર્વની શ્રીજીના અંગથી ઉત્પત્તિ છે.

## પદ ૮૩ મું.

મર્યાદા સૃષ્ટિ જે વખાણી જી, તેની હેતુ હરિની વાણી જી;
મનથકી ઉપન્યો સૃષ્ટિ પ્રવાહ જી, સહુ કારણ રાધાનાહ જી. ૧
પુષ્ટસૃષ્ટિ છે સહુથી શ્રેષ્ઠ જી, શ્રીપુરૂષોત્તમ જેના ઇષ્ટ જી;
તે શ્રીપુરૂષોત્તમ સ્વયમેવ જી, દ્વિજકુળ પ્રકટ્યા વલ્લભદેવ જી. ૨

### ઢાળ.

શ્રીવલ્લભદેવાત્મજ સકુળ, શ્રીવિઠલેશાચાર્ય;
પરબ્રહ્મ પૂરણ આપ પ્રકટ્યા, દૈવી કરવા કાર્ય. ૩
પથપુષ્ટિ પ્રકટ કર્યો પુનિત, પૃથિવીતળે પરમેશ;
કેવળ પ્રમેય બળે કરી, તારવા દૈવીઅશેષ. ૪
સર્વાત્મકભાવે શરણ ગ્રહી, સેવવા સુંદરશ્યામ;
વિશ્વાસ દઢ હરિસત ગુરૂ, નહિ અવર સાધન કામ. ૫
અસમર્પી વસ્તુ લે નહીં, આશ્રય અનન્ય અખંડ;
તદર્થ સાધન સકળ, શ્રીગુરૂ કરે હતિ સહુ દંડ. ૬
શુભ કૃતિ સહુ સહજે બને, બળ કૃષ્ણકરૂણાદષ્ટિ;
નિજ બળે લીલા નિત્ય આપે, નંદસુત સુરસૃષ્ટિ. ૭

---

૧ નાહ—નાથ. ૨ પુષ્ટસૃષ્ટિ—હરિના અંગથી પોષણ કરેલી સૃષ્ટિ. ૩ દૈવી—દેવ સંબંધી અથવા મહાન્.

૪ પથપુષ્ટિ—પુષ્ટિપથ (માર્ગ)—વલ્લભાચાર્યનો વૈષ્ણવમત. પુનિત—પવિત્ર. પરમેશ—વલ્લભાચાર્ય. પ્રમેય બળે કરી—પ્રમેય ( પ્રમા—સત્ય જ્ઞાન ગમ્ય હરિ ) ના બળે કરીને. દૈવી—ગીતામાં કહેલા દૈવી પ્રકૃતિના જીવો. અશેષ—સમગ્ર.

૫ પુષ્ટિપથ કેવો છે? જેમાં, સર્વાત્મભાવે ઇ૦—સ્પષ્ટ છે. સર્વાત્મકભાવે ( મનસા વાચા કર્મણા સર્વ સમર્પણ કરીને અથવા તેમને સર્વના આત્મા જાણીને ).

૬ અસમર્પી ઇ૦—હરિને સમર્પણ નહિ કરેલી વસ્તુ લે નહિ. આશ્રય ઇ૦—ભગવાનનો અનન્ય અને અખંડ ( તૂટક નહિ ) આશ્રય રાખે. તદર્થ ઇ૦—શ્રીગુરૂ સહુ દંડ ( યમદંડાદિક ) હતી ( હણીને ) તદર્થ ( તેનેજ અર્થે—અખંડ અને અનન્ય આશ્રયને અર્થે ) સકળ સાધન કરે.

૭ શુભ ઇ૦—ભગવાનના ભક્તોથી જે સહુ શુભ કૃતિ ( કાર્ય ) સહજે બને તે કૃષ્ણની કરૂણા દૃષ્ટિનું બળ છે. નિજ ઇ૦—નંદસુત ( કૃષ્ણ ) સુરસૃષ્ટિ ( દૈવી ભક્તોને ) નિજબળે ( પોતાના બળથી ) નિત્ય લીલા આપે છે.

એ શ્રીવલ્લભકૃત પુષ્ટિપથ, શિવ બ્રહ્માનો ન પ્રવેશ;
વર્ણશ્રમ મળે જન દયાપ્રીતમ, કૃષ્ણ શ્રીરાધેશ. ૮

## પદ ૮૪ મું.

નામ નિવેદન એ કુળદ્વારા જી, કરી હરિ ભજવા ભાવે દારા જી;
પુષ્ટભક્તનો કરવો સંગ જી, પ્રતિપળ વાધે પિયુશું રંગ જી. ૧
સ્નેહ રાખવો પ્રભુ પતિ જાર જી, વાત્સલ્યતા તો બાળ પ્રકાર જી;
ભય પણ ધરવો ભૂપસમાન જી, નિશદિન કરવું હરિગુણ ગાન જી. ૨

### ઢાળ.

ગુણ જ્ઞાન ગુરૂ ગોવિંદનું, ધારવો વૈષ્ણવ વેષ;
હરિચંદન ભાળ સુભાગ્ય, ઊર્ધ્વપુણ્ડ્ર વક્ર ન લેશ. ૩
તે મધ્ય મુદ્રા ગોપીચંદન, ઉચિત દ્વાદશ અંગ;
શુભ કંઠ માળા તુલસીકાષ્ટ, પવિત્ર અચળ પ્રસંગ. ૪
શ્રીગુરૂગોવિંદ ચરણામૃત, નિત્ય મહાપ્રસાદ સુનેમ;

---

૮ એ ઇ૦–સ્પષ્ટ છે. એમાં શિવ અને બ્રહ્માનો પણ પ્રવેશ નથી. તથા તે માર્ગમાં જવાથી રાધાના ઈશ (કૃષ્ણ) વર્ણશ્રમ (આનાયાસે) મળે છે.

૧ નામ ઇ૦—(એ માર્ગનો વિધિ બતાવે છેઃ) એ વલ્લભકુળના આચાર્યદ્વારા નામ નિવેદન કરીને (મંત્રોપદેશ લેઇને) દારાભાવ (સ્ત્રી--સખી ભાવે) હરિ ભજવા. પુષ્ટભક્ત–પુષ્ટિ માર્ગના ભક્ત.

૨ સ્નેહ ઇ૦—પ્રભુ ઉપર જાર પતિના જેવો સ્નેહ રાખવો. (જારનો સ્નેહ અતિ ઉત્કટ છે માટે એ દૃષ્ટાંત આપ્યું છે. "जैसी प्रीत हरामकी ऐसी हरपें होय" ઇ૦, સરખાવો. મતલબ કે અતિ સ્નેહ રાખવો.)

૩ હરિચંદન ઇ૦–ભાવે સુભાગ્ય સૂચક હરિચંદનનું ઊર્ધ્વપુણ્ડ્ર (ઊભું) તિલક કરવું; તે લેશ વક્ર ન જોઇએ.

૪ ઉચિત–ઘટિત. દ્વાદશ અંગ–બાર અંગ. બાર અંગે તિલક કરવું. લલાટ, હૃદય, નાભિ, ગળું, બે ખભા, બે બાહુ, બે કૂખો, પીઠ, માથું, એ બાર અંગ.

અતુલિત માહાત્મ્ય સુભાગ્ય માની, સેવીએ સહુ પ્રેમ. ૫
શ્રીભાગવત શ્રીભગવદ્‌ગીતા, વલ્લભ માર્ગી ગ્રંથ;
નિત્ય પઠન શ્રવણ સ્વમાર્ગીમુખ ટેક પુષ્ટિપંથ. ૬
ચિંતા ન કશી પણ રાખવી, વિશ્વાસ દ્રઢ નિજ સ્વામી;
મારૂં ભલું પ્રભુ સઘળું કરશે, હરિ અંતરયામી. ૭
ભર ભરાંસે ગુરૂ સંત શ્રીજી, ભજે તે વર ભક્ત;
જન દયાપ્રીતમ કૃષ્ણવલ્લભ સહ સદા મતિ રક્ત. ૮

## પદ ૮૫ મું.

શિષ્ય સાંભળી એ વિધ વાણી જી, પુષ્ટ પ્રવર ભક્તિ ઉર જાણી જી;
સંશય છૂટ્યા સઘળા મનના જી, તાપ નિવર્ત્યા ત્રયવિધિ તનના જી. ૧
વર્ત્મે વલ્લભી વા'લો લાગ્યો જી, પ્રતાપ દુસ્સંગતનો ભાગ્યો જી;
નિજ પ્રભુ મળવા આરત જાગી જી, સકળ કલ્પના બીજી ભાગી જી. ૨

## ઢાળ.

ભાગી કલ્પના મારી સહુ, સાંભળો મુજ સ્વામી;
શુભ રીતિ પુષ્ટિપંથની, કહી આપ અંતરયામી. ૩
પ્રભુ સંબંધી વસ્તુ સકળ, પ્રભુ રૂપ કહી છે પ્રાગ;
તદપિ કહો કાંઇ માહાત્મ્ય, સુણી ઉર ઉપજે અનુરાગ. ૪

---

૫ અતુલિત–અપાર. ચરણામૃતાદિને અતુલિત માહાત્મ્યવાળાં સમજી નિયમથી અને પ્રેમથી સેવવાં. ૬ સ્વમાર્ગીમુખ—પોતાના પંથના પુરૂષના મુખથી.

૮ ભર–પૂર્ણ. કૃષ્ણ ઇ૦—કૃષ્ણના વલ્લભ (વાહાલા) સહ (સાથે) સદા મતિ (બુદ્ધિ) રક્ત (પ્રીતિવાળી) રાખવી.

૧ પુષ્ટ—પુષ્ટિમાર્ગની. પ્રવર–શ્રેષ્ઠ. નિવર્ત્યા–નિવૃત્ત થયા. ત્રયવિધિ–ત્રણ પ્રકારના. (આધ્યાત્મિક, અધિદૈવ અને અધિભૂત.)

૨ વર્ત્મે–માર્ગે. આરત જાગી–ગરજ થઈ–ઉત્કંઠા થઈ. ૪ પ્રાગ–(પ્રાક્) પૂર્વે–પેહેલાં. પ્રભુસંબંધી પ્રભુના અલંકાર, અવયવ વગેરે. સુણી–જે સુણીને.

શ્રીસ્વામિનીજી સ્વરૂપશું, અતિ રતિ સુંદરશ્યામ;
વેદ વધા અદ્વિતીય, પુરૂષોત્તમ આત્મારામ. ૫
શ્રીયમુનાજી શ્રીતુલસીજી, ગૌ ગોપીજન પ્રિય અત્ય;
શ્રીકૃષ્ણને શામાટ છે, કિંચિત્ કહો મુજ મત્ય. ૬
ચર્ણામૃત મહાપ્રસાદ માળા, ઉર્ધ્વપુણ્ડ્રાદિક;
સમજવું જે કશું સંતને, તે કહો પ્રીત અધિક. ૭
ચિંતા સમૂળી સહુ ટળે ક્યમ, સંશે સહુ ક્યમ જાય;
જન દયાપ્રીતમ કૃષ્ણશું, વિશ્વાસ દઢ ક્યમ થાય? ૮

## પદ ૮૬ મું.

સુખ દુ:ખ કર્ત્તા હર્ત્તા કાણ જી, અવર કોઈ કે' પુરૂષપુરાણ જી;
કર્મકાળ ગ્રહ કેટલા કે' છે જી, મન સ્વભાવ જીવને પણ લે'છે જી. ૧
સંશય ટાળો નિશ્ચય થાય જી, એ ભ્રમજાળે બહુ અથડાય જી;
એ વણ વૈષ્ણવને જે લે'વું જી, તે સૌ વણ પૂછે પણ કે'વું જી. ૨

### ઢાળ.

કે'વું ખરૂં સહુ સ્વલ્પમાં ને, શુદ્ધ સ્ફુટ સમજાય;
તે રીતથી મુજને કૃપાકરી, કહો શ્રીગુરૂરાય. ૩

---

૫ શ્રીસ્વામિનીજી ઈ૦—શ્રી સ્વામીનીજી (રાધા) ના સ્વરૂપશુ (સ્વરૂપ—મૂર્ત્તિ—દેહસાથે) સુંદરશ્યામને અતિ રતિ (પ્રીતિ) છે, અને આત્મારામ (કેવળ એક આત્મ—પોતાના સ્વરૂપમાંજ રમનાર) પુરૂષોત્તમને વેદે તો અદ્વિતીય (બીજાના સંગ વિનાના—એકલા) વધા (કહ્યા) છે. એ વિરોધનો પરિહાર શી રીતે થાય? (એ પ્રશ્ન છે.)

૬ શામાટ— શામાટે પ્રિય છે? ૭ ચર્ણામૃત ઈ૦— ચર્ણામૃતાદિ શામાટે લેવાં? માળાદિક શામાટે ધારણ કરવાં? અને એ શિવાય પણ જે કશુ (જે કાંઈ) સંતને સમજવું (સમજવા જેવું હોય) તે અધિક પ્રીતિથી કહો.

૧ બીજા પ્રશ્નો કરે છે. સુખ ઈ૦—સ્પષ્ટ છે. પુરૂષપુરાણ—વિષ્ણુ—ભગવાન. કર્મ ઈ૦—કેટલાક (મીમાંસક) સુખદુ:ખના કર્ત્તા હર્ત્તા કર્મને કહે છે, કેટલાક (કાળેશ્વરવાદી) કાળને, કેટલાક (જ્યોતિષીઓ) ગ્રહને, કેટલાક (સાંખ્યાનુયાયી) મનને, કેટલાક (સ્વભાવવાદી) સ્વભાવને, અને કેટલાક (સાધારણ લોકો) જીવને કહે છે. ૨ લે'વું—લહેવું—લક્ષમાં લેવું—સમજવું.

૩ કે'વું ઈ૦—જે કહેવું તે ખરૂં (સત્ય), સહુ (કોઇ ભાગ બાકી રાખ્યા

એમ સુણી શ્રીઆચાર્ય વાયક, ઉચ્ચર્યા પછી એહ;
સુણ્ય પ્રતિઉત્તર ક્રમે કરી, તેં પ્રશ્ન પૂછ્યા જેહ. ૪
શ્રીસ્વામિની શું સ્વરૂપ તે, સુણ્ય કહું સહિત વિવેક;
શ્રીકૃષ્ણ રાધા નામ બે, વસ્તુતા જોતાં એક. ૫
જ્યમ અગ્નિ જ્વાળા, ચંદ્ર કૌમુદી, સિંધુ ને વળી છોળ;
કહેવાં ભિન્ન અભિન્ન બંધે, વસ્તુ એકજ ખોળ. ૬
જે 'એક મેવા દ્વિતીય બ્રહ્મ' કહ્યું, શ્રુતિ જુગ જાણી;
નહિતો થયું ધ્રુવ 'એવ' શબ્દે, 'અદ્વિતીય' શીદ વાણી. ૭
ભાસે જુગલ વૈ એક બે મળી, હેતુ એ પુનરૂક્તિ;
જન દયાપ્રીતમ કૃષ્ણરાધા, એક બે એ જુક્તિ. ૮

---

વિના), સ્વલ્પમાં (ટૂંકામાં), શુદ્ધ (ચોખ્ખું-એક અર્થ બીજા અર્થ સાથે ગૂંચવાઈ ન જાય એવી રીતે) અને સ્ફુટ (સ્પષ્ટ) સમજાય તેવું કહેવું.

૪ ક્રમે કરી ઈ૦—તે જે પ્રશ્ન પૂછ્યા છે તેમના ક્રમ પ્રમાણે પ્રતિઉત્તર સાંભળ. ૬ કૌમુદી–ચાંદરણું. કહેવા ઈ૦— અગ્નિ અને જ્વાળા, વગેરે જે બે બેનાં દૃષ્ટાંત આપ્યાં છે તે બંધે (બન્ને) અભિન્ન (જૂદાં નહિ–એક રૂપ) છતાં ભિન્ન કહેવાં. (વ્યવહારમાં જૂદાં જૂદાં કહેવાં ઘટે છે) પણ તેની ખોળ (શોધ) કરતાં એકજ વસ્તુ સમજાય છે. (તેજ પ્રમાણે કૃષ્ણ અને રાધા પણ એકજ વસ્તુ છતાં બે રૂપ જણાય છે).

૭ જે ઈ૦—શ્રુતિમાં જે "एकमेवाद्वितियंब्रह्म" (બ્રહ્મ એકજ અદ્વિતીય છે)" એમ કહ્યું છે તે જુગ (બે–બ્રહ્મનાં બે રૂપ જાણીને-ઉદ્દેશીને) કહ્યું છે; જો એમ ન હોત તો "एकमेव" એમાંના एव (જ) શબ્દથી ધ્રુવ (એકનો નિશ્ચય) થયો હતો ત્યારે अद्वितीय (દ્વિતીય–બીજા વગરનો) એવી વાણી શીદ કહી? અર્થાત્ બ્રહ્મ એકજ છે એ પ્રતિપાદન કરનારી શ્રુતિમાં ફક્ત એટલુંજ કહ્યું હોત કે " एकमेवब्रह्म " (બ્રહ્મ એકજ છે) તો પણ ચાલત, એમ છતાં તેમાં अद्वितीय પદનો વધારો કર્યો છે તે એમ સૂચવે છે કે કોઈ 'દ્વિતીય છે' તેનો નિષેધ કર્યો છે, દ્વિતીય હોય નહીં તો તેનો નિષેધ પણ સંભવે નહિ.

૮ ભાસે ઈ૦—એક (કૃષ્ણ) અને બે (રાધા) મળીને જુગલ ભાસે છે, એ હેતુ માટે 'अद्वितीय' પદવડે 'एक' પદની પુનરૂક્તિ કરી છે. (एक અને अद्वितीय શબ્દોનો એકજ અર્થ છતાં ઉકત શ્રુતિમાં अद्वितीय પદવડે પુનરૂક્તિ કરી છે તેનો એજ હેતુ છે). કૃષ્ણ ઈ૦—કૃષ્ણ અને રાધા એક છે અને બે પણ છે, તે એ (ઉપર કહેલી) જુક્તિથી સિદ્ધ થાય છે.

## પદ ૮૭ મું.

એક ચણો જ્યમ દ્વિદળ મળીને જી, સ્વતઃ સિદ્ધજ બે રહ્યા હળીને જી;
સત્વ ચણો જ્યમ ભાસે એક જી, દ્વિદળાંતરમાં વિરલ વિવેક જી. ૧
ત્યમ અક્ષર વેષ્ટિત જુગ રૂપ જી, અનુભવી જાણે વાત અનૂપ જી;
એક રૂપથી રમણ ન થાય જી, બીજું સમ ઇચ્છ્યું વ્રજરાય જી. ૨

### ઢાળ.

વ્રજરાય સમતા અવર નહીં, નિજ સરીખા નિજ એક;
શ્રીરૂપ નિજ આત્મા હૃદયમાં, લીલા નિત્ય વિવેક. ૩
સહુ વિદ્યમાન હતો ઉપસ્કર, રસોદ્બોધક જેહ;
શ્રીસ્વામિની સહ પ્રકટ કીધો, બાહ્ય ઇચ્છા તેહ. ૪
શ્રીરાધિકાથી રમણ અચલિત, કરે સુંદરશ્યામ;
એ રીત વેદવચન સાચું, કૃષ્ણ આત્મારામ. ૫
ભાતી પટોળું રૂપ છાયા, સંગ પ્રકટ્યાં બેહ;

---

૧ એક ઇ૦—જેમ દ્વિદળ ( બે દાળો ) મળીને એક ચણો થાય છે તેમ બે સ્વતઃસિદ્ધ સ્વરૂપ અક્ષર ધામમાં હળીને રહ્યાં છે. સત્વ ઇ૦—ચણો જેમ એક સત્વ ( પ્રાણી–પદાર્થ ) ભાસે છે પણ તે અંતરમાં ( છોડાનીમાંહે ) દ્વિદળ છે એવો વિવેક વિરલ ( કવચિત્ ) છે–એવો વિવેક કોઇકજ કરેછે.

૨ ત્યમ ઇ૦—તેમ અક્ષર ધામથી વેષ્ટિત જુગ ( બે ) રૂપ છે, એ અનુપમ વાત પણ અનુભવી જાણે છે. કહેવાનું એ છે કે, અક્ષરધામ એ જાણે તેજોમય આવરણ છે તેની મધ્યે રાધાકૃષ્ણનાં બે સ્વરૂપ છે પણ અજ્ઞાનીઓ તે તેજના આવરણથી ઝંખવાઇ જઇ તેને એક રૂપ દેખે છે; પણ જ્ઞાની ભકતો ગુરૂના વચનથી, વેદની શ્રુતિથી, તથા 'એકથી રમણ થાય નહિ માટે બેની જરૂર છે', એમ પોતાના અનુભવ ઉપરથી અનુમાન કરીને નિશ્ચય કરે છે કે એ તેજોમય અક્ષરરૂપ આવરણની અંદર રાધાકૃષ્ણનાં બે રૂપ ગુપ્ત છે.

૩ શ્રીરૂપ ઇ૦—પોતાના હૃદયમાં શ્રીરૂપ આત્મા અને નિત્યલીલાનો વિવેક હતો. ૪ ઉપસ્કર—સાહિત્ય. રસોદ્બોધક—રસને જાગ્રત કરનાર. શ્રીસ્વામિની–રાધિકા. જે રસોદ્બોધક ઉપસ્કર હરિના હૃદયમાં વિદ્યમાન હતો તે સ્વામિની સહિત બાહ્ય ( બાહાર ) પ્રકટ કર્યો. એ હરિની ઇચ્છા છે.

૫ એ રીતે ઇ૦—વેદ વચન " एकमेवाद्वितीयंब्रह्म " એ વચન એ રીતે સાચું થાય છે અને કૃષ્ણ " આત્મારામ " છે એ પણ સાચું થાય છે.

જ્યમ દીપક દીપકથી હવો, સમરૂપ નિઃસંદેહ. ૬
શ્રીકૃષ્ણ હોય કદી રાધિકા, થઇ જાય રાધા કૃષ્ણ;
ત્યાં કાર્ય કારણ કથન શું, પૂરણ પરસ્પર તૃષ્ણ. ૭
આત્मावैराधिकाप्रोक्ता ', વેદની શ્રુતિ એહ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રાધા, એક નિઃસંદેહ. ૮

## પદ ૮૮ મું.

જુગલ રૂપનું સ્મરશ્રમવારી જી, તે શ્રીયમુનાજી શુભકારી જી;
તુર્ય પ્રિયા શ્રીહરિના કા'વે જી, સ્વભાવસમતા કોઈ ન આવે જી. ૧
પિયુ આદ સહુને સુખરૂપ જી, કોશ કૃપાના અત્યે અનૂપ જી;
સ્વભાવ જીત્યાનો ન ઉપાય જી, તે જીતાવે યમુના માય જી. ૨

---

૬ ભાતી ઈ૦—પટોળું અને તેની ભાત, રૂપ અને છાયા ( બિંબ) એ બંને સાથેજ પ્રગટયાં છે. (જો જોડે પ્રકટયાં ન કહિયે તો ભાત વિના પટોળું હોવાનો સંભવ નથી અને છાયા વિના રૂપ હોવાનો સંભવ નથી). સાથે પ્રકટ્યાં તો ખરાં પણ સમરૂપ થવા વિષે શું દૃષ્ટાંત છે ? એ શંકાના સમાધાનમાં દૃષ્ટાંત કહે છે: જેમ ઈ૦—જેમ દીવાથી પ્રકટેલો દીવો સમરૂપ થાય છે તેમ.

૭ કૃષ્ણથી રાધા ઉપજી ત્યારે 'કૃષ્ણ કારણ અને રાધા કાર્ય' એમ ઠરશે એ કાર્ય કારણ ભાવનું નિરસન કરવા માટે કહે છે કે,–શ્રીકૃષ્ણ ઈ૦—સ્પષ્ટ છે. તેઓ પરસ્પર પૂર્ણ તૃષ્ણ (એક બીજા ઉપર પૂરે પૂરી તૃષ્ણાવાળાં–અત્યંત સ્નેહવાળાં) છે.

૮ आत्मावैराधिकाप्रोक्ता—આત્મા એજ રાધિકા કહેલી છે. વેદની શ્રુતિ - વેદનો અર્થ પ્રકટ કરનાર પુરાણની શ્રુતિ.

૧ તુર્ય—ચાર. પ્રિયા–સખા ( સુદામો. સિદામો, અર્જુન અને ઉદ્ધવ ).સ્વભાવસમતા ઈ૦–તેમના સ્વભાવની બરોબરી કોઈથી થાય નહિ.(યમુના જળના પાનથી ).

૨ પિયુ ઈ૦—પિયુ ( સ્વામી–કૃષ્ણ ) આદિ ચાર સખાઓ સહુને સુખરૂપ છે અને તેઓ કૃપાના કોશ (ભંડાર) અને અતિ અનુપમ છે. સ્વભાવ ઈ૦—સ્વભાવ જીત્યાનો ( જીતવાનો ) કોઇ ઉપાય નથી પણ તે યમુના માતા જીતાવે છે।

## ઢાળ

એ માય કૃષ્ણા કૃષ્ણ રૂપિણી, કરે ઉજ્વળ દાસ;
સહજે થયું પયપાન પાપી, તદપિ નહીં યમત્રાસ. ૩
જન સ્નાન સકૃત નૂતન તનુ, યોગ્યતા સેવન કૃષ્ણ;
અહો!સપ્ત સાગર ભેદિની, નિજજન પૂરક તૃષ્ણ. ૪
સદ્ય સ્મરણ કરતા માત્રમાં, લય પાપ સઉ સંતાપ;
શ્રીયમુનાજી બીજાં નથી, શ્રીકૃષ્ણ પૂરણ આપ. ૫
શ્રીતુળસીજી હરિપ્રિયા તે પણ, રાધા મૂળ સંબંધી;
શ્રીમુખ્ય સ્વામિનીકેરડાં, એ છે શ્રીઅંગસુગંધી. ૬
પતિવ્રતાપણું સુઅનન્ય ભક્તિ, વલ્લભ શ્રીહરિ જેહ;
શ્રીવૃંદાજીની કૃપા વણ, પ્રાપ્તિ ન કોઇને તેહ. ૭
શ્રીતુળસીજીના સંબંધ વણ, કશું અંગિકાર ન ઇશ;
પ્રિય દયાપ્રીતમ કૃષ્ણપદ, ધરે શાલગ્રામજી શીશ. ૮

## પદ ૮૯ મું.

તીર્થ પુષ્કરાદિક જગ જેહ જી, શ્રીગંગાદિક સરિતા તેહ જી;
હરિ આદિ સુર ક્ષણ ન ખસે છે જી, તુલસીદળને વિષે વસે છે જી. ૧

---

૩ કૃષ્ણા—યમુના. પયપાન—જળપાન. ૪ જન ઇ૦—જે જન યમુનામાં સકૃત (એકવાર) સ્નાન કરે તો તેનો તનુ (દેહ) નૂતન (નવો) થાય. અને તેને કૃષ્ણ સેવવાની યોગ્યતા પ્રાપ્ત થાય. સપ્તસાગરભેદિની—સાત સમુદ્રને ભેદીને તેની પાર જનારી. નિજ જન ઇ૦—પોતાના જનની તૃષ્ણા પૂરનારી.

૫ શ્રીયમુનાજી ઇ૦—શ્રીયમુનાજી બીજાં નથી—કૃષ્ણથી જૂદાં નથી પણ પૂર્ણ એવા આપ શ્રીકૃષ્ણ તેજ તે છે.

૬ મૂળ સંબંધી—મૂળના સંબંધવાળાં. સંબંધ બતાવેછે. શ્રીમુખ્ય ઇ૦—શ્રીમુખ્ય સ્વામિનીકેરડાં (રાધાકેરાં) એ (તુળસી) શ્રીઅંગસુગંધી—અંગનો સુગંધ છે.

૭ વૃંદાજી—તુળસીજી. ૮ કૃષ્ણ ઇ૦—કૃષ્ણ (તુળસીને) પદ (પગે) ધરે છે અને શાલગ્રામજી શીશ ધરેછે.

૧ તીર્થ ઇ૦—પુષ્કરાદિક તીર્થ અને ગંગાદિક સરિતા (નદી) તથા હરિ આદિ સુર (દેવ) તુળસીદળમાં વસેછે; ક્ષણ પણ ખસતા નથી.

તુળસીવન જ્યાં હોય અભિરામ જી, ત્યાં બે ઘટી જે કરે વિશ્રામ જી;
કોટિ જન્મનાં મહાઅઘ છૂટે જી, અલગ અવિદ્યા, કાળ ન કૂટે જી. ૨

ઢાળ.

કૂટે ન કામાદિક સહુ, અઘદુઃખ દહે દરશન;
અભિવંદને મહારોગ નાસે, સ્પર્શે પાવન તન. ૩
સીંચતાં તુળસી ત્રાસ અંતક, મહાપદ યશ કાન;
હરિચરણ દળ અરપે અમિત ફળ, પરમાનંદ ગુણગાન. ૪
શ્રીતુળસી કાષ્ઠાગ્નિથકી, દહ્યું હોય જેનું શરીર;
તેને ન પુનરાવૃત્તિ કો દિન, વાણ ભજે યદુવીર. ૫
જો અગમ્યાગમનાદિ મહાપાતકગળ્યો કદી હોય;
તોય પ્રેત થાય ન, વસે વૈકુંઠ, તીર્થ પ્રાપ્ત ન કોય. ૬
હરિ અર્થ રોપી કોમળ દળ, હરિ ચરણ અરપે જેહ;
અપરાધ અગણિત દગ્ધ કરી, હોય કૃષ્ણવલ્લભ તેહ. ૭
શ્રીતુળસી નિર્મળ નામ જપથી, સદા પૂરણ કામ;
અતિ દયાપ્રીતમ પ્રિય, વૃંદાવન ( સુ ) વૃંદા નામ. ૮

---

૨ અલગ ઇ૦—અવિદ્યા અલગ થાય અને કાળ તેને કૂટે નહિ. ૩ કામાદિક—કામ, ક્રોધ, લોભ વગેરે. અઘદુઃખ ઇ૦—તુળસીવનનાં દરશન અઘ (પાપ)થી ઉપજેલા દુઃખને દહે ( બાળે ). અભિવંદને–પ્રણામથી.

૪ સીંચતાં ઇ૦—તુળસીના છોડને પાણી સીંચન કરવાથી અંતક (યમ)નો ત્રાસ નાસે, અને તેના યશ કાને પડવાથી મહાપદ (મોટી આપત્તિ) નાસે, અથવા નીચેની લીટીની 'અરપે' ક્રિયાનો સંબંધ લેઇએ તો,–તુળસીને સીંચન કરવાથી તે અંતકને ત્રાસ આપે, અને તેના યશ કાને પડવાથી મહાપદ (મોટું પદ) આપે. હરિચરણ ઇ૦—હરિને ચરણે તુળસીદળ અરપે (અરપવાથી) અમિત (અપાર) ફળ થાય છે અને તેના ગુણના ગાનથી પરમાનંદ થાયછે.

૫ પુનરાવૃત્તિ–ફરીને સંસારમાં આવવાપણું–પુનર્જન્મ. ૬ મહાપાતકગળ્યો–મહાપાતકે ગળેલો. તોય ઇ૦—યદ્યપિ તે કોઇ તીર્થમાં પ્રાપ્ત ન થયો હોય–કોઈ તીર્થમાં ન ગયો હોય તોય, તે પ્રેત ન થાય અને વૈકુંઠમાં વસે.

૭ હોય–થાય. કૃષ્ણવલ્લભ–કૃષ્ણને વાહાલો. ૮ અતિ ઇ૦—દયાના પ્રીતમને વૃંદાવન અને વૃંદા નામ અતિ પ્રિય છે.

## પદ ૯૦ મું.

તુળસીદળ ઉતર્યું જગદીશ જી, ભ્રમણ કરે જે ધરી ઉર શીશ જી;
પ્રતિપદ ફળ લે દશ હયમેધ જી, નિશ્ચે નિશ્ચે નહિ અણુ વેધ જી. ૧
તુળસીકાષ્ટનોં રચિત સુદામ જી, ધરે પ્રસાદી શ્રીઘનશ્યામ જી;
પાપરહિત નિશ્ચે છે તેહ જી, વહન કરે ભક્તિથી જેહ જી. ૨

### ઢાળ.

ભક્તિ સહિત ભૂષણ કરે, શુભ તુળસીકાષ્ટની માળ;
તેને પ્રાયશ્ચિત્ત નહિ, નહિ અશુચિ તનુ કો કાળ. ૩
જો કાષ્ટ સૂકું પત્ર વા, તુળસીતણું જે ઘેર;
ત્યાં પાપનો ન સંબંધ કદી, નિત્યે સુમતિ હરિ મે'ર. ૪
ગ્રીવ કાષ્ટ તુળસી માળ લખી, યમદૂત દૂર પળાય;
કૃતી દેવ પિતૃ, સુકૃત સઘળું, કોટિગણું થઈ જાય. ૫
દુર્નિમિત્ત ન, દુઃસ્વપ્ન ભય નહિ, ઉભય લોકાનંદ;
નિશ્ચળ સદા શ્રીકૃષ્ણ ભક્તિ, નહિ કદા મતિમંદ: ૬

---

૧. ભ્રમણ કરે–ફરે. પ્રતિપદ–ડગલે ડગલે– પ્રત્યેક પગલે. ફળ લે–ફળ મેળવે. અણુ–લગાર જેટલો. વેધ–ખામી. ૨. સુદામ–સારી માળા (કંઠી). તુળસી કાષ્ટની કંઠી શ્રીઘનશ્યામને પ્રસાદી ધરીને જે ભક્તિથી વહન કરે–ધારણ કરે તે નિશ્ચય પાપ રહિત થાય.

૩. ભક્તિ ઇ૦—જે તુળસીકાષ્ટની શુભ માળાનું ભક્તિ સહિત ભૂષણ કરે ( ભૂષણરૂપે ધારણ કરે ) તો તેને પ્રાયશ્ચિત્ત ( કરેલાં પાપ નાશ થવા માટે કરવાનો શાસ્ત્રોકત વિધિ ) કરવું પડે નહિ; કેમકે તેનું શરીર કોઇ કાળ અશુચિ નહિ–અશુચિ થતું નથી. પ્રાયશ્ચિત્તનો અર્થ સાધારણ લોકમાં 'પાપ' એવો પ્રચલિત છે, તે લેઇએ તો–તેને પાપ લાગે નહિ. એમ અર્થ કરવો.

૪. નિત્યે ઇ૦—ત્યાં નિરંતર સુમતિ ( સારી બુદ્ધિ ) રહે અને હરિની મેહેર રહે. ૫. ગ્રીવ ઇ૦—ગ્રીવા ( ડોક ) માં તુલસીકાષ્ટની માળા લખી (જોઇ) ને યમદૂત દૂર પળાય–પળેછે. અને તેનાવડે દેવ તથા પિતૃ કૃતિ ( પવિત્ર ) થાય છે, અથવા, તેણે કરેલું દેવ અને પિતૃ સંબંધી સુકૃત ( સુકૃત્ય–સારૂ કાર્ય) તે કૃતિ ( સારૂં–સફળ ) થાય છે.

૬. વિશેષ ફળ બતાવેછેઃ દુર્નિમિત્ત ઇ૦—તેને દુર્નિમિત્ત ( નઠારાં ) નિ-

નથી માળ તુળસીકાષ્ટ ધરતા, પાપમોહિત મુગ્ધ;
તેને ન નરકથી નિવૃત્તિ, હરિકોપાગ્નિથકી દગ્ધ. ૭

જે ધરે છે યજ્ઞોપવીતવત્, સતત શ્રદ્ધાવંત;
જન દયાપ્રીતમ કૃષ્ણ વલ્લભ, સદા ગુરૂ સહ સંત. ૮

## પદ ૯૧ મું.

ઊર્ધ્વપુણ્ડ્ર હીણો દુરમત્ય જી, ભસ્મીભૂત શુભસઘળાં કૃત્ય જી;
શરીર તેનું સમ સ્મશાન જી, વ્યર્થ કર્મ સંધ્યા જપ દાન જી. ૧
ભક્તિવંત જે કો ગિરિધારી જી, ઊર્ધ્વપુણ્ડ્રના સહુ અધિકારી જી;
બ્રાહ્મણ આદિ શ્વપચ પર્યંત જી, ઊર્ધ્વપુણ્ડ્રાંકિત કોઇ જંત જી. ૨

### ઢાળ.

કોઇ તે જંતુ જ્યાં મૃત્યુ પામ્યો, ત્યાંથી બેસી વિમાન;
મુજ લોકમાં જઇ વસે અચળિત, વદ્યા શ્રીભગવાન. ૩
ઉર્ધ્વપુણ્ડ્રાંકિત કદી, ચાંડાળ પણ જો હોય;
તે વિશુદ્ધાત્મા જાણવો, પૂજ્ય જન ન સંશય કોય. ૪
અતિ અશુચિ મહાદુરાચારી, કરે મનસ્વી કૃત્ય;
તદપિ પવિત્રજ થાય નિત્યે, ઉર્ધ્વપુણ્ડ્રી સત્ય. ૫

---

મિત્ત ) પ્રાપ્ત થાય નહિ, તેમ દુઃસ્વપ્ન ( નઠારાં સ્વપ્નનો ) પણ ભય થાય નહિ. ઉભય ( બન્ને–આ લોક અને પરલોક ) લોકમાં તેને આનંદ પ્રાપ્ત થાય.

૭. માળ તુળસીકાષ્ટ–તુળસીકાષ્ટની માળા. મુગ્ધ–મૂઢ. નિવૃત્તિ–છૂટકો. ૮. જે ધ૦—જે સતત ( નિરંતર ) શ્રદ્ધાવંત થઇને યજ્ઞોપવિતવત્ ( જનોઇ-ની પેઠે ધરેછે–તુલસીકાષ્ટની માળા ધારણ કરે છે ઈ૦—સ્પષ્ટ છે.

૧ ઉર્ધ્વપુણ્ડ્ર હીણો—ઉર્ધ્વપુણ્ડ્ર તિલક વિનાનો. દુરમત્ય–દુર્મતીવાળો. ભસ્મીભૂત ઈ૦–તેનાં સઘળાં શુભ કૃત્ય ભસ્મીભૂત ( બળીને ભસ્મ ) થાય છે.

૨ શ્વપચ—ચાંડાલ. ઊર્ધ્વપુણ્ડ્રાંકિત–ઊભા તીલકવડે અંકિત ( ચીન્હ યુક્ત થયેલો ). ૪ વિશુદ્ધાત્મા—અતિ શુદ્ધ આત્માવાળો. પૂજ્ય જન–પૂજન કરવા યોગ્ય પુરૂષ.

૫ અશુચિ—અપવિત્ર. મનસ્વી–મરજીમાં આવે તેવું–સ્વૈર.

જન ઉર્ધ્વપુણ્ડ્રાંકિત થઇને, નમે શ્રીહરિ દેવ;
તો કોટિ કુળ નરકથી તેનાં, ઉદ્ધરે તતખેવ. ૬
જે ઉર્ધ્વપુણ્ડ્ર સછિદ્ર મધ્યે, હરિસદન કહેવાય;
જો મધ્ય લેપ્યું રહે નિશ્ચે, શ્વાન કેરો પાય. ૭
તજી ઉર્ધ્વ તિર્યક્ પુણ્ડ્ર કરતાં, નરક નિત્ય ધિઃકાર;
જન દયાપ્રીતમ કૃષ્ણ, બ્રહ્માંડે કહ્યું નિરધાર. ૮

## પદ ૯૨ મું.

ગોપીજનનું પૂછયું રૂપ જી, સુડતાળીશમે કહ્યું અનૂપ જી;
તદવત્ જાણી લેજે ગાય જી, અતિ વલ્લભ સંતત વ્રજરાય જી. ૧
હરિ પ્રસાદનો ગૌને ગ્રાસ જી, પ્રથમ પ્રીસવો જે હરિદાસ જી;
મહાપ્રસાદ તો ત્યારે કા'વે જી, તેના ભોગી હરિને ભાવે જી. ૨

## ઢાળ.

તે ભાવે જન ભગવંત જે, વૈષ્ણવી દિક્ષા યુક્ત;
ચો સંપ્રદાયી પ્રમાણ શ્રુતિ, શ્રીકૃષ્ણ રૂપાસક્ત. ૩

---

૭ જે ઉ૦–જે ઉર્ધ્વપુંડ્ર મધ્યમાં સછિદ્ર (બન્ને રેષાઓ જૂદી પડે એમ અંતરયુક્ત) હોય તો તે હરિ સદન (હરિનું ધામ) કહેવાય છે; પણ જો બન્ને રેષાઓ જૂદી ન પડે એમ વચમાંથી લેપાયલુંજ રહે તો તે શ્વાનના પાય બરોબર જાણવું.

૮ તજી ઉ૦—ઊર્ધ્વપુંડ્ર તજીને તિર્યક્પુંડ્ર (આડું તિલક) કરતાં નરક પ્રાપ્તિ અને નિત્ય ધિક્કાર થાયછે. હેજન ! દયાના પ્રીતમ કૃષ્ણે એમ બ્રહ્માંડ પુરાણમાં નિરધાર ( નક્કી ) કહ્યું છે.

૧ રૂપ—લક્ષણ ( વર્ણન ). સુડતાળીસમે–સુડતાળીસમા પદમાં તદવત્ ( તદ્વત્ )–તેનીજ પેઠે. ગાયને પણ તેનીજ પેઠે વ્રજરાયને અતિ વલ્લભ જાણી લેજે. સંતત–નિરંતર–સદા.

૨ જે હરિદાસ જી—જે હરિનો દાસ હોય તેણે. મહાપ્રસાદ ઇ૦–અને ત્યારેજ તે મહાપ્રસાદ કહેવાય તથા તેના ( મહાપ્રસાદના ) ભોગી હરિને ભાવે –ગમે છે.

૩ ભગવંત ( ભગવંતને ) ચો ઇ૦—શ્રી કૃષ્ણના રૂપમાં આસક્ત એવા શ્રુતિ પ્રમાણ સંપ્રદાયી ( સંપ્રદાયવાળા ) ચો ( ચાર ) છે.

મુખ્ય કહું વિશિષ્ટાદ્વૈત છે, શ્રીસંપ્રદાય સિદ્ધાંત;
છે જીવ ઈશ્વર માયા ત્રણે, અનાદિ અભ્રાંત. ૪
મધ્વનો આશય દ્વૈતદ્વૈતા, દ્વૈત નિંબાદિત્ય;
વિષ્ણુસ્વામી પથ શ્રીમદ્વલ્લભ, શુદ્ધાદ્વૈતજ નિત્ય. ૫
એ ચારે માયા મત્ત વિરોધી, પણ ઉપાસન ભેદ;
શ્રીનારાયણ ત્રિ શ્રીકૃષ્ણો,પાસક પ્રમાણી વેદ. ૬
અદ્વૈત મત શંકરતણો, બીજા મનસ્વી બહુ પંથ;
એ સ્વલ્પ માત્રજ કહ્યું, વિસ્તારે વધે છે ગ્રંથ. ૭
સંસ્કાર જેવો જીવ તેને, તેવો મારગ મિષ્ટ;
જન દયાપ્રીતમ શ્રીપુરૂષોત્તમ, ધન્ય જેના ઈષ્ટ. ૮

## પદ ૯૩ મું.

પાદોદક શ્રીહરિનું સાર જી, સકળ તીર્થ શુચિતા આગાર જી;
શિર ધરી શ્રદ્ધા જે કરી પાન જી,નહિ પવિત્ર કો તેહ સમાન જી. ૧
કોટ્યાવધિ તીર્થ તે પાસ જી, હિંસા કોટિ સઘ વિનાશ જી;
સહુ પાતક પ્રાયશ્ચિત કીધું જી, કૃષ્ણ પદામૃત ધરી શીર પીધું જી. ૨

ઢાળ.

પીધે પ્રદામૃત શીશ ધારે, શ્રદ્ધા સહ ગોપાળ;
આશુચ ઉભયેપિ અડે નહિ, પુનીત તે સહુ કાળ. ૩

---

૪ વિશિષ્ટાદ્વૈત—એનો સિદ્ધાંત એવો છે કે જીવ, ઈશ્વર, અને માયા એ ત્રણે અનાદિ છે. ૫ મધ્વ—મધ્વાચાર્યનો મત દ્વૈતાદ્વૈતનું પ્રતિપાદન કરેછે, નિંબાદિત્ય-નિંબાદિત્ય દ્વૈતનું પ્રતિપાદન કરેછે. વિષ્ણુસ્વામી–શુદ્ધાદ્વૈત મત.

૬ શ્રી નારાયણ ઈ૦–એમાના પેહેલા ત્રિ (ત્રણ) શ્રીનારાયણના ઉપાસક છે અને ચોથા વિષ્ણુસ્વામી વેદને પ્રમાણી (પ્રમાણ કરીને) શ્રીકૃષ્ણોપાસક છે.

૭ મનસ્વી—મનઃકલ્પિત. ૮ જેના ઇષ્ટ શ્રીપુરૂષોત્તમ છે તેને ધન્ય છે.

૧ પાદોદક—ચરણોદક. સકળ ઈ૦—તે સકળ તીર્થની શુચિતા (પવિત્રતા) નું આગાર (ધામ) છે. શિર ઈ૦—જે પુરૂષ શ્રદ્ધા ધરીને તેનું પાન કરી પછી તેને શિર ધરે. ૨ કોટયાવધિ—કરોડો.

૩ ગોપાળ-ગોપાળનું. આશુચ (આશૌચ—જનનાશૌચ અને મૃતાશૌ-

અશુચિ અનાચારી મહા,કળિમળતણો ભંડાર;
તે પણ શુચિ હરિપદોદક, કરતાં સ્મરણજ લગાર. ૪
સૌ તીર્થ સરી મજ્જન દરશ, કીર્ત્તનનું ફળ પણ હોય;
શુચિ કોટિ પ્રાયશ્ચિત ન તે શુચિ, સદ્ય હરિપદતોય. ૫
શ્રીકૃષ્ણ સ્નાનોદકે, ભીંજી મૃદાશન જે શીશ;
તે સંત જીવનમુક્ત રૂપ, હૃદે સદા જગદીશ. ૬
અકથિત અઘ સંચિત બહુ, સહુ સમૂળ પ્રલ્લે થાય;
ન અકાળ મૃત્યુ ન રોગરૂજ, હરિઅંઘ્રિઉદ પીવાય. ૭
શિવ શીશ શ્રીગંગા અચળ તે, પ્રભુ પદામૃત માટ;
જન દયાપ્રીતમ કૃષ્ણપદ પય,થી તીરથ સહુ ઘાટ. ૮

## પદ ૯૪ મું.

હરિપ્રસાદનો મહામહિમાય જી, હરિ પ્રસન્ન તેણે લેવાય જી;
વસ્ત્રાભૂષણ ચંદન માળ જી, અન્નોદક ઉચ્છિષ્ટ ગોપાળ જી. ૧
ભોક્તે તેથી માયા અળગી જી, મતિ અચળ રે' પ્રભુ પદ વળગી જી;
સહસ્ર કરી એકાદશી કોય જી, અશન દ્વાદશી કીધું હોય જી. ૨

---

ચ )–સૂતક. ઉભયેપિ–બન્ને પણ. પુનીત–પવિત્ર.

૪ કળિમળ— કલિકાળ સંબંધી મળ ( પાપ ). ૫ ( એટલુંજ નહિ પણ, ) સૌ ઇ૦—સ્પષ્ટ છે. સરી–નદી. મજ્જન–સ્નાન. દરશ–દરશન. શુચિ ઇ૦— જે કોટિક પ્રાયશ્ચિત્તથી શુચિ ( પવિત્ર ) ન થાય તે હરિપદના તોય ( જળ ) થી સદ્ય શુચિ થાય.

૬ શ્રીકૃષ્ણ ઇ૦—શ્રીકૃષ્ણના સ્નાનોદકવડે ભીંજેલી મૃદ્ ( માટી ) નું જે અશન કરે ( ખાય ) અથવા શીશ ( ધરે ).

૭ રોગરૂજ–રોગની પીડા. હરિ ( કૃષ્ણના ) અંઘ્રિ ( ચરણ ) નું ઉદ ( જળ ) પીવાય તો. ૮ શિવ ઇ૦—ગંગા વિષ્ણુના જમણા પગના અંગૂઠામાંથી નીકળે છે એમ પુરાણમાં કથા છે.

૨ ભોક્તે–ભોગવે. મતિ ઇ૦—મતિ ( બુદ્ધિ ) પ્રભુપદને વળગીને અચળ રહે. સહસ્ર ઇ૦—કોઈ પુરૂષે સહસ્ર ( હજાર ) એકાદશી કરીને દ્વાદશીમાં અશન ( ભોજન ) કર્યું હોય. ( જેમ એકાદશીમાં ઉપવાસ કરવો જોઈએ તેમ પારણાં પણ દ્વાદશીમાંજ થવાં જોઇએ; એમ ન થાય તો વ્રત દૂષિત થાય છે. )

ઢાળ.

હોય કીધા વળી અપવાસ, લગી ષટમાસ સહિ કો કષ્ટ;
તે ફળ હરિનૈવેદ્ય ભુક્તાથીજ, કહ્યું હરિ સ્પષ્ટ. ૩
અચ્યુતઅશનઅવશેષ ભુક્તે. પ્રતિદિને જન જેહ;
શીંકે જ શીંકે પુણ્ય ચાંદ્રાયણ, તણું લહે તેહ. ૪
વ્રત નિયમ સહ અપવાસ, કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ સુકર્મ;
નાના વિધિ મખ પુણ્ય જપ, હોમાદિ સાધે ધર્મ. ૫
બ્રહ્મભોજ દાન તુલાપુરૂષ, સહુ તીર્થ સહ ફળ જેહ;
શ્રીકૃષ્ણનું નૈવેદ્ય ભુકતે, પ્રાપ્ત છે ફળ તેહ. ૬
અરપ્યું ન જે ગોવિંદને તે, શ્વાનવિષ્ટા અન્ન;
જળ મૂત્ર મદિરા તુલ્ય છે, ધિક ધિક ગ્રહે જે જંન. ૭
નૈવેદ્ય ઉદરે રૂપ હૃદે, શિર પદોદક, મુખ નામ;
શ્રીકૃષ્ણનું, તે દયાપ્રીતમ, કૃષ્ણ સમ શુચિ ધામ. ૮

## પદ ૯૫ મું.

છે ગોપીચંદન શુચિ અત્ય જી, કરે અગતિ જંતુની ગત્ય જી;
જે શ્રદ્ધાથી પણ હીણ જી, કાળ ક્રિયા મંત્રેકરી ક્ષીણ જી. ૧

---

૪ અચ્યુતઅશનઅવશેષ–હરિના ભોજનનું શેષ ( પ્રસાદી ). શીંકેજ શીંકે–ગ્રાસે ગ્રાસે (?).

૫ કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ–કૃચ્છ્ર અને ચાંદ્રાયણ વગેરે. ( એ વ્રતના વિધિ ધર્મશાસ્ત્રમાં કહેલા હોય છે ). મખ–યજ્ઞ.

૬ તુલાપુરૂષ—પુરૂષ બરોબર સુવર્ણ તોળીને દાન કરવું તે. સહફળ—ફળ સહિત. ભુકતે–જમે.

૮ નૈવેદ્ય ઇ૦–શ્રીકૃષ્ણનું નૈવેદ્ય ઉદરમાં, તેનું રૂપ હૃદયમાં, તેનું પાદોદક શિર ઉપર, તેનું નામ મુખમાં ઇ૦—સ્પષ્ટ છે.

૧ અગતિ—જેની સદ્દગતિ ન થઇ શકે એવો. જે ઇ૦–જે પુરૂષ શ્રદ્ધાથી પણ હીણ–શ્રદ્ધા રહિત હોય, તથા યોગ્ય કાળ, યોગ્ય ક્રિયા અને યોગ્ય મંત્રથી પણ ક્ષીણ હોય–યોગ્ય કાળ, ક્રિયા, અને મંત્ર પણ ન જાણતો હોય.

પણ જો ગોપીચંદન ભાળ જી, તો નિજ પદ આપે ગોપાળ જી;
ગોપીચંદન શીર ભુજ ભાળે જી, લેપ્યું હૃદય પણ હોય અંતકાળે જી. ૨

## ઢાળ.

અંતકાળ લેપ્યું પાપી જો, ગો બાળ ઘાતી વિપ્ર;
તદપિ કહ્યું હરિ તે વસે, મમ લોક આવી ક્ષિપ્ર. ૩
કોઈ કૃતઘ્ની સહુ પાપ કરતા, અધમ કૃતિ નિત્ય ટેવ;
તે પણ પુનિત હોય ગોપીચંદન, સંબંધે તતખેવ. ૪
યાવત્ શરીરે ગોપીચંદન, તિલક છાપ જણાય;
પ્રતિનિમિષ ફળ દશ ધેનુદાન કર્યા તણું ધ્રુવ થાય. ૫
કરે ગોપીચંદન દાન ટૂંકું, કો સંત કરમાં જેહ;
કુળ ઇકોતેર શત તારિયાં, તેણેજ નહિ સંદેહ. ૬
મહાપાપી મૃત્યુ પામીઓ, સમશાન મ્લેચ્છસમીપ;
જો ગોપીચંદન લલાટે તો, હોય મોક્ષઅધિપ. ૭
જો ગોપીચંદન મૃદા સંતત, હોય જેને અવાસ;
ત્યાં દ્વારિકા સહ દયાપ્રીતમ, કૃષ્ણ નિત્ય નિવાસ. ૮

## પદ ૯૬ મું.

સુખદુઃખકર્ત્તા સઘળું કાણ જી, પૂછ્યું તે કહે યથા પ્રમાણ જી;
સર્વે કર્ત્તા હરિ સમર્થ જી, બીજા કર્ત્તા કહે સહુ વ્યર્થ જી. ૧
સુખદુઃખ મળવાનાં બહુ દ્વાર જી, પ્રેરક સહુના નંદકુમાર જી;
દક્ષ ન દે કોઈને ગુણદોષ જી; તેજ બાળ કહું રીઝે રોષ જી. ૨

---

૨ પરંતુ જો ભાળમાં ગોપીચંદન હોય ઇ૦—સ્પષ્ટ છે. ૩ વિપ્ર–વિપ્રઘાતી. ૫ યાવત્–જ્યાં સુધી. પ્રતિનિમિષ–દર નિમેષ જેટલી વારમાં. ધ્રુવ–નિશ્ચય.
૬ દાન ટૂંકું–નાનું દાન. ૭ સમશાન–સ્મશાન ભૂમિમાં. મોક્ષઅધિપ–મોક્ષને વિષે શ્રેષ્ઠ. ૮ મૃદા (મૃત્તિકા)–માટી, ગોપીચંદનની માટી. અવાસ (આવાસ)—ઘર.

૧ કહે–ગુરૂ કહે. યથા પ્રમાણ–પ્રમાણ થાય તેવી રીતે, અથવા જેવી રીતે શાસ્ત્રમાં પ્રમાણ કર્યું છે તેવી રીતે. ૨. દક્ષ ઇ૦—જે પુરૂષ દક્ષ (ડાહ્યો)

## ઢાળ.

શો રોષ રીઝ શુક, યંત્ર, મર્કટ, દારૂ, દારા, બાળ;
એ સર્વ પરવશ તેમ પરવશ, સકળ જગ ગોપાલ. ૩

છે કર્મ કાળ સ્વભાવ ગ્રહ, મન જીવ કે'વા માત્ર;
હરિ કરે સહુ શીર લે ન, એ ગુણ દોષ ગ્રાહક પાત્ર. ૪

છે કર્મ જડ જ્યમ લેખું વહીમાં, વંચક ને આધીન;
તે જ્યમ ઇચ્છે ત્યમ કરે વિભુ, કરણી સ્થાવર દીન. ૫

નથી કાળ પણ સ્વાધીન, હરિબળ ધ્રુવે ચાંપ્યો પાય;
વણ અવસરે વસ્તુ પ્રકટ કયહું, શૂન્ય સમય પણ જાય. ૬

---

હોય છે તે કોઇને ગુણદોષ દેતો નથી; પણ જે સુખદુઃખ દેખી તેનો કર્ત્તા કોઇને માની તેનાપર રીઝે છે કે રોષ કરે છે તેજ બાળ ( મૂર્ખ ) છે એમ હું કહું-કહું છું.

૩ શો ઇ૦—શુક ( પોપટ ), યંત્ર, મર્કટ, દારૂ ( લાકડું ), દારા (સ્ત્રી), બાળ, એમનાથી જો કાંઈ દુઃખસુખ થાય તો તેમના ઉપર શો રોષ કે રીઝ કરવી? કેમકે એ સર્વ પરવશ છે. તેમ ઇ૦—તેમજ સકળ જગત્ ગોપાળને પરવશ છે-હરિના આધીનમાં રહીને તે ચેષ્ટા કરેછે.

૪ સુખદુઃખનાં કારણ કર્મ વગેરે કહેવા માત્ર છે; વસ્તુતઃ સહુ હરિ કરે છે પણ શિર ( માથે ) લેતા નથી. એ ( કર્મ વગેરે ) ગુણદોષના ગ્રાહક થવાને પાત્ર થાય છે.—હરિ તેમને નિમિત્તરૂપ ઠરાવે છે.

૫ એ કર્માદિ નિમિત્ત માત્ર છે, કર્ત્તા નથી, એ વિષે અનુક્રમે સ્પષ્ટતા કરેછે: છે ઇ૦—વહીમાં ( ચોપડામાં ) લેખું જેમ જડ હોઇને વંચકને ( વાંચનારને ) આધીન છે, તેમ કર્મ પણ જડ હોઇને તેના પ્રેરક હરિને આધીન છે. તે વિભુ ( હરિ ) જેમ ઈચ્છે તેમ કરે; અને કરણી ( કર્મ ) તો સ્થાવર (જડ) અને દીન છે.

૬ નથી ઇ૦—કાળ પણ સ્વાધીન ( સ્વતંત્ર ) નથી; કેમકે તેને હરિના બળથી ધ્રુવે પાય ( પગે )ચાંપ્યો છે. ( કાળનું બળ ધ્રુવ ઉપર ચાલતું નથી તે પુરાણાદિમાં પ્રસિદ્ધ છે. ) બીજું દૃષ્ટાંતઃ વણ ઈ૦—કહીંક અવસર વિના વસ્તુ પ્રકટે છે તથા સમય શૂન્ય પણ વહી જાયછે. ( માટે કાળ સ્વતંત્ર બળવાળો નથી ).

પ્રકૃતિ અટલ તે સત્ય પણ, હરિ ફેરવે બહુ જન;
તે પણ હરિ વશ ઠરી કે' નહીં, જો વિચારી મન. ૭
ગ્રહ પણ ન ક્લેશાનંદ કર, દયાપ્રીતમ તેજ પ્રમાણ;
જુઓ બાંધ્યા છોડ્યા રાવણ નવ તવ, રૂઠા ત્રુઠ્યા કાણ. ૮

## પદ ૯૭ મું.

મન વિભૂતિ માધવ કેરી જી, જ્યમ ઇચ્છા ત્યમ નાખે ફેરી જી;
જડ જ્ઞાની,જ્ઞાની જડ હોય જી, શોકહર્ષદા મન પણ ના'ય જી. ૧
જીવ સર્વને ભાવે રૂડું જી, ક્યમ થવાદે ચલણે કૂડું જી;
સુખદુ:ખ પ્રભુ આપ્યું સહુ લહેછે જી, ચલણ નથી માટે સહી દહેછે જી. ૨

## ઢાળ.

રે' છે સહુ જ્યમ રાખે હરિ, તું તદા પૂછીશ પ્રશ્ન;
કો દુ:ખી છે કો છે સુખી, ક્યમ ભેદ દષ્ટિ કૃષ્ણ ? ૩
નથી ભેદ તો ભગવંતને, ભવ ખેલ રચી નિજ જોય;
છે વિચિત્ર લીલા કૃષ્ણની, ધણીનું ધાણી નથી કોય. ૪
છે મૂળ જોતાં એમજ સહુ, પછી સમાધાન અનેક;
નથી પુણ્ય પાપ કશું પ્રભુ, વિભુ વિરલ એહ વિવેક. ૫

---

૭. પ્રકૃતિ–સ્વભાવ. અટલ–ટળે નહિ એવી. હરિ ઇ૦—પણ હરિ બહુ જનની પ્રકૃતિ ફેરવે છે.

૮. ગ્રહ–સૂર્યાદિ નવ ગ્રહ. ક્લેશાનંદકર–દુ:ખ કે આનંદ કરનાર. જુઓ ઇ૦—જુઓ કે ગ્રહોને રાવણે બાંધ્યા અને છોડ્યા નહિ, ત્યારે કોણ ( ક્યા ગ્રહ ) રૂઠ્યા ( રીસે ભરાયા ) કે ત્રુઠ્યા ( રીઝ્યા )?

૧ વિભૂતિ–મહિમા. શોકહર્ષદા—શોક અને હર્ષ આપનાર. ૨ જીવ પ-ણ કર્તા નથી: જીવ ઇ૦—સ્પષ્ટ છે. ચલણે–પોતાનું ચાલતું હોય તો.

૩ ક્યમ ઇ૦—તો કૃષ્ણને ભેદ દૃષ્ટિ કેમ છે? ૪ શંકાનું સમાધાન કરે છે: ) નથી ઇ૦—( ભગવંતને ભેદ નથી, પણ ભવ ( સંસાર ) રૂપી ખેલ રચીને નિજ ( પોતે ) જુએ છે.

૫ પ્રભુ ઇ૦–વિભુ એવા પ્રભુને. વિરલ ઇ૦– એહ ( એવો ) વિવેક વિ-રલ ( વિરલા પુરૂષોને ) છે.

નિપજે ન કશું કો તદપિ હુંપદ, હરિ માયાજોર;
ત્યારે અહંમમતા ટળે, (જ્યારે) કર ગ્રહે નંદકિશોર. ૬
હું હરિનો, હરિ મારા, મનથીજ એવું થાય;
હરિકૃપા તસ્કર વોળાવા, અહંમમ સફળ થઈ જાય. ૭
કૃતિ શુભાશુભ બળ દીપથી, પણ દીપ જ્યમ નિર્લેપ;
ત્યમ દયાપ્રીતમ કૃષ્ણ બળ, સહુ બને ન અડે ચેપ. ૮

## પદ ૯૮ મું.

રચી રાખ્યું છે હરિએ જેહ જી, ટળે ન કોથી નિપજે તેહ જી;
ફેર પડે નહીં કોટિ ઉપાય જી, યત્ન ન ચાલે શિવ બ્રહ્માય જી. ૧
હરિકૃતિમાં જીવ હુંપદ તેવું જી, શ્વાન શકટને તાણે જેવું જી;
જીવનું કીધું તેટલું થાય જી, મળતું આવે હરિ ઇચ્છાય જી. ૨

### ઢાળ.

ઇચ્છા હરિ અનુસરતું આવે, તે બને લહે જાણ;
ત્યમ નિત્ય નથી બનતું, જુએછે પ્રકટ, શું પ્રમાણ? ૩
જ્યમ જે સમય જેટલું જેને, લખ્યું નંદકુમાર;
ત્યમ તે સમય તેટલું તેને, પ્રાપ્ત હોય નિરધાર. ૪
દુઃખ મૃત્યુ કો માગે ન પણ, સહજે સમય સઘ આવે;

---

૬ તદપિ ઇ૦—તદપિ (તોપણ) જે હુંપદ ( રાખે છે ) તે હરિની માયાનું જોર છે. ૭ હરિકૃપા ઇ૦—પાપને ચોરી લેનાર હરિકૃપા રૂપી તસ્કર છે. અને અહંમમ રૂપી વોળાવા ( વળાવા ) છે. એ વળાવાને સાથે લેઈ સંસાર અરણ્યમાં મુસાફરી કરનાર મનુષ્યનાં પાપ હરિકૃપારૂપી તસ્કર ચોરી શકતા નથી તેથી અહંમમ રૂપી વળાવા સફળ થઈ જાય છે. અર્થાત્ 'અહંમમ' એજ હરિકૃપા પ્રાપ્ત ન થવા દેનાર અંતરાય છે માટે મનુષ્યે તેને સર્વથા તજવું.

૮ કૃતિ ઇ૦—દીપના બળથી શુભાશુભ કૃતિ બને છે, પણ દીપ જેમ નિર્લેપ છે, તેમ કૃષ્ણના બળથી સહુ બને છે પણ તેને ચેપ અડતો નથી.

૨ તેટલું–જેટલું હરિની ઇચ્છાને મળતું આવે તેટલું. ૩ ત્યમ ઇ૦—જીવની ઇચ્છા પ્રમાણે નિત્ય નથી બનતું તે તું પ્રકટ જુએ છે, પ્રમાણ શું કરવું છે?

તે રીત રૂખ સમજુ લહે, સર્વને સમજણ નાવે. ૫
કર્માદિ બળ ત્યાં લગી ખરૂં, હરિ જ્યાં લગી મન નાણે;
નહિ તો કહે, ઇશ્વર કૃપાકર, વેદ શીદ વખાણે? ૬
સહુ તજી હરિ શરણે પડ્યા, તેનું સર્વ નિજ ઇચ્છાય;
ત્યમ નહીં જગતના જીવને, કર્માદિ વશ કહેવાય. ૭
સુખદુઃખ હાનિલાભાદિક, સહુ વણ કરે પણ થાય;
તે ચિંતા તજી ચાનક ધરી, ભજ દયાપ્રીતમ વ્રજરાય. ૮

## પદ ૯૯ મું.

સુણી ગુરૂવાણી વદિયો શિષ્ય જી, સહજ બને સહુ લખ્યું ભવિષ્ય જી;
માટે કહોછો ફિકર વિસરવી જી, તદા ભજનચિંતા શીદ ધરવી જી. ૧
તે પણ થાવાનું તે થાશે જી, લખ્યું પ્રમાદે કયમ ટળી જાશે જી?
સુણી એમ બોલ્યા શ્રીગુરૂવાણી જી, સત્ય કહી તેં વાત વખાણી જી. ૨

### ઢાળ.

સાચી વખાણી વાત સાંભળ્ય, કહું શંકા જાય;
સહુ લખ્યું ત્યમ હરિભજન, નથી લખ્યું કર્યેથી થાય. ૩

---

૫ દુઃખ ઇ૦–દુઃખ કે મૃત્યુ કોઇ માગતું નથી. રૂખ—ખુચ—મર્મ. ૬ નાણે—ન આણે. નહિ તો ઇ૦–નહિ તો—જો એમ ન હોય તો કહે કે 'ઇશ્વર કૃપાકર ( કૃપા + આકર—ખાણ ) છે' એમ વેદ તેનાં શીદ વખાણ કરે ?

૭ સહુ ઇ૦–જે સહુ તજીને હરિને શરણે પડ્યા છે તેનું સર્વકાંઇ નિજ ( પોતાની ) ઇચ્છા પ્રમાણે બને છે, પણ જગતના જીવને તેમ નથી; તેઓ તો કર્માદિકને વશ કહેવાય છે.

૮ વણ કરે–પ્રયાસ કર્યા વિના. તે–સુખદુઃખ હાનિલાભાદિકની. ચાનક–કાળજી.

૨. લખ્યું ઇ૦—પ્રારબ્ધમાં લખ્યું હશે તે પ્રમાદે ( ભજનમાં અસાવધ રહેવાથી ) કેમ ટળી જશે? ૩. કહું ઇ૦—તારી શંકા જેથી જાય તે વચન કહું છું. સહુ ઇ૦—જેમ સુખદુઃખાદિક સહુ પ્રારબ્ધમાં લખેલું છે તેમ હરિ ભજન કાંઇ લખેલું નથી; તે તો કર્યેથી થાય એવું છે.

જો કદા કહિયે ભજન પણ, પ્રારબ્ધ લખ્યું બની આવે;
તો વેદ શાસ્ત્ર પ્રબોધવાયક, સકળ વ્યર્થ કહાવે. ૪
તે માટ અતિ આતુર થઈ, ભજવા સદા ભગવંત;
ક્ષણુભંગ મનુષ્યાદેહ દુર્લભ, મળે પુણ્ય અનંત. ૫
સહુ યોનિમાં છે વિષય- સુખ, ત્યાં હરિભજન નવ હોય;
તે માટ અમૂલક આ સમય, ચેતે ન તે સહુ ખોય. ૬
ભરતખંડ મોઘું મનુષ્ય તનુ, જેની અમરને પણ ભૂખ;
તે મળ્યે કૃષ્ણ ભજ્યા ન તો, ગયું આવ્યું હસ્ત પિયૂખ. ૭
કહું લાખ વાતની વાત, સે'લું નામ રટ્ય શ્રીકૃષ્ણ;
પ્રભુ દયાપ્રીતમ પ્રસન્ન થાશે, સકળ પૂરણ તૃષ્ણ. ૮

---

૪ પ્રબોધવાયક-બોધ કરનારાં વચન. ૫ મનુષ્યાદેહ ઈ૦—મનુષ્યનો દેહ ક્ષણુભંગ (ક્ષણમાં ભંગ થાય એવો) છે અને ભંગ થયો તો તે પાછો પ્રાપ્ત થવો દુર્લભ છે; કેમકે તે અનંત પુણ્યથીજ મળે એવો છે.

૬ યોનિ-મનુષ્ય, પશુ, આદિ જાતિઓ. વિષયસુખ—શબ્દ, સ્પર્શાદિ ઇંદ્રિઓના વિષયનાં સુખ. આ સમય-મનુષ્ય દેહનો સમય.

૭ ભરતખંડ ઇ૦—ભરતખંડ કર્મભૂમિ ગણાય છે. એટલે તેમાં સદસત્ જેવાં કર્મ કર્યાં હોય તેનું ફળ સ્વર્ગાદિ લોકમાં મળી શકે છે; પણ બીજા જે ઇલાવૃતાદિક ખંડ છે તેમાં કરેલાં કર્મ ફળ આપતાં નથી. તેમજ મોક્ષ પણ ભરત ખંડમાંજ સાધન કરવાથી મળી શકે છે, એમ પુરાણોમાં કહેલું છે. માટે દયારામ કહેછે કે, આ ભરતખંડ જેવી ભૂમિ અને તેમાં મનુષ્ય જેવો મોઘો તનુ (દેહ), કે જેની અમર (દેવોને) પણ ભૂખ (અર્થાત્ ઇચ્છા) છે, (દેવો પણ ભરતભૂમિમાં જન્મ લેઇને સાધન કરે તોજ તેમને મોક્ષ મળે; અન્યથા નહિ એમ પુરાણોમાં કહેલું છે.) તે મળ્યા છતાં કૃષ્ણ ન ભજ્યા તો હસ્ત (હાથ) માં આવ્યું (આવેલું) પીયૂખ (પીયૂષ-અમૃત) ગયું. એમ જાણવું.

૮. લાખ વાતની (એક) વાત-બધી વાતનો સાર. સે'લું-સેહેલું સાધન. સકળ ઈ૦—સકળની અથવા સઘળી તૃષ્ણા પૂરનાર.

## પદ ૧૦૦ મું.

નામ કૃષ્ણનું શિરમાણ સહુનું જી, મૂળ ધર્મ સાધનાદિ બહુનું જી;
જપતાં સર્વે ચિંતા ચૂર્ણ જી, મનોકામના સઘળી પૂર્ણ જી. ૧
નામે નામી ઉરમાં વાસે જી, અઘ દુઃખ સંદેહ સઘળા નાસે જી;
નામે નામી નામ પ્રતીતિ જી, અંતક અવિદ્યા ભાજે ભીતિ જી. ૨

### ઢાળ.

ભીતિ હરે હરિ પ્રીતિ આપે, પરમાનંદ પદદાય;
શ્રીકૃષ્ણ નામ પ્રભાવ કૃષ્ણે, પણ કહ્યો નવ જાય. ૩
હરિનામ કોટિક અપર તુલ્ય ન, નામ કૃષ્ણ વ્રજેશ;
જયમ બીજથી ચઢતી કળા, શશિ કો ન સમ રાકેશ. ૪
છે પૂર્ણ ઇંદુ 'કૃષ્ણ' કેવળ, શરદ સહ 'શ્રીકૃષ્ણ;'
નારાયણે વિધિ કહ્યું સ્કંધે, ઉત્તર સુણય વણ પ્રશ્ન. ૫

---

૨ નામી–નામવાળો જેનું નામ હોય તે વસ્તુ. અઘ–પાપ. નામે ઇ૦—નામસ્મરણવડે નામી (નામવાળા)ની પ્રતીતિ (વિશ્વાસ) વડે અંતક અને અવિદ્યા (માયા)ની ભીતિ (ભય) ભાજે (ભાગે). જેમ કે, કૃષ્ણનું નામ સાંભળીને યમ એમ સમજે કે આ તો કૃષ્ણનો ભક્ત છે માટે એને આપણે સતાવવો નહિ. (જુઓ અજામીલનું દૃષ્ટાંત, કે જેણે મરતી વખતે યમને દેખીને ગભરાઇને પોતાના પુત્ર નારાયણને બોલાવવાના હેતુથી નારાયણ નામનો પોકાર કર્યો; તે ઉપરથી વિષ્ણુના દૂતોએ તેને યમદૂતો સાથે વિવાદ કરીને છોડાવ્યો.–ભાગવત).

૩ પ્રભાવ–મહિમા. કૃષ્ણે પણ કહ્યો નવ જાય–અર્થાત્ અનંત અને અપાર છે. ૪ હરિ ઇ૦—હરિનાં અપર ( બીજાં ) કોટિક નામ છે તથાપિ વ્રજેશ–વ્રજપતિ 'કૃષ્ણ' નામની તુલ્ય કોઇ નામ નથી. દૃષ્ટાંતઃ જેમ ચંદ્રની બીજથી બધી કળાઓ ચઢતી છે તથાપિ રાકેશ (રાકા–પૂર્ણિમા + ઈશ) પૂર્ણ ચંદ્ર સમ ( બરોબર ) કોઈ કળા નથી.

૫ છે ઇ૦—કેવળ 'કૃષ્ણ' એટલું નામ પૂર્ણ ઈંદુ ( ચંદ્ર )ની બરોબર છે. અને 'શ્રીકૃષ્ણ' એટલું નામ શરદ્‌ઋતુ સહિત પૂર્ણ ચંદ્રની બરોબર છે. નારાયણે ઈ૦—સ્કંધપુરાણમાં નારાયણે વિધિ ( બ્રહ્મા ) ને જે કહ્યું છે તે ઉત્તર હું તને પ્રશ્ન વગર કહું તે સુણ. અર્થાત્ બ્રહ્માએ કરેલો પ્રશ્ન તને ન કહેતાં નારાયણે કહેલો ઉત્તર માત્ર તને કહું છું.

ગૌ કામ સુરદ્રુમ ચિંતામણિ, નહીં કૃષ્ણ નામ સમાન;
હિત અહિત સમજી નામ રીતે, એ ન દે વરદાન. ૬
સત્સંગ કરવો પ્રયત્ને સેવવા શ્રીવ્રજરાય;
દુ:સંગથી ત્યમ નાસવું, પછી બન્યું હરિ ઇચ્છાય. ૭
ભાવિ ભરાંસે આળશી વીસરવું ન શ્રીહરિ નામ;
ગુણગાન ક્ષણું નવ છોડવું, દયાપ્રીતમ સુંદરશ્યામ. ૮

## પદ ૧૦૧. મું.

વણ સમજ્યાને સંશય થાયજી, હરિગુણ અચળિત કેમ ગવાય જી;
દેહાધ્યાસ સહુ ક્યમ કરી છૂટે જી, બાધ્ય કરે ત્યાં તાંતો તૂટે જી. ૧
પણ છે સમજણ એની બીજી જી, સુણ્ય કહું જેથી રીઝે શ્રીજી જી;
પ્રભુ કરે છે સહુ મુજ રૂડું જી, કદાપિ ન કરે નિજજન કૂડું જી. ૨

---

૬ ગૌ ઇ૦—કામ ગૌ ( કામદુધા ગાય ), સુરદ્રુમ ( કલ્પવૃક્ષ ), ચિંતામણિ ( જે પાસે હોવાથી ચિંતવેલો પદાર્થ પ્રાપ્ત થાય એવો મણિ ), એમાંથી કોઈ પણ કૃષ્ણ નામની સમાન નથી. સમાન કેમ નથી તેનું કારણ બતાવે છે: હિત ઇ૦—કેમકે તે (કામદુધા વગેરે) પોતાના ભક્તનું હિત અહિત સમજીને પોતાના નામની રીતે ( નામના અર્થ પ્રમાણે ) એ વરદાન દે નહિ ( આપી શકે નહિ ). અર્થાત્, તે સઘળાં યંત્રની પેઠે હિતાહિતનો વિવેક કર્યા વિનાજ અને માત્ર વિષય સંબંધીજ ફળ આપેછે; કાંઇ કૃષ્ણની પેઠે હિતકર તથા મુક્તિરૂપ ફળ આપતાં નથી.

૭ પછી ઇ૦—એટલું કરતાં છતાં પછી જે બને તે હરિઇચ્છાથી બને છે, એમ સમાધાન પામવું. ૮ ભાવિ ઇ૦—બનવાકાળ હશે તે બનશે એવા ભરોંસાથી આળશીને-પ્રમાદી થઇને શ્રીહરિનું નામ વીસરવું નહિ.

૧ વણ સમજ્યાને ઇ૦—વગર સમજેલાને એવો સંશય થાય કે હરિના ગુણ અચલિત ( સ્થિર—અર્થાત્ અખંડ ) કેમ ગવાય? દેહાધ્યાસ ( દેહને વિષે હુંપણાની બુદ્ધિ ) કેમ કરીને છૂટે? ( ન છૂટે ત્યારે દેહને લગતાં કાર્ય કરવાં પડે અને તે કાર્ય જ્યાં હરિગુણગાનમાં ) બાધ કરે ત્યાં હરિગુણગાનનો તાંતો ( તંતુ—એક સરખો તાર ) તૂટે—હરિગુણગાન અંખડ ન રહેતાં ઘડીમાં હરિગુણગાન અને ઘડીમાં સંસારી કામ, એમ છિન્નભિન્ન થઇ જાય.

૨ પણ ઇ૦.—પણ અચલિત હરિગુણગાનની સમજણ બીજી (જૂદી)

## ઢાળ.

કૂડું કદીક ભાસે તુરત, ધ્રુવ તેમાં પણ હિત હોય;
સુખ ગુપ્ત જ્યમ પિતુ દુઃખદ શિક્ષા, શિશુ ન સમજે કોય. ૩
એમ વિચારી મન શુદ્ધ માને, ભલું વચને ગાય;
કદી દોષ નાવે, તે અચળ ગુણગાન હરિ કે'વાય. ૪
સમજણ એ વિધિ રાખતાં, શ્રીકૃષ્ણ થાય પ્રસન્ન;
તે સમય અવળું સર્વ સવળું, થાય વેદવચન. ૫
અરિ મિત્ર હોય, વિષ પથ્ય, અધરમ સૌ ધરમ થઈ જાય;
દુઃખ થવાનું તે મટાડે, સુખ ના થવાનું થાય. ૬
શ્રીકૃષ્ણ ઇશ્વર પૂર્ણ નહિ વશ, યજ્ઞ તપ શ્રુતિમંત્ર;
**कर्त्तुम् अकर्त्तुम् अन्यथा कर्तुम् समर्थ** સ્વતંત્ર. ૭

---

છે. તે સમજણ કહેછેઃ પ્રભુ ઇ૦–એમ સમજવું કે પ્રભુ મારૂં સહુ રૂડું કરે છે; તે નિજજન (પોતાના ભક્ત) નું કદાપિ કૂડું કરે નહિ.

૪ મન શુદ્ધ માને—શુદ્ધ મનથી માને. ભલું ઇ૦–વચનથી પણ હરિનું ભલુંજ ગાય (બોલે). દોષ નાવે–હરિના દોષ મનમાં આવે નહિ. ૫. અવળું ઇ૦–અવળું તે સર્વ સવળું થાય. અથવા પ્રથમ જે અવળું લાગતું હોય તે સર્વ સવળું સમજાય.

૬ અવળું તે સવળું કેમ સમજાય તે બતાવેછેઃ અરિ ઇ૦–અરિ હોય તે મિત્ર થાય, વિષ પથ્ય (માફક–ગુણકારી) થાય અને અધરમ (અધર્મ) હોય તે ધર્મ થાય. દુઃખ ઇ૦–થવાનું (ભાવિ) દુઃખ હોય તેને પણ તે (કૃષ્ણ) મટાડે, અને ન થવાનું (અભાવિ) સુખ પણ થાય.

૭ ભાવિનો નાશ અને અભાવિની પ્રાપ્તિ કદી બનતી નથી એમ શાસ્ત્રમાં કહ્યું છે, ("नाभाव्यंभवतीहकर्मवशतोभाव्यस्यनाशःकुतः") ત્યારે 'ભાવિ મટાડે અને અભાવિ થાય' એમ જે ઉપર કહ્યું તેનું કારણ શું છે? એ શંકાના સમાધાન માટે કહેછે કેઃ—શ્રીકૃષ્ણ ઇ૦–શ્રીકૃષ્ણ ઇશ્વર છે, પૂર્ણ છે. અને યજ્ઞ, તપ, તથા શ્રુતિ(વેદ) મંત્રોને પણ વશ નથી. તે સ્વતંત્ર છે. સ્વતંત્રપણું બતાવેછેઃ તે कर्तुम्–અસિદ્ધ અર્થને કરવાને, अकर्तुम्–સિદ્ધ અર્થનો નાશ કરવાને અથવા ન કરવાને અને अन्यथाकर्तुम्—હરકોઈ (સિદ્ધ કે અસિદ્ધ) અર્થને છે તેથી ઉલટો કરવાને સમર્થ શક્તિમાન્ છે.

ઉદાહરણ ઇતિહાસ ત્રણે, સુણ્ય કહું લઘુ ગીત;
જન દયાપ્રીતમ કૃષ્ણઅંગ, અકથિત અતિ અકળિત. ૮

## પદ ૧૦૨ મું.

અજામિલ મહાઅઘનું ધામ જી, તેવી ગુણકા પાપનું ગ્રામ જી;
સુત શુક મિષ લીધું હરિ નામ જી, તેને આપ્યું પ્રભુ નિજ ધામ જી. ૧
કર્તુમ્ લક્ષણ હરિએ ભાખ્યું જી, દ્વિદળ મીમાંસા ખંડી નાખ્યું જી;
અંબરીષ માટે ચક્ર દમિયા જી, હરિ શરણે દુર્વાસા નમિયા જી. ૨

### ઢાળ.

નમિયા તદપિ દુઃખ નજ હર્યું, હરિ આર્ત્તત્રાતા ઇશ;
બ્રહ્મણ્યદેવ ન શરણાગતવત્સળ થયા જગદીશ. ૩

---

૮ ઉદાહરણ ઇ૦—એ ત્રણે ( कर्तुम्, अकर्तुम्, अन्यथा कर्तुम् ) ના ઉદાહરણનો ઇતિહાસ લઘુગીત ( ટૂંકામાં ગાન કરેલો ) કહું ( હવે પછીના પદમાં કહીશ ).

૧ ગ્રામ—ગામ, સમુદાય. સુત ઇ૦—અજામિલે સુત ( પુત્ર )ને મિષે ( બાહાને ) અને ગુણકા ( ગણિકા )એ શુક ( પોપટને રામનામ બોલતાં શીખવવાને ) મિષે હરિ નામ લીધું.

૨ कर्तुम् ઇ૦—ઉપર કહ્યાં તેવાં કૃત્ય કરી બતાવીને જાણે कर्तुम् समर्थ ( હરિ કરવાને સમર્થ છે ) એ પદાર્થનું લક્ષણ ભાખ્યુ છે ! અને તેમ કરીને દ્વિદળ ( બે-પૂર્વ અને ઉત્તર દળ ) રૂપ મીમાંસા શાસ્ત્રને ખંડી નાખ્યું. " જેવું કર્મ કરે તેવુંજ ફળ પામે—કરેલા કર્મનો ક્ષય કદાપિ થતો નથી. 'कृतकर्मक्षयोनास्तिकल्पकोटिशतैरपि' " એ મીમાંસા શાસ્ત્રનો સિદ્ધાંત છે તે આ દુષ્કર્મ કરનાર અજામિલ તથા ગણિકાને સુખફળ આપવાવડે રદ કર્યો ! ! હવે अकर्तुमनुं ઉદાહરણ કહેછે: અંબરીષ ઇ૦—સ્પષ્ટ છે.

૩ હરિ ઇ૦—જો કે હરિ આર્તત્રાતા ( દુઃખીને બચાવનાર ) છતાં તેમણે દુર્વાસાનું દુઃખ હર્યું નહિ; બ્રહ્મણ્યદેવ ઇ૦—વળી તે બ્રહ્મણ્યદેવ ( બ્રાહ્મણોનું પાલન કરનાર દેવ ) અને શરણાગત વત્સલ ( શરણે આવેલા ઉપર પ્રેમ રાખનાર ) છતાં તેવા ન થયા.

મહાવિભુ તદપિ ન અભય આપ્યું, નમાવ્યા નૃપ પાય;
હરિअकर्तुम् લક્ષણ તણો, એ કથ્યો આણુ મહિમાય. ૪
સૌભરિ મુનિ શુચિ અસંગી, જળ ભીતર જપ અવિનાશ;
રતિ મત્સ્ય દાખી ચલાવ્યા, પરણિયા સ્ત્રી પંચાશ. ૫
મૃગ દયા પાળ્યો તદપિ, દ્વિ જનમ ધરાવ્યા હરિ ભર્ત;
અધનામ ગતિ મુચકુંદ તે, પ્રભુ પ્રકટ મુક્તિ ન તર્ત. ૬
પુરી અયોધ્યા વૈકુંઠ સહુ, નિજ પિતા પ્રેમી સ્વર્ગ;
મહાપાપી પારધિ ગીધ આદિ અલ્પમાં અપવર્ગ. ૭
એ अन्यथाकर्तुम् સુલક્ષણ, શ્રીપતિમાં સત્ય;
જન દયાપ્રીતમ કૃષ્ણ અતર્ક્ય, મહાત્મ્ય અકળિત ગત્ય. ૮

---

૪ મહાવિભુ ઇ૦—વળી તે મહાવિભુ ( સર્વવ્યાપી–અર્થાત્ દુર્વાસાનાં હૃદયનો ભય જાણનાર છતાં તેને અભય ન આપ્યું; તાત્પર્ય કે કરવાને શક્તિ માન છતાં તે ન કર્યું!

૫ હવે अन्यथाकर्तुम् નું ઉદાહરણ કહે છે: સૌભરિ ઇ૦—સૌભરિ મુનિ ઘણા શુચિ ( પવિત્ર ) અને અસંગી (કોઇનો પણ સંગ નહિ રાખનાર ) હોઇને તે જળ ભીતર ( જળમાં પેશીને ) અવિનાશ ( અખંડ ) જપ કરતા હતા; તેમને મત્સ્યની રતિ ( જળમાં બે માછલાંનો સંયોગ ) દાખી ( બતાવી) ને ( તપથી )ચળાવ્યા અને તે પચાસ સ્ત્રી પરણ્યા. 'સંગ તજવાની ઇચ્છાવાળાને સંગ પ્રાપ્તિ' એ આ જગોએ હરિનું अन्यथाकर्तुमसमर्थपણું છે.

૬ બીજું ઉદાહરણ: મૃગ ઇ૦—ભરત મુનિએ દયાથી મૃગ ( હરિણીના બાળકને પાળ્યો તદપિ ( તોપણ ) દ્વિ જનમ ( બે જન્મ ) ધરાવ્યા. દયાનું ફળ દયા કરનારને હિતકર થવું જોઇએ તેમ છતાં ઉલટું અહિતકર થયું. એ પણ હરિનું अन्यथाकर्तुमसमर्थत्व બતાવેછે. પ્રભુ ઇ૦—મુચકુંદને પ્રભુ પ્રકટ મળ્યા અને તર્ત મુકિત ન થઇ એ પણ अन्यथाकार्य !

૭ પુરી ઇ૦—રામ વૈકુંઠ ગયા તે સમયે બધી અયોધ્યાપુરી (જો કે તેમાં પાપી પણ હશે તથાપિ) રામ વૈકુંઠમાં લેઈ ગયા અને તેમણે પોતાના પ્રેમી પિતાને સ્વર્ગજ ( વૈકુંઠથી ઉતરતું સ્થાન ) આપ્યું ! એ પણ अन्यथाकार्य ! અપવર્ગ—મોક્ષ.

## પદ ૧૦૩ મું.

કરે ચા'ય તે વિભુ વ્રજરાય જી, ઘટિત મટાડે અઘટિત થાય જી;
લોહ ઊગાડયું કંચન બાળ્યું જી, પથ્થર તાર્યા અંધે ભાળ્યું જી. ૧
સનકાદિક ઉપજાવ્યો ક્રોધ જી, વિધિ મહાજ્ઞાની કર્યા અબોધ જી;
નારી કર્યા નર નર કરી નારી જી, વૃષ્ણિવૃદ્ધ યૌવનતા ધારી જી. ૨

---

૧ લોહ ઊગાડયું ઇ૦—યાદવોના બાળકોએ પેટે તાંસળી બાંધીને ઋષિઓની મશ્કરી કરી હતી તે ઉપરથી ઋષિઓએ શાપ દીધો કે એમાંથી જે થશે તેથી તમારા કુલનો ક્ષય થશે. શાપ ખરો થવાના ભયથી તે તાંસળી ઘસીને તેના રજકણ સમુદ્રમાં નાખી દીધા. તેમાંથી એરકા નામે ઘાસ ઉગ્યું અને પ્રભાસની યાત્રા વખતે એ ઘાસરૂપી શસ્ત્રથી યાદવો પરસ્પર કપાઇ મુઆ. એ રીતે લોહ ઊગાડયું સમજવું. ( ભાગવત ). કંચન બાળ્યું–સોનાની લંકા બાળી. ( રામાયણ ). પથ્થર તાર્યા—રામે સેતુ બાંધતી વખતે. ( રામાયણ ). અંધે ભાળ્યું—મહાભારતની લઢાઇ થઇ રહ્યા પછી ધૃતરાષ્ટ્રના પુત્રસ્નેહની પરીક્ષા બતાવતાં થોડી વાર ધૃતરાષ્ટ્રને કૃષ્ણે દિવ્ય દૃષ્ટિ આપી આંબાનું વૃક્ષ બતાવ્યાની કથા છે.

૨ સનકાદિક ઇ૦—સનકાદિક ઋષિઓ વૈકુંઠમાં ગયા ત્યારે તેમને દ્વારપાળે ખાળ્યા તે ઉપરથી તેમને ક્રોધ થયો અને જય વિજય દ્વારપાળને શાપ દીધો કે 'તમે પૃથ્વીપર પડો.' ( કૃષ્ણ જન્મ ખંડ ). વિધિ ઇ૦—મહાજ્ઞાની વિધિ ( બ્રહ્માને ) અબોધ ( મૂર્ખ ) કર્યા.—તે પોતાની પુત્રી સરસ્વતીથી મોહ પામીને તેની પછવાડે દોડયા ત્યારે. નારી કર્યા નર—શિખંડિની નામે દ્રુપદની કન્યા શિખંડી નામે પુરૂષ થયો. ( મહાભારત ). નર કર્યા નારી.—વિદર્ભના રાજાએ અગસ્ત્ય ઋષિને કન્યા આપવાનું કહી પછી ભૂલથી તે કન્યા કોઈ રાજાને પરણાવી દીધી. પછી ઋષિએ આવી કન્યા માગી ત્યારે શાપભયથી પોતાના પુત્રને સ્ત્રીના અલંકાર પેહેરાવી કન્યાદાનમાં આપ્યો. ઋષિના તપ સામર્થ્યથી તે સ્ત્રી થઈ ગયો ( મહાભારત ). વૃષ્ણિવૃદ્ધ ઇ૦—વૃષ્ણિઓના વૃદ્ધ પૂર્વજ યયાતિ રાજા ભૃગુના શાપથી વૃદ્ધ થયો હતો તેણે પોતાની વૃદ્ધતા પોતાના પુત્ર પૂરૂને આપી તેની જુવાની પોતે લીધી હતી, અને તેથી પોતે તરૂણ થઇ પૂરૂ વૃદ્ધ થયો હતો. ( મહાભારત ).

## ઢાળ.

ધારી તરૂણતા ત્યમ વૃદ્ધતા, કર્યાં સજીવન બહુ મૃત્ય;
વૈકુંઠ પામ્યા પાડિયા, આપી અગત્ય ને ગત્ય. ૩
ધર્મને અધરમ ચલાવ્યો, સદ્‌ગુણ અધર્મિ ધાર્યા;
જે ના બચે તે બચાવ્યા, જે ના મરે તે માર્યા. ૪
હરિ ધર્મ ને અધરમ કર્યા ક્યહું કર્યા અધરમ ધર્મ;
પ્રભુ કર્મ ને અકરમ કર્યાં, વળી કર્યાં અકરમ કર્મ. ૫
બ્રહ્મમાં મળિયા કા'ઢિયા, ટાળિયા બ્રાહ્મણ શાપ;
ક્યહુ પાપ કીધાં પુણ્ય કૃષ્ણે, પુણ્ય કીધાં પાપ. ૬

---

૩ વૃદ્ધતા—પૂરૂ તરૂણનો વૃદ્ધ થયો. (મહાભારત). સજીવન ઇ૦—બભ્રુવાહને મારેલા અર્જુનને સજીવન કર્યો. ( અશ્વમેધ ) વૈકુંઠ પામ્યા પાડિયા—(જય વિજયને). આપી ઇ૦—અગત્ય ( અગતિ—મોક્ષ ન પામવા યોગ્ય અજામીલને ગત્ય ( ગતિ—સદ્‌ગતિ ) આપી.

૪ ધર્મને ઇ૦—ધર્મ ( યુધિષ્ઠિર )ને અધરમ ( અધર્મ માર્ગે ) ચલાવ્યો—'નરો વા કુંજરો વા' કહેવરાવીને ( મહાભારત ). સદ્‌ગુણ ઇ૦—અધર્મીના સદ્‌ગુણ ધાર્યા.—કુબ્જા. ગણિકા, પારધિ. વગેરેના. ( ભાગવત ). જે ઇ૦—પારધીથી હોલાંને, મહાભારતના યુદ્ધ વખત ટીંટોડીનાં બચ્ચાં ઉપર હાથીનો ઘંટ પડવાથી તે બચ્ચાંને, નીમામાં બિલાડાનાં બચ્ચાંને, ઇત્યાદિ ન બચે એવાંને બચાવ્યાં. ( મહાભારત ઇ૦ ). ના મરે ઇ૦—હિરણ્યકશિપુ વગેરેને માર્યા. ( ભાગવત ).

૫ હરિ ઇ૦—ધર્મને અધરમ ( અધર્મ )—બલિરાજાએ કરેલા ધર્મને અધર્મ જેવો ઠરાવી તેને પાતાળે ચાંપ્યો. ( ભાગવત ). ક્યહું ઇ૦—અધરમ ને ધર્મ કર્યો—કંસ. રાવણ. વગેરે અધર્મ કરનારના તે અધર્મને ધર્મ કર્યો-તેમને સદ્‌ગતિ આપી. ( ભાગવત ઇ૦ ). કર્મને ઇ૦—દક્ષ પ્રજાપતિ એ યજ્ઞકર્મ કર્યું તેના બદલામાં તેનું માથું બકરાનું થયું !! ( ભાગવત ). અકરમ કર્મ ઇ૦—ગોપીઓએ વ્યભિચાર રૂપ અકરમ ( અકર્મ-દુષ્કર્મ ) કર્યું તે તેમનું સત્કર્મ ગણાયું ! ( ભાગવત ).

૬ બ્રહ્મમાં ઇ૦—સૌભરિઋષિ બ્રહ્મવેત્તા હતા તેથી તે બ્રહ્મમાં મળેલા ગણાય, અને તેઓ જળમાં માછલાંનો રતિ સંયોગ જોઇને પાછા સંસારી

હરિ શૂન્ય ભાયગ સફળ કીધાં, મટાડયાં પ્રારબ્ધ;
મન પ્રકૃતિ વશ કરાવી, સુઅલબ્ધ કીધાં લબ્ધ. ૭
ઉત્તમ ન કરવો ગર્વ કો, હૈયાટવું ન પતિત;
દીન ભાવ પ્રીતમ દયાપ્રભુ, ભજતાં સર્વનું હિત. ૮

## પદ ૧૦૪ થું

શીખસમુચ્ચય કહું સુણ્ય સાર જી, જેથી રીઝે નંદકુમાર જી;
લાખ શીખની કહું એક શિક્ષા જી, કૃષ્ણ સેવવા વૈષ્ણવી દીક્ષા જી. ૧
દૃઢ શરણાગતિ દૃઢ વિશ્વાસ જી, હરિગુણ વૈષ્ણવ થાવું દાસ જી;
ભગવદી લહી કરવો સતસંગ જી, દોષ ન જોવા સાચો રંગ જી. ૨

---

થયા. ( મહાભારત ). ટાળિયા ૪૦—બ્રાહ્મણ ( દુર્વાસા ) નો અંબરીષને થયેલો શાપ ટાળ્યો. ( ભાગવત ). કયહું પાપ ૪૦—અર્જુને કુટુંબવધરૂપી પાપ કર્યું તેને કૃષ્ણે પુણ્ય કર્યું–ઠેરવ્યું. (મહાભારત). પુણ્ય ૪૦—ભરત મુનિએ હરિણીના ગર્ભને બચાવવા રૂપ પુણ્ય કર્યું તેને પાપ ઠરાવ્યું. ( બે જન્મ લેવા પડયા એ પાપનુંજ ફળ છે ! –ભાગવત .

૭ હરિ શૂન્ય ભાયગ ૪૦—હરિએ શૂન્ય ભાયગ (ભાગ્ય)–ભાગ્યશૂન્ય પુરૂષોને સફળ કર્યા–સુદામાને સમૃદ્ધિ આપા ૪૦–(ભાગવત). મટાડ્યાં ૪૦—વાલ્મીકિ જેવાનાં પ્રારબ્ધ (પૂર્વ કર્મનાં ફળ) મટાડ્યાં. (રામાયણ). મન ૪૦—હનૂમાન વાનર હોવાથી સ્વભાવેજ તેનું મન અને પ્રકૃતિ ચપળ તેને ગંભીર અને ઠરેલ કર્યાં. સુઅલબ્ધ ૪૦—સુઅલબ્ધ (અત્યંત અલબ્ધ–ન મળી શકેલાં) એવાં લબ્ધ ( મળેલાં ) કર્યાં. સાંદીપિની ઋષિનો મરી ગયેલો પુત્ર અતિ અલભ્ય હતો તેને કૃષ્ણે આણી આપ્યો. ( ભાગવત ).

૮ હૈયાટવું–હિમ્મત હારી જવી. પતિત ( પતિતે)–ધર્મભ્રષ્ટ થયેલાએ–પાપીએ. દીન ભાવ–દીન ભાવે.

૧ શીખ સમુચ્ચય—શીખામણનો સમુદાય. વૈષ્ણવી દીક્ષા–( ધારણ કરવી ). દૃઢ શરણાગતિ ( શરણે આવવું ) અને દૃઢ વિશ્વાસ–( રાખવાં ). હરિગુણ–( ગાવા ). વૈષ્ણવ ૪૦–વૈષ્ણવના દાસ થવું.

૨ લહી–ઓળખીને. દોષ ૪૦–દોષ ન જોવા પણ તેનો સાચો રંગ જોવો

## ઢાળ.

રંગ રાખી રટવું નિરંતર, શ્રીકૃષ્ણ નામ પવિત્ર;
દીનતા ભાવે ગાન કરવાં, કેવળ કૃષ્ણ–ચરિત્ર. ૩
સહુ ભૂત ઉપર દયા, સહુ ઇંદ્રિય સુપથ સંતોષ;
રતિ કૃષ્ણપતિમાં રાખવી, મતિ ગુરૂચરણ નિર્દોષ. ૪
દુઃસંગ દુષ્કૃતિ નાસવું, કામાદિ રિપુથી દૂર;
દુઃખસુખ લાભ અલાભ સમ, હરિરૂપ રાખવું ઉર. ૫
અહંકાર આળસ ટાળવું, ગુરૂવચન પૂર્ણ પ્રતીત;
પાખંડ અસદાલાપ, કોઈ જીવ દુખાતાં ભયભીત. ૬
ચો જયંતી ચોવીશ એકાદશી જાગ્રણયુક્ત;
વૈષ્ણવ પૃથા નીતિ ચાલવું, ઉર અમળ જીવનમુક્ત. ૭
લૌકીક વૈદિક ત્યાગ દ્રઢ, આશ્રય અનન્ય વ્રજેશ;
જન દયાપ્રીતમ કૃષ્ણ રૂચિ, સાધવી વૈષ્ણવ વેષ. ૮

---

૪ ભુત–પ્રાણી. સહુ ઇ૦–સઘળી ઇંદ્રિયો સુપથ ( સારે રસ્તે ) વિષય મેળવીને સંતોષ પ્રાપ્ત કરે. રતિ ઇ૦–કૃષ્ણપતિ ( કૃષ્ણ એજ પતિ )માં રતિ ( પ્રીતિ ) રાખવી, અને ગુરૂના ચરણમા નિર્દોષ ( દોષબુદ્ધિ રહિત ) મતિ ( બુદ્ધિ ) રાખ.

૫ દુઃસંગ ઈ––દુઃસંગ, દુષ્કૃતિ અને કામાદિ રિપુથી દૂર નાસવું. ( કામ ક્રોધ, લોભ, મદ, મોહ, મત્સર, એ છ રિપુ–શત્રુ કહેવાય છે ). દુઃખ સુખ ઇ૦ સમાન રાખવાં. " सुखदुःखेसमेकृत्वालाभालाभौजयाजयौ "—ગીતા.

૬ પાખંડ ઇ૦—પાખંડ અને અસદાલાપ—નઠારાં વચન ( તજવાં ); ભયભીત–( થવું ). ૭ ચો ઈ૦–ચો ( ચાર ) જયંતી ( જન્મતિથિ—કૃષ્ણજયંતી, નૃસિંહજયંતી, વામનજયંતી, અને વલ્લભજયંતી ), બાર માસની ચોવીશ એકાદશી જાગ્રણ ( જાગરણ ) યુક્ત ( પાળવી ). વૈષ્ણવ ઇ૦–વૈષ્ણવના પૃથા–સંપ્રદાય અને નીતિ પ્રમાણે ચાલવું એમ કરવાથી ઉર ( મન ) અમળ ( નિર્મળ ) થશે અને જીવન્મુક્ત થવાશે.

૮ લૌકિક–લોકસંબંધી. વૈદિક–વેદમાં કહેલો. બન્ને ત્યાગ દ્રઢ રાખવા. વૈષ્ણવવેષ—વૈષ્ણવનો વેષ રાખીને.

## પદ ૧૦૫ મું.

ગુરૂ એક સંશય મારે મન જી, શ્રીહરિ સરખા ભગવદી જન જી;
ભજવા કો'છો દોષ ન જોવો જી, ક્યમ સંભવે ? સંદે' ખોવો જી. ૧
સંત વિષે કહ્યું દોષ ન હોય જી, સદોષ સાધુ ન કા'વે કોય જી;
સુણી ગુરૂ બોલ્યા છે ત્યાં એવું જી, શાસ્ત્રે ભાખ્યું કહ્યું તે જેવું જી. ૨

### ઢાળ.

જેવું કહ્યું તેવું ખરૂં પણ, સૂક્ષ્મ સમજણ એક;
છે સમજ્યાથી સંદે' ટળે, ઉર હોય વિમળ વિવેક. ૩
પ્રભુ પૂર્ણ સંગી પૂર્ણ હોય, પૂરણપણે મદ થાય;
મદસૂદન માધવ બિરદ છે, ગુણ દોષ સહુ થઈ જાય. ૪
ન્યૂનતા વણ નવ દીનતા, દીનતા વિના ન કૃપાય;
ન્યૂનતા ન હોય મુજ દાસમાં, તેનો કરવો કાંઇ ઉપાય. ૫
એમ વિચારી હરિભક્તમાં, નિજ ઇચ્છાકૃત ધર્યો દોષ;
તે જોઈ દીન બીન્યા રહે, બાકી ખરા સદ્‌ગુણકોષ. ૬
પૂછીશ એવું કર્યું ક્યહું હરિ, તે પણ કહું સુણ્ય ગાથ;
દેવને વાનર ગોપ કરી, રાખ્યા નિકટ શ્રીનાથ. ૭
રાખત વિબુધ રૂપે કદા તો, આવતજ અભિમાન;
સમજત ન કરૂણા દયાપ્રભુ, માનત અમો ગુણવાન. ૮

## પદ ૧૦૬ ઠું.

સદ્‌ગુણ સઘળા જેમાં હોય જી, કૃષ્ણ વિના વલ્લભ નહિ કોય જી;
તે જનમાં કોઇ દોષ દેખાય જી, તે સમજવો હરિઇચ્છાય જી. ૧

---

૩ છે.–એક છે. ( ઉપલી લીટીના છેલ્લા શબ્દ સાથે અન્વય ). ૪ ગુણ ૰૦—તેથી તેના સહુ ગુણ દોષ ( રૂપ ) થઈ જાય.

૭ પૂછીશ—તું પૂછશે કે વાનર ૰૦–રામાવતારમાં દેવનેજ વાનર કરીને પોતાની સાથે રાખ્યા હતા તથા કૃષ્ણાવતારમાં ગોપ કરીને રાખ્યા હતા તે તેમને અભિમાન ન થવા માટેજ.

૮ સમજત ૰૦–અને તે ( દેવો ) દયાના પ્રભુની કરૂણા સમજત નહિ અને એમ માનત કે અમો ગુણવાન છીએ.

કાજળ ટપકું રૂપી સુતગાલે જી, માત કરેછે જ્યમ ઉરવા'લે જી;
લઘુ લાંછનથી રક્ષણ બાળ જી, ત્યમ નિજજન જાણે ગોપાળ જી. ૨

ઢાળ.

ગોપાળધૃત કાંઇ અવગુણ તે, સમજવો એણી પેર;
નહિતો અમિત અવગુણ ભર્યા, જન ઘણા ઘેરઘેર. ૩
તે કર્યો કૃષ્ણ ન માનવો, જે જત્ન કરતાં જાય;
હરિ મૂકયો દોષ મટે નહિ, કરતાં અનેક ઉપાય. ૪
તે દોષ હરિજનનો લખી, નિંદા ન કરવી કોય;
પ્રભુ ધર્યાં તે ક્ષણમાં હરે, નારકી નિંદક હોય. ૫
સહુ દોષનૃપ એ દોષ જોવા, દોષ ભગવદી જન;
નહીં પ્રાયશ્ચિત, ભોગે ટળે, વા કરેથી પરસન્ન. ૬

---

૨ કાજળ ઇ૦–રૂપી( રૂપાળા )સુત (છોકરા ) ને ગાલે માત ઉર ( મનમાં ) વા'લે ( વાહાલ લાવીને ) કાજળનું ટપકું કરેછે તેનો હેતુ એવો હોય છે કે, લઘુ ( નાના ) લાંછનથી બાળનું રક્ષણ થાય ( તેને કદરૂપો–મેલો જાણી તેનાપર કોઇ નજર ન નાખે–તેને કોઈની નજર લાગે નહિ ). ત્યમ ઇ૦–ગોપાળ ( હરિ ) પણ નિજ ( પોતાના ) જનને તેમ જાણે છે. અર્થાત્ પોતાના બાળકતુલ્ય ગણી તેમના બધા ઉત્તમ ગુણોમાં એકાદ લાંછનરૂપ ખોટો ગુણ મૂકી દેછે કે જેથી તેઓને પણ નજર લાગે નહિ. ( કહે છે કે "જે અતિ વખણાય તે વેહેલો મરે" "જેનો અહીં ખપ તેનો ત્યાં પણ ખપ" ).

૩ ગોપાળધૃત ઇ૦–ગોપાળે ( હરિએ ) ધૃત ( ધારણ કરેલો–મૂકેલો ) કાંઇ અવગુણ હોય તે એમ સ્વેચ્છાકૃત લાંછન રૂપ સમજવો ( સદ્ગુણી અને કૃષ્ણવલ્લભ ભક્ત શિવાય બીજાના અવગુણ જોઈને તે પણ એમ ઉપેક્ષા કરવા યોગ્ય ન સમજવા). નહિતો ઇ૦–જો એમ ધારીએ તો અમિત (અપાર) અવગુણથી ભરેલા જન ઘેરઘેર છે ( તેમના અવગુણની પણ ઉપેક્ષા કરવી પડે )!

૪ ત્યારે કયા અવગુણ હરિએ મૂકેલા છે અને કયા મનુષ્યે પોતાના દોષથીજ ધારણ કરેલા છે તે વિષે કહેછે કે:–તે ઇ૦–સ્પષ્ટછે.

૫ લખી—જોઇ. હરિએ મુકેલો પણ તે દોષજ કહેવાય અને તેથી તે નિંદાપાત્ર છે એમ કહેશો તો: નિંદા ઇ૦—કોઈએ તેની નિંદા કરવી નહિ; કેમકે હરિએ જે દોષ મૂકયા છે તે હરિ ક્ષણમાં હરી શકે છે–અને નિંદક નારકી( નરકે જનાર ) થાય છે.

૬ સહુ ઇ૦—ભગવદી જનના દોષ જોવા એ દોષ સહુ દોષનો નૃપ ( રા-

સહુ વેષ વૈષ્ણવ પૂજવો, હોય જ્ઞાની વા અજ્ઞાન;
જેમ ગમે તેવી ગાય પણ, ફળ તોષ દોષ સમાન. ૭
શુભ ગુણી સાધુ સેવીએ, તે ધર્મનું સેવન;
હરિબા'નું કેવળ અર્ચવું, તે દયાપ્રભુ અર્ચન. ૮

## પદ ૧૦૭ મું.

એવું બોલ્યા શ્રીગુરૂ સ્વામી જી, કર જોડી શિષ્યે કહ્યું શીર નામી જી;
સંશય સઘળા મારા ટળિયા જી, પરમ કૃપાળુ ગુરૂ મુને મળિયા જી. ૧
કૃતકૃત્ય છું આપ પ્રતાપ જી, ટળ્યાં સઘળાં પાપ સંતાપ જી;
મુજ ઇશ્વિર છો શ્રીગુરૂ દેવા જી, મારે અધિકી હરિ તમ સેવા જી. ૨

ઢાળ

સેવા તમારી કર્યાથી, શ્રીકૃષ્ણ સહજ પ્રસન્ન;
થાશેજ શાસ્ત્ર શ્રુતિ કહેછે, સહિત મારૂં મન. ૩
દુઃસંગી વચળ્યો દુરાગ્રહી, મુજ સમ અધમ નહિ કોય;
તે કૃતારથ મુજને કરે, વણ આપ એવું કોય. ૪

---

ન ) છે; એ દોષનું પ્રાયશ્ચિત્ત (નિવારણ કરવાનો વિધિ) નથી; એ દોષ તો ભોગે (તેનું ફળ ભોગવી છૂટવાથી) અથવા જેના દોષ જોયા હોય તેને પરસન (પ્રસન્ન) કરવાથી ટળે.

૭ સહુ ઇ૦—વૈષ્ણવના દોષ ન જોવા; વેષ માત્ર પૂજવો—વૈષ્ણવનું ચિન્હ ધારણ કર્યું હોય તેટલા ઉપરથી તેને પૂજવો. ફળ ઇ૦—ગાય ગમે તેવી હોય તથાપિ તેને પૂજવાનું ફળ, તેના દૂધ વગેરેથી તોષ (સંતોષ), અને તેને હણવા વગેરેથી થતો દોષ, એ સૌ સમાનજ છે.

૮ સાધુના ગુણ જોઇને તેને પૂજવો અને વેષ માત્ર જોઇને પૂજવો એમાં તફાવત બતાવે છેઃ-શુભ ઇ૦—ગુણ જોઇને પૂજવો એ ધર્મનું સેવન છે (હરિનું નહિ); અને હરિબાહાનું (વેષ માત્ર) પૂજવો એ હરિનું અર્ચન છે.

૨ કૃતકૃત્ય—સફલાર્થ-જેનો અભિવાંચ્છિત અર્થ સિદ્ધ થયો છે એવો. અધિકી ઇ૦—હરિની સેવા કરતાં મારે તમારી સેવા કરવી એ અધિક છે.

૩ સહિત ઇ૦—મારા મન સહિત શ્રુતિ અને શાસ્ત્ર કહે છે. ૪ ગુરૂનો ઉત્કર્ષ બતાવવામાટે શિષ્ય પોતાની અધમતા સૂચવે છેઃ દુઃસંગી ઇ૦—સ્પષ્ટ છે. વચળ્યો—વચળેલો.

અલ મિમાંસા વેદાંત સાંખ્યશુ ન્યાય વૈશેષિક;
સહ પાતાંજલ ષટ્ શાસ્ત્ર, હસ્તામલક સહિત વિવેક. ૫
ઐશ્વર્ય વીર્ય સુયશ, શ્રી છે જ્ઞાન ને વૈરાગ્ય;
આપમાં સહુ પરિપૂર્ણ, ભક્તિ પ્રેમ હરિઅનુરાગ. ૬
શ્રુતિ સ્મૃતિ પુરાણ ને મહાભારત, આદિ આપી પ્રમાણ;
સંશય કલિલથી કાઢિયો, મહામૂઢ અધમ અજાણ. ૭
નથી કશું પ્રત્યુપકારને, કરૂં કોટિ કોટિ પ્રણામ;
જન દયાપ્રીતમ દેખાડયા, શ્રીકૃષ્ણ પૂરણકામ. ૮

## પદ ૧૦૮ મું.

રસિકવલ્લભ આ શુભ ગ્રંથ જી, વર્ણન કીધો પુષ્ટિપંથ જી;
પૂર્ણ કરાવ્યો ગુરૂ ગોવિંદ જી, દૈવી જન દેવા આનંદ જી. ૧
રસિક જનને વલ્લભ લાગે જી, સઘળા સંશય સુણતાં ભાગે જી;
કહ્યા પ્રમાણે આચરણ કરશે જી, તે વ્રજવલ્લભ પ્રભુને વરશે જી. ૨

---

૫ ગુરૂની પ્રશંસા કરે છે, અલ ઇ૦—અલ ( અલમ્—પરિપૂર્ણ ). પરિપૂર્ણ મિમાંસા શાસ્ત્ર, વેદાંત, સાંખ્યશાસ્ત્ર સહિત ન્યાય ( ગૌતમપ્રણીત ). વૈશેષિક ( કણાદપ્રણીત ) અને સહ પાતંજલ ( યોગશાસ્ત્ર સહિત ), ષટ્ શાસ્ત્ર ( એ ૭ શાસ્ત્ર ) વિવેક ( તત્વનિર્ણય ) સહિત તમને હસ્તામલક ( હાથમાંનું આમળું જેમ ચારે પાસથી બરાબર જણાય છે તેમ, અથવા હાથમાનું અમલ —નિર્મળ કં—પાણી જણાય છે તેમ ) જણાય છે.

૬ વળી તમારામાં છ ઐશ્વર્ય છે, તેથી તમે ભગવાન્ છો, એમ જણાવતો શિષ્ય તે છ ઐશ્વર્ય કહે છેઃ ઐશ્વર્ય ઇ૦—તમારામાં ઐશ્વર્ય ( ઇશ્વરતા ), વીર્ય ( બળ ), સુયશ, શ્રી ( લક્ષ્મી—શોભા-કાંતિ ), જ્ઞાન, વૈરાગ્ય છે. " ऐश्वर्यस्यसमस्तस्यधर्मस्ययशसःश्रियः ज्ञानवैराग्ययोश्चैवषण्णांभगइतिस्मृतः " " સમસ્ત કાર્ય માત્રનું ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય, એ છના સમુદાયને 'ભગ' કહે છે એનેજ ' ષડૈશ્વર્ય ' કહે છે. અનુરાગ—પ્રીતિ.

૭ કલિલ-ગહન-જેમાંથી નીકળી શકાય નહિ એવું. ૮ નથી ઇ૦—પ્રત્યુપકારને ( તમારા કરેલા ઉપકારનો બદલો વાળવાને ) મારી પાસે કશું નથી, માટે તમને હું કોટિકોટિ પ્રણામ માત્ર કરૂં છું. ૧ વર્ણન કીધો-જેમાં વર્ણન કીધો.

## ઢાળ.

વરશે હરિ ઠરશે વૃંદાવન, અચળ લીલા માંય;
શ્રીરાધિકાવર ગોપિકા સંગ, રાસ ખેલે જ્યાંય. ૩
સહુ પાપ મહાસંતાપ શમશે, થશે નિત્યાનંદ;
મન કર્મ વચન નિષ્કપટ ભાવે, સેવતાં ગોવિંદ. ૪
શ્રીનર્મદાતટ ચંડિપુરી, શ્રીશેષશાયી નિવાસ;
ત્યાંનો નિવાસી કવિજન, શ્રીકૃષ્ણકેરો દાસ. ૫
શ્રીવંત ભટ સાઠોદરા, દ્વિજ જ્ઞાતિ નાગર વંશ;
પ્રભુરામસુત કવિ દયાશંકર નામ, શ્રીહરિઅંશ. ૬
શક અષ્ટાદશ ચોરાશી શ્રાવણ, એકાદશી ગુરૂવાર;
છે અમળ પક્ષોત્સવ દિવસ, આ ગ્રંથશાંતિ સાર. ૭
શ્રીગોપીપતિ ! જન દયાનો, નિજ જાણી ઝાલો હાથ;
દૃઢ પ્રેમભક્તિ આપની, આપો ધરો પદ માથ. ૮
પ્રતિપદ ચરણ દશ એવાં પદ મે, અષ્ટોત્તર શત કીધ;
શ્રીનાથજી કરૂણા કરી એ, કરજો ગ્રંથ પ્રસિદ્ધ. ૯

**સમાપ્ત.**

---

૫ ચંડિપુરી–ચાણોદ. જ્યાં શ્રી શેષશાયી નારાયણનો નિવાસ છે. (ચાણોદમાં શેષશાયીની મૂર્તિ છે). ૬ શ્રીહરિઅંશ–ચૈતન્યરૂપે. ૭ અમળપક્ષ–શુદ પખવાડિયું. ઉત્સવદિવસ–હરિનો ઉત્સવ થવાનો દિવસ. ગ્રંથશાંતિ–ગ્રંથની સમાપ્તિ.

૮ માથ–માથે. ૯ પ્રતિપદ ઇ૦—પ્રતેક પદમાં દશ ચરણ (કડીઓ) એવાં મેં અષ્ટોત્તરશત (એકસો આઠ) પદ કીધ (કર્યાં છે). દરેક પદમાં પહેલાં ચોપાઇના દરેક ચરણને છેડે 'જી' ઉમેરીને ચાર ચાર લીટીઓ છે તે દરેક લીટીને દયારામે એક ચરણ ગણ્યું હોય એમ સમજાય છે. મતલબ કે, 'પ્રાસ અને અનુપ્રાસ' વાળાં બે બે ચરણને એક કડી (અથવા દયારામના કહેવા પ્રમાણે 'ચરણ') તેમણે માન્યું હોય એમ જણાય છે. અને એ હિસાબે પ્રથમના ચાર અનુપ્રાસ તથા ઢાળના ૭ અનુપ્રાસ મળીને દશ ચરણ થાય છે. ગ્રંથ પ્રસિદ્ધ થવા માટે કવિ હરિની પ્રાર્થના કરે છે: શ્રીનાથજી ઇ૦—સ્પષ્ટ છે. પોતાનો ગ્રંથ પ્રસિદ્ધ થવાની કવિને ( ગ્રંથકારને ) કેટલી ઉત્કંઠા હોય છે તે આ ઉપરથી જણાઇ આવેછે. દયારામનો આ ગ્રંથ કેવળ અનન્યભક્તિનો બોધક છે. તેણે ઠેકાણે ઠેકાણે બીજા દેવોને ન નમવા રૂપ બોધ કર્યો છે તે અનન્ય ભક્તિની પુષ્ટિને અર્થે છે.

# पुष्टिपथरहस्य ग्रंथ.

## दुहा.

શ્રીગુરૂ શ્રીવલ્લભ પ્રભુ, શ્રીવિઠ્ઠલ શ્રીકૃષ્ણ;
પદપંકજ વંદન કરૂં, પૂર્ણ કરો મન તૃષ્ણ. १
ગ્રંથ પુષ્ટિપથરહસ્ય હું, રચું લઘુ વિસ્તાર;
પ્રમાણ ભાગે મનની, જડે સારનો સાર. २
મારગ બીજા પણ ઘણા, ત્યાં સાધનનું કામ;
અંગી જીવ કેવળ કૃપા, તે પથ પુષ્ટિ નામ. ३
શ્રીજીના શ્રીઅંગથી, પ્રકટી પુષ્ટિ સ્પષ્ટ;
પ્રભુ પ્રાપ્તિ ગુરૂકૃપાથી, ન મળે સાધન કષ્ટ. ४
જે સાધન છે તેજ ફળ, સેવા શ્રીવ્રજભૂપ;
પુરૂષોત્તમ પ્રભુ આ પથે, તેજ થયા ગુરૂ રૂપ. ५
શ્રીવલ્લભ શ્રીવીઠ્ઠલ, શ્રીકૃષ્ણ વસ્તુતા એક;
પણ શ્રીજી સહજે મળે, તે શીખવું વિવેક. ६
એક રૂપ ગોવિંદ ગુરૂ, પણ ગુરૂ અધિક પ્રતાપ;

---

૨ લઘુ વિસ્તાર—અલ્પ વિસ્તારથી. ૩ અંગી—અંગથી (અવયવથી )થયેલા જીવો જેમાં ( બીજા સાધન વિના ) કેવળ હરિની કૃપાથીજ હરિને પામેછે તેનું નામ પુષ્ટિપથ છે.

૪ અંગથી-નિજ અંગથી. પ્રભુ ઇ૦—જેમાં ગુરૂની કૃપાથી ( કૃપા માત્રથી ) પ્રભુની પ્રાપ્તિ થાય છે, પણ કષ્ટ આપનારાં સાધન કર્યે પ્રભુ મળતા નથી. અથવા જેમાં સાધન રૂપી કષ્ટ ન મળે ( હોતું નથી ).

૫ જે ઇ૦—આ પથના ભક્તોને શ્રી વ્રજભૂપની સેવા એજ ફળ છે ( કેમકે તેઓ બીજું કાંઈ ઇચ્છતા નથી ) અને એ ફળ પ્રાપ્ત કરવાનું સાધન પણ તેજ ( વ્રજભૂપની સેવા ) છે. એવી રીતે સાધન અને ફળ એકજ હોવાથી આ માર્ગમાં સાધન કરતાંજ ફળની પ્રાપ્તિ થાય છે એ બીજા માર્ગ કરતાં વિશેષ છે. વળી આ પથે ( માર્ગમાં ) શ્રી પુરૂષોત્તમ પોતેજ ગુરૂરૂપ થયા છે.

પુનિત દર્શ ગોવિંદનું, શ્રીગુરૂ દર્શ સપાપ. ૭
અતિપ્રયત્ન વણ પ્રાપ્તિ નવ, પુરૂષોત્તમની થાય;
તે શ્રીવલ્લભ શરણથી, સહજે સઘ પમાય. ૮
રાજાને રાજી કરે, એ બળ કદા ન દીન;
સ્વલ્પ સિફારસ રાણીથી, સહજ મતિ આધીન. ૯
આત્મા શ્રીજીનો સદા, મુખ્ય સ્વામિની જેહ;
તે સ્વયં શ્રીવલ્લભ થયા, ધર્યો પુરૂષનો દેહ. ૧૦
અતિ વલ્લભ શ્રીકૃષ્ણને, માટે વલ્લભ નામ;
કૃપા ઇહાંની વણ કદા, નવ રીઝે ઘનશ્યામ. ૧૧
શ્રીવલ્લભ આશ્રય વિના, સાધન ધર્મ અશેષ;—
સાધે હરિ કેવળ ભજે, લીલામાં ન પ્રવેશ. ૧૨
જે ઉપર અતિ અનુગ્રહ, અંતરમાં વૃજરાય;
શ્રીવલ્લભ શરણાગતિ, તેને દૃઢ થઈ જાય. ૧૩
શ્રીમહાપ્રભુ સંબંધ વણ, કશું નહીં ફળ દાય;
પુષ્ટસૃષ્ટિની રીત એ, જગનો જૂદો ન્યાય. ૧૪
શ્રીકૃષ્ણઃ શરણં મમ, મંત્ર શાસ્ત્રમાં સ્પષ્ટ;
મા'પ્રભુ મુખસંબંધ વણ, નહિ ફળ દાતા પુષ્ટ. ૧૫
શ્રીગોસ્વામીજી લખ્યું, નથી વદનની વાત;
તેજ પ્રમાણે ગ્રંથ પણ, ફલદ મહાપ્રભુ જાત. ૧૬

---

૭ ગોવિંદ કરતાં ગુરૂમાં વિશેષ માહાત્મ્ય બતાવે છે: શ્રી ગુરૂ ઇ૦—ગોવિંદનાં દર્શન તો પુનિત ( પવિત્ર )નેજ થાય છે પણ ગુરૂનાં દર્શન તો પાપીને પણ થાય છે.

૯ એ બળ ઇ૦—એ બળ કદા ( પણ ) દીન હોતું નથી–એ બળ મોટું છે અર્થાત્ રાજાને રાજી કરવામાં ઘણો શ્રમ કરવો પડે છે. ૧૧ ઇહાંની—એમની ( શ્રીવલ્લભની ).

૧૨ સાધે ઇ૦–બીજાં બધાં સાધન અને ધર્મ સાધવાથી કેવળ હરિનીજ પ્રાપ્તિ થાય છે, તેમની રાસલીલામાં તેનો પ્રવેશ થઈ શકતો નથી. ૧૪ જગનો ઇ૦—જગતના બીજા ધર્મવાળા મનુષ્યોમાં કાંઈ એમ નથી.

૧૫ શ્રીકૃષ્ણ ઇ૦—શ્રીકૃષ્ણ એજ મને શરણદાતા છે. મુખસંબંધ–મુખથી શ્રવણ કરવો. ૧૬ ફલદ ઇ૦—શ્રી મહાપ્રભુથી ઉત્પન્ન થયેલો–તેમણે રચેલો ગ્રંથ ફલદ ( ફળ આપનાર ) છે.

શ્રીમદાચાર્ય મહાપ્રભુ, શ્રીપુરૂષોત્તમ આપ;
કુળ સઘળું તદ્રૂપ છે, સમાન સમજ પ્રતાપ. ૧૭
તારતમ્ય ભાસે તદા, પ્રભાવ કયમ કે' કોઈ;
સમજાવું દષ્ટાંતથી, સંશે' નાખો ખોઈ. ૧૮
શ્રીયમુના વ્રજ ઘાટ બહુ, વસ્તુ એક અનૂપ;
એ વિવેકથી સમજીએ, શ્રીવલ્લભ સહુ રૂપ. ૧૯
પિતા સરીખો પુત્ર નહીં, કોણ રંક કો ભૂપ;
શ્રીવલ્લભના વંશમાં, સહુ શ્રીવલ્લભ રૂપ. ૨૦
પ્રતિમા પુરૂષોત્તમ કરે, કરે જીવ ને સંત;
શ્રીવલ્લભકુળ સર્વ છે, ભર્યા ભક્તિ ભગવંત. ૨૧
શ્રીજી શ્રીસ્વામિની સહિત, લલિતાદિક સહુ રૂપ;
શ્રીમહાપ્રભુમાં સમજવું, શ્રીમહાપ્રભુ તદ્રૂપ. ૨૨
શ્રીજી મુખ, દગ સ્વામિની, નાસા શ્રીગોસ્વામિ;
મુખમંડળ શ્રીમહાપ્રભુ, યુગ પદપદ્મ નમામિ. ૨૩
શ્રીવલ્લભ શ્રીજીજ છે, અધિકા પણ કે'વાય;
શ્રીજી મોટા સરવથી, જેના આપ્યા જાય. ૨૪
દામોદર દાસે કહ્યું શ્રીગુસાંઇજી પ્રત્યે;
દાન વડું (કે) દાની વડા, શ્રીવલ્લભ વર સત્ય. ૨૫

---

૧૮ તારતમ્ય ઈ૦-જો તરતમપણું-ઓછા વત્તાપણું માલમ પડે તો તેને કોઇ મનુષ્ય પ્રભાવ-મહિમા કેમ કહેશે? ૨૨ લલિતાદિક (લલિત્યાદિક-સુંદરતા વગેરે).

૨૩ દગ-નેત્ર. નાસા—નાક. યુગ ઈ૦—યુગ (બન્ને) પદપદ્મ (ચરણ-કમળ)ને નમામિ (પ્રણામ કરૂં છું).

૨૪ અધિકા શામાટે તે સ્પષ્ટ કરેછે: શ્રીજી ઈ૦—સર્વથી મોટા જે શ્રીજી તે પણ જેના આપ્યા બીજાની પાસે જાય છે-બીજાને પ્રાપ્ત થાય છે.

૨૫ એ વાત ઇતિહાસથી સમર્થિત કરે છે: દામોદર ઈ૦— દામોદરદાસ નામે ભક્તે શ્રી ગુસાંઈજી પ્રતિ કહ્યું કે દાન મોટું કે દાની (દાન આપનાર) મોટો? દાની ગુરૂ છે અને તે શ્રીકૃષ્ણના સ્વરૂપનું દાન આપે છે. દાન વસ્તુ

શ્રીવલ્લભકુળનું કર્યું, સઘળું ભાવે કૃષ્ણ;
સોંપ્યાથી સાધન વિના, સઘળી પૂરે તૃષ્ણ. ૨૬
કૃપાપાત્ર મા'પ્રભુ તણો, કરે કૃષ્ણ ત્યાં રક્ષ;
અમિત દોષ અક્ષમ ક્ષમા, કરે નિજાધિક પક્ષ. ૨૭
જો છે મા'પ્રભુ દૃઢાશ્રય, શુભ કૃતિ કશી ન અન્ય;
તેને સહુ ફળ વણશ્રમે, શ્રીહરિ માને ધન્ય. ૨૮
જેને શ્રીમા'પ્રભુ તણો, સહુ વાતે વિશ્વાસ;
તેને કદા ન શોચવું, સહજે સહુ ફળ પાસ. ૨૯
અષ્ટાક્ષર પંચાક્ષર સભાગવત ગ્રંથ સહિત;
શ્રીવલ્લભના નામમાં, જો છે પૂર્ણ પ્રતીત. ૩૦
વ્રજ સંબંધી સહુ વસ્તુસહ, કૃષ્ણ, રાધિકા રાણી;
શ્રીવલ્લભના નામમાં, સહુ આવ્યું વર વાણી. ૩૧
હૃદય ધ્યાન શ્રીકૃષ્ણ છબી, ધરે વદે મુખ નામ;
શીઘ્ર ફળે કેવળ રટણ, થાય અખંડે કામ. ૩૨
શ્રીવલ્લભ શ્રીવલ્લભજ, વિના ધ્યાન મુખ ગાય;
સ્વેચ્છાએ તેને હૃદે, શીઘ્ર આવે વ્રજરાય. ૩૩
કૃષ્ણ નામથી અધિક શ્રીવલ્લભ ભાસે નામ;
ત્યાં ચિંતન છબી ચિત્ત વસે, ઇહાં ન ચિંતન કામ. ૩૪

---

કરતાં દાન આપનાર શ્રેષ્ઠ એ પ્રસિદ્ધજ છે માટે કૃષ્ણ કરતાં પણ વલ્લભાચાર્ય શ્રેષ્ઠ છે, એમ કહેવાનો અભિપ્રાય છે.

૨૭ મહાપ્રભુ-ગોસાંઇજી. અમિત-અમાપ. અક્ષમ-ક્ષમા ન થઈ શકે એવા. નિજાધિક-પોતાના કરતાં પણ વધારે. ૨૮ વણશ્રમે-( પ્રાપ્ત થાય ). તથા શ્રીહરિ તેને ધન્ય માને.

૩૦ અષ્ટાક્ષર-श्रीकृष्ण शरणंमम. પંચાક્ષર-नमःकृष्णाय. જો ઈ૦-જો પૂર્ણ પ્રતીત ( વિશ્વાસ ) હોય તો. અથવા,-પૂર્ણ પ્રતીતથી જો.

૩૧ વર વાણી-એવી વર ( શ્રેષ્ઠ પુરૂષોની ) વાણી છે. ૩૪ ત્યાં ઈ૦-કૃષ્ણનું તો ચિંતન કરવાથી તેની છબી ચિત્તમાં વસે છે પણ અહીં ( શ્રીવલ્લભમાં ) તો ચિંતનનું કામ નથી. અર્થાત્ કેવળ નામોચ્ચાર કરવાથીજ છબી હૃદયમાં વસે છે.

કાયિક વાચિક માનસિક, સાંસાર્ગિક અકથિત પાપ;
ભસ્મીભૂત તતકાળ ઇક, વલ્લભ નામ પ્રતાપ. ૩૫

## છંદ રસાવલી.

શ્રીવલ્લભ લે નામ, તેજ સેવા હરિ માને;
કૃષ્ણાધર અમૃતનો, સ્વાદ પ્રાપ્ત શ્રમ ના'ને. ૩૬
વશ તેને વ્રજરાય સ્ફુરે ભક્તિ મારગ સહુ;
સેવારસનો સ્વાદ અનાયાસે પામે બહુ. ૩૭
લીલાસહ શ્રીનાથ વસે હૃદયામાં આવી;
ઇપ્સિત પૂરણ કામ ગમે હરિલીલા ગાવી. ૩૮
શ્રીવલ્લભ નામમાં શુભકૃતિ સર્વે આવી;
જાપક જન પદરેણુ, વિશ્વપાળને બતાવી. ૩૯
સહસ્ર નામ શ્રીકૃષ્ણ, એક શ્રીવલ્લભ કેરૂં;
શ્રીહરિ ઇચ્છા કહ્યું સુકૃત દશશતનું દેરૂં. ૪૦
શ્રીગુરૂ ભક્ત ભગવંતાદિક મહાપ્રભુ સહુ સંભવ;
શ્રીવલ્લભ નામમાં સર્વ છે સંશય નહિ લવ. ૪૧

"सबको प्रिय सबको सुखद हरि आदिक सब धाम;
ब्रजलीला सब स्मरन श्रीवल्लभ सुमरत नाम. ૪૨

---

૩૬ રસાવળી છંદ–રોળા અથવા કાવ્ય છંદ. નહાને–થોડે શ્રમે. ૩૭ સ્ફુરે–દીશી આવે. અનાયાસે–વગર શ્રમે.

૩૮ લીલાસહ–રાસલીલા સહિત. ઇપ્સિત ઇ૦—તેના ઇપ્સિત (ઇચ્છેલાં) કામ (મનોરથ) પૂર્ણ થાય. ૩૯ વલ્લભ નામનો જપ કરનાર જનના પદની રેણુ (રજ) વિશ્વને પાવન કરનાર છે. ૪૦ દશશત ઇ૦—દશ+શત સો જન્મના સુકૃતનું તે દેરૂં (અર્થાત્ ઢગલો) થાય છે. એમ શ્રીહરિએ સ્વેચ્છાથી કહ્યું છે.

૪૧ મહાપ્રભુને વિષે સહુનો સંભવ છે. ૪૨ सबधाम — સર્વનું સ્થાન. ब्रजलीला ઇ૦—શ્રીવલ્લભનું નામ સંભારવાથી સઘળી વ્રજલીલાનું સ્મરણ થાય છે.

नाम पुष्ट मर्यादको कृष्ण युग सृष्टि काम;
श्रीबल्लभ श्रीबिट्ठल पुष्ट पुष्ट कुल नाम." ४३

જક્ત જપે નૃપનામ રહ્યો જશ સઘળે ફેલી;
પટરાણીનું નામ લહે રેં'જે રંગમહેલી. ૪૪

પુષ્પાત્મક હરિનામ સુગંધે સહુ કોઇ જાણે;
મહાપ્રભુ નામ ફળાત્મક પરિમળ પાસના માણે. ૪૫

કૃષ્ણ નામ માહાત્મ્ય શ્રુતિ સ્મૃતિ સર્વે વખાણે;
શ્રીવલ્લભનો નામપ્રભાવ અનુભવી જાણે. ૪૬

હીરા રત્ન પરીક્ષા જ્યમ સહુ ઝવેરી માહ્યર;
અદૃશ અમૂલ્યક ચિંતામણિ શું લહે મતિ બાહ્યર. ૪૭

વિરલ નામ પણ લહે દૃષ્ટિગોચર નથી કેની;

---

૪૩ नाम ઈ૦—પુષ્ટિપંથને લગતું નામ તે મર્યાદા યુક્ત અથવા મ-ર્જાદી નામ જાણવું. અને કૃષ્ણનું નામ તો યુગ (ચાર) પ્રકારની (ઉદ્ભીજ્જ, સ્વેદજ, અંડજ, જરાયુજ) સૃષ્ટિને અર્થે છે.અથવા સત્યયુગાદિ સર્વે યુ-ગમાં થયેલી સૃષ્ટિને અર્થે છે સઘળે પ્રસિદ્ધ છે. શ્રીવલ્લભ, શ્રીવિઠ્ઠલ, અને તેના કુળનાનાં નામ પુષ્ટ (મર્જાદી) ગણાય છે.

૪૪ ઉપરની બાબત દૃષ્ટાંતથી સ્પષ્ટ કરે છે: જેમ, રાજાનો જશ સઘળે ફેલી રહ્યાથી જગતના સહુ લોક રાજાનું નામ જાણે છે; પણ પટરાણીનું નામ તો જે રંગમહેલી (રંગ મહેલમાં રહેનાર) હોય તેજ લહે છે. એમજ, વલ્લભા આદિક સ્વામિનીનું રૂપ હોવાથી તેઓનાં નામ કર્મ વગેરે સઘળું મર્યાદા યુક્ત છે અને કૃષ્ણ સ્વામી (પુરૂષ) હોવાથી તેનું નામ સઘળે સમાન છે—મ-ર્યાદી નથી.

૪૫ પરિમળ ઈ૦—જે પાસે હોય તેજ ફળનો પરિમળ (સુગંધ) માણે—ભોગવે—અનુભવે. ૪૬ પ્રભાવ—મહિમા.

૪૭ અદૃશ ઈ૦—પણ અદૃશ (દેખવામાં ન આવે એવો) અને અમૂલ્યક ચિંતામણિ જે મતિની બાહારનો વિષય છે તેને તે ઝવેરીઓ શું જાણે ? તેજ પ્રમાણે કૃષ્ણને સર્વ શાસ્ત્ર જાણે, પણ તેજ શાસ્ત્રો વલ્લભ (કૃષ્ણની પટરાણી રૂપ) ને ક્યાંથી જાણે ?

તે માટે શું ચિંતામણિ કચુહું એ પણ છેની. ૪૮
બંદીજન નૃપ સુયશ સભા પર્યંત વખાણે;
રંગમેહેલરાણીવૃતાંત અનુભવી જાણે. ૪૯
મહાપ્રભુ શ્રુતિપ્રતિપાદ્ય રૂપ રસિયાં મન ભાવ્યું;
નિગમ કૃષ્ણ છબી વરણી ત્યાં શું શ્રીમુખ ના'વ્યું. ૫૦
નિગમ અગમ મહાપ્રભુ નિગમ પ્રતિપાદિત કહિયે;
કૃષ્ણવદન શ્રીવલ્લભ કાન્તિ અનળ પણ લહિયે. ૫૧
જગત્પ્રિયે શ્રીકૃષ્ણચંદ્ર સહુકોનું જીવન;
તે શ્રીજીનું શ્રીવલ્લભમાં નિત્ય લુબ્ધમન. ૫૨
જે જન ઉપર વહાલ ઘણું વ્રજપતિને આવે;
તેને શ્રીમુખ શ્રીવલ્લભ જપ નામ બતાવે. ૫૩
આપ્યાં જીવને નામ બહુ, વચન ગોપાળ ગાયું;
અષ્ટાક્ષર સંગે વલ્લભાદિ નામ અપાયું. ૫૪
ટીકાકાર શ્રીવ્રજભરણજી પ્રકાશ્યું હારદ;
તે સમજ્યા જન કૃપાપાત્ર હરિ બુદ્ધિ વિશારદ. ૫૫
શ્રીમદ્વિઠલવંશ પુષ્ટ ભગવદી સહુ ભાખ્યું;
શ્રીવલ્લભ સર્વોપરિ નામ દૈવીને દાખ્યું. ૫૬

---

૪૮ વિરલ ઈ૦—ચિંતામણિનું નામ પણ વિરલા જાણે છે તથા તે દ્રષ્ટિગોચર તો કોઇનેજ નથી. તે ઉપરથી શું ચિંતામણિ કયહું એ પણ ( કહીએ પણ ) છેજ નહિ ? અર્થાત્ છેજ. તેજ પ્રમાણે વલ્લભનું નામ યદ્યપિ શાસ્ત્રોમાં ન હોય માટે તે શું કૃષ્ણની પટરાણી રૂપે નથી ? છેજ.

૫૦ મહાપ્રભુ ઇ૦-શ્રીમહાપ્રભુનું રસિયાં ( રસિક ભક્તો )ને મનમાં ભાવેલું રૂપ શ્રુતિપ્રતિપાદ્ય ( વેદે પ્રતિપાદન કરેલું છે.) કેમકે નિગમ ( વેદ )માં જ્યાં શ્રીકૃષ્ણની છબી વરણી છે ત્યાં શું તેમનું મુખ વર્ણાયું નથી ? વર્ણાયુંજ છે.

૫૧ નિગમ ઇ૦—નિગમ ( વેદ )ને અગમ્ય એવા મહાપ્રભુ (વલ્લભ) ઉપર કહ્યા પ્રમાણે નિગમ પ્રતિપાદિત ( વેદે પ્રતિપાદન કરેલા )છે. કેમકે શ્રીકૃષ્ણનું વદન અનલ ( અગ્નિ ) છે અને શ્રીવલ્લભની કાંતિ પણ અનલ છે.

૫૪ અષ્ટાક્ષર ઇ૦-પણ વલ્લભાદિ નામ તો અષ્ટાક્ષર મંત્રની સાથેજ અપાયું છે. ૫૬ દૈવી-દૈવી સંપત્તિવાળા જીવો. ( દૈવી સંપત્તિ માટે જુઓ ભગવદ્ગીતા અ-૧૬ શ્લોક ૧-૩ ).

પૂર્વ વચન પણ પ્રમાણ ઉત્તર વચન ન જયાં લગી;
પછી ઉત્તરજ પ્રમાણ, ન ઉત્તર તેથકી ત્યાં લગી. ૫૭
રામાનુજ શ્રીજગન્નાથથી શ્રુતિ હઠ ઝાલી;
સત્યોત્તર વચ પૂર્વ વેદવચ જશે શું ખાલી. ૫૮
અરૂચિ આવી સુણી પ્રભુજી ગરૂડને આજ્ઞા આપી;
નાખ્ય દૂર સહ શિષ્ય કહી હરિ નિજ રૂચિ થાપી. ૫૯
ત્યમ ગુરૂ અષ્ટાક્ષર દઇ પ્રમાણ રીતિ રાખી;
પછી ગુરૂ શ્રીવલ્લભજ કહે કરૂણા ગો ભાખી. ૬૦
ગુરૂના ઉત્તર વચન તણી પુષ્ટિ કરી શ્રીજી;
તદપિ પૂરવ હઠ ધરે જાય ગુરૂ ગોવિંદ ખીજી. ૬૧

---

૫૭ પૂર્વ ઇ૦—કૃષ્ણાદિ નામનું માહાત્મ્ય એ પૂર્વથી શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે, અને વલ્લભનામનું માહાત્મ્ય એ તે પછીથી થયેલાં પુસ્તકોમાં લખેલું છે, તે એમાંથી પ્રમાણ શું છે? એનું નિરાકરણ કરવાને કહે છે કે, જ્યાં લગી ઉત્તર (પછીનું) વચન ન હોય ત્યાં લગી પૂર્વ વચન પ્રમાણ છે; પણ ઉત્તર વચન મળ્યા પછી પૂર્વનું વચન ગૌણ ગણાય છે. અને પછી તેનાથી ઉત્તર વચન પ્રાપ્ત ન થાય ત્યાં લગી તે પ્રમાણજ રહેછે. (એકજ જણે બે વચનકહ્યાં હોય તેમાં તેના પૂર્વના વચન કરતાં ઉત્તર (પછીનું) વચન વધારે ગ્રાહ્ય છે, એમ કહેવાનું તાત્પર્ય છે).

૫૮ એ વાત દૃષ્ટાંતથી સિદ્ધ કરેછેઃ રામાનુજ ઇ૦—શ્રીરામાનુજ આચાર્યે શ્રીજગન્નાથજી સાથે શ્રુતિ (વેદ) વિષે હઠ ઝાલી—વેદ વચન પ્રમાણ ગણાવવા હઠ ઝાલી. એવી રીતે કે જો ઉત્તર વચ (વચન) સત્ય હોય તો વેદવચન જે સૌથી પૂર્વનું છે તે શું ખાલી જશે?—મિથ્યા થશે?

૫૯ અરૂચિ ઇ૦—રામાનુજની એવી હઠ જોઇને શ્રીપ્રભુજીને તેમના ઉપર અરૂચિ ઉત્પન્ન થઇ તેથી તેમણે ગરૂડને આજ્ઞા આપી કે રામાનુજને તેમના શિષ્યો સહિત દૂર નાખ. એવી રીતે કરીને હરિએ પોતાની રૂચિ (ઇ-ચ્છા) નું સ્થાપન કર્યું.

૬૦ ત્યમ ઇ૦—તેમજ ગુરૂએ પ્રથમ અષ્ટાક્ષર મંત્રદ્વારા કૃષ્ણ નામ આપીને સંપ્રદાયની રીતિને પ્રમાણ રાખી છે, પણ પછી કરૂણામય ગો (વચન) ભાખીને ગુરૂ શ્રીવલ્લભ નામ કહેછે—ઉપદેશ કરેછે. અર્થાત્ પૂર્વે કહેલા કૃષ્ણ નામના ઉપદેશ કરતાં પછીથી કરેલા વલ્લભ નામના ઉપદેશને વધારે પ્રમાણ માનવો. ૬૧ પૂરવ—પૂર્વ વચન.

કુળનિકંદનઅઘ ધર્મે ન અડયું હરિ આજ્ઞા પાળી;
હરિ કહ્યું કર્યું ન, 'નરકુંજર' કહી અંગુલિ ગાળી. ૬૨
જેને આળસ થાય રીત એ તેની ભાખી;
બીજા સહુને પ્રમાણ રીતિ રહેવી રાખી. ૬૩
શ્રીગુરૂ વા'લા ઘણા તેથી રાધાવર રાજી;
પ્રભુ પ્રિય અતિ, ગુરૂ ગૌણ, તેથી જીતાય ન બાજી. ૬૪
હરિ રૂઠે ગુરૂ રાખે ગુરૂ રૂઠતાં ન કોઇ;
તે માટે ત્યમ કરવું જેમ શ્રીગુરૂ રૂચિ હોઇ. ૬૫
જેને વશ હરિ તેની સિફારસનું બળ મોટું;
તે વણ કોટિ પ્રયત્ન કરો, તે બળ અતિ છોટું. ૬૬
કશું ન કરવું પડે હોય ગુરૂશુ દૃઢ ભરોંસો;
તેમાં સહુ સાધન રજે રાખવો ન સાંસો. ૬૭
સમ્મોહી ગુરૂ રામ લોભી તે વામન જાણો;
ક્રોધી ગુરૂ નૃસિંહ કામી તો કૃષ્ણ પ્રમાણો." ૬૮

---

૬૨ અઘ-પાપ. ધર્મ-યુધિષ્ઠિરને. હરિ કહ્યું ઇ૦—હરિનું કહ્યું ન કર્યું અને 'नरोवाकुंजरोवा' કહ્યું તેથી પાપ અડયું અને હિમાલયમાં ગયા ત્યારે એક આંગળી ગળી ગઇ.

૬૩ જેને ઈ૦—જેને સઘળો ધર્મ આચરતાં આળસ થાય તેણે માત્ર વલ્લભનામનું સ્મરણ કરવું, પણ બીજા ( આળસ વગરના )એ તો સઘળી શાસ્ત્રોક્ત રીતિને પ્રમાણ રાખીને સંપ્રદાયનું અવલંબન કરવું.

૬૪ ગૌણ-મતલબકે ઓછા પ્રિય. ૬૫ જેમ ઇ૦—જેમ ગુરૂની રૂચિ હોય તેમ કરવું.

૬૬ જેને ઇ૦-મતલબકે શ્રીવલ્લભ કૃષ્ણની પટરાણી છે માટે તેને કૃષ્ણ વશ છે. અને તેથી વલ્લભને ભજવાથી કૃષ્ણની મુલાકાત જલદી થશે. ૬૭ સાંશો-શંશય.

૬૮ ગુરૂમાં દોષ દેખાય તો પણ તે હરિરૂપથી ચળતા નથી-તેમનું હરિપણું નાશ પામતું નથી. તે વિષે દૃષ્ટાંત આપે છેઃ સમ્મોહી ઈ૦—રામ ( બળરામ ) સમ્મોહી ( મોહવાળા ) હતા ( મદિરાથી ); વામન લોભી હતા ( બલિ પાસે દાન લેવામાં ); નૃસિંહ ક્રોધી હતા ( હિરણ્યકશિપુનો વધ કરવા-

જો ગર્વી તો પરશુરામ માત્સર્ય વ્યાસ છે;
પણ ન ચળે હરિ ભાવથકી તે સત્ય દાસ છે. ૬૯
ગુરૂમાં શ્રીભગવંત સંત આદિ સહુ સેવા;
બ્રહ્મા વિષ્ણુ મહેશ શેષ શક્રાદિ સુદેવા. ૭૦
ગુરૂ અપરાધે કૃષ્ણદાસ પ્રેતયોનિ પામી;
શ્રીજી દરશ પણ શ્રીવિઠ્ઠલ વણ તે નવ વામી. ૭૧
શ્રીવલ્લભ શ્રીપુરૂષોત્તમ કો કહે ક્યમ કહીએ;
તેની વાત સ્વલ્પમાં કહું સુણી સંશે દહીએ. ૭૨
શ્રીવલ્લભ શ્રીકૃષ્ણ વસ્તુ શ્રીવિઠ્ઠલ ભાખ્યું;
શ્રીરામ રૂપ શ્રીવલ્લભ કપિપતિને દાખ્યું. ૭૩
શ્રીનાથજી સ્વરૂપ પરમાનંદદાસે જોયું;
વળતી નામ નિવેદન લીધું વ્રેહ દુઃખ ખોયું. ૭૪
રૂપ દ્વારિકાધિપ પદ્મા રાવળ દરશાવ્યું;
શ્રીવલ્લભ કરૂણાનિધાન કીધું જન ભાવ્યું. ૭૫
પાવક પોશ ભરી ગુરૂઘર કૃષ્ણદાસ મેઘન;
મહાપ્રભુ પુરૂષોત્તમ ન હોય તો બળજો મમ તન. ૭૬

---

માં ); કૃષ્ણ કામી હતા ( વ્રજમાં ); પરશુરામ ગર્વી હતા ( પૃથ્વી નક્ષત્રિય કરવામાં ); વ્યાસજી માત્સર્ય દોષવાળા હતા ( ઉત્તરમીમાંસા રચવામાં? ).

૭૦ શક્ર—ઈંદ્રિ. સુદેવા–સારા દેવો.

૭૧ ગુરૂ ઇ૦–ગુરૂનો અપરાધ કરવાથી કૃષ્ણદાસ નામના ભક્તને પ્રેતયોનિ પ્રાપ્ત થઈ; અને જો કે તેને હરિનું દર્શન થયું તથાપિ શ્રીવિઠ્ઠલ વિના તે વામી નહિ–તે પ્રેતયોનિ ગઇ નહિ.

૭૨ દહીએ–બાળીએ–નાશકરીએ. ૭૩ શ્રીવલ્લભ ઇ૦–શ્રીવલ્લભ એજ વસ્તુગત્યા શ્રીકૃષ્ણ છે. કપિપતિને–હનૂમાનને.

૭૪ પરમાનંદદાસ–એ નામનો વૈષ્ણવ. નામનિવેદન લીધું–વૈષ્ણવી દીક્ષા લીધી. વ્રેહ ( વિરહ )–વિયોગ.

૭૫ પદ્મા રાવળ–એ નામનો વૈષ્ણવ. શ્રીવલ્લભ ઇ૦–રૂપ દેખાડીને તેને કહ્યું કે શ્રીવલ્લભ એજ કરૂણા નિધાન છે.

૭૬ કૃષ્ણદાસ–એ નામનો વૈષ્ણવ–તેણે મેઘન ગુરૂને ઘેર પાવક ( અગ્નિ )ની પોશ ભરી.

દાઝ્યા નહીં કર કિંચિત્ ગુરૂપર ગ્લાનિ આવી;
અન્યાશ્રય છોડ્યો મહાપ્રભુ કરૂણા લાવી. ૭૭
શ્રીગોપીજનવલ્લભ શ્રીહરિ સરસ્વતીનાયક;
અમોજ છું શ્રીમદાચાર્ય શ્રીમુખનાં વાયક. ૭૮
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ વંશ સહિત પરમેશ્વર;
ભાખ્યું છે બ્રહ્માંડપુરાણે વ્યાસ મુનિવર. ૭૯
શ્રીવલ્લભાચાર્ય રૂપે પ્રકટવું છે મારે;
પદ્મે કૃષ્ણ કહ્યું અર્જુન સમજવું તારે. ૮૦
શ્રુતિરહસ્ય ગ્રંથે શ્રુતિ " નમો બ્રહ્મણે " જો જો;
શ્રીવલ્લભ મહાવિષ્ણુ કહ્યા છે સંદે' ખોજો. ૮૧
પ્રકટ પે'લી નરસિંહ મેહેતે ગાઇ વધાઈ;
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ પ્રકટ થશે વ્રજરાઇ. ૮૨
કરશે પ્રકટ પુષ્ટિમારગ ત્યાં જે અનુસરશે;
કેવળ શરણ માત્રથી નિઃસાધન ભવ તરશે. ૮૩
પ્રમાણ ઇત્યાદિક અનેક છે ક્યહાંલગી કહિયે;
શ્રીવલ્લભ નહિ કૃષ્ણ કહે તે આસુર લહિયે. ૮૪

---

૭૭ દાધ્યા—દાઝ્યા. ગુરૂપર ઈ૦—કૃષ્ણદાસ તો ન દાઝયા પણ તેણે ઝાલેલા અગ્નિના તાપથી તેના ગુરૂનું શરીર ગ્લાનિ પામ્યું. અન્યાશ્રય—બીજાનો આશરો. મેધન ગુરૂનો આશરો છોડ્યો.

૭૮ સરસ્વતીનાયક—અર્થાત્ વિદ્વાન. ૮૦ પદ્મે—પદ્મપુરાણમાં. કૃષ્ણ—કૃષ્ણે. ૮૧ શ્રુતિરહસ્ય—એ નામનો ગ્રંથ, એમાં શ્રીવલ્લભને મહાવિષ્ણુ કહ્યા છે. " નમો બ્રહ્મણે " એ શ્રુતિમાં એ વિષય છે. ખોજો—તજજો.

૮૨ પ્રકટ પેહેલી—શ્રીવલ્લભ પ્રકટ થયા પેહેલી. વ્રજરાય—વ્રજરાય—કૃષ્ણ. શ્રીવલ્લભ અને શ્રીવિઠ્ઠલ રૂપે પ્રકટ થશે.

૮૩ કેવળ ઈ૦—નિઃસાધન ( કોઇ પ્રકારનું પણ સાધન ન કર્યા છતાં ) કેવળ શ્રીવલ્લભના શરણ માત્રથીજ ( પ્રાણી ) ભવ તરશે. ૮૪ શ્રીવલ્લભ કૃષ્ણ નથી એમ જે કહે તેને આસુરી જીવ જાણવો.

મહાપ્રભુ પ્રકટ પ્રતાપ સહજ સહુ શ્રીહરિ દેખે;
ત્યાં પ્રમાણની ઇચ્છા રાખે જડ મુજ લેખે. ૮૫
પ્રમાણબળ પુરૂષોત્તમ શ્રીમહાપ્રભુને જાણો;
દીપકવડે દિવાકર દેખે તેજ પ્રમાણો. ૮૬
શુદ્ધ દૈવી જો હોય સહજ મહાપ્રભુ રૂચિ આવે;
આસુરી લખે પ્રતાપ તદપિ તે શરણે નાવે. ૮૭
તેજપુંજ મહાપ્રભુ દમલાના ભાઇએ દીઠા;
તો પણ શરણ ન ગયા દૈવી વણ હરિ ન મીઠા. ૮૮
પ્રકટ પ્રતાપ મહાપ્રભુ મેઘન ગુરૂએ જોયો;
તદપિ શરણ ન ગયો આસુરી અવસર ખોયો. ૮૯
નિગમાગમ પુરાણ સુણી શ્રીહરિ વા'લા લાગે;
ત્યમ શ્રીવલ્લભ શ્રીવિઠલ પર પ્રીત ન જાગે. ૯૦
શ્રીગોકુળેશ નિજ સેવક પ્રતે એમ ભાખ્યું;
શ્રીવલ્લભ શ્રીવિઠલ રૂપ ગઢ ઘણું દાખ્યું. ૯૧
કેવળ નિજ કરૂણાથી નિજ પ્રીતિ કો પામે;
કે' શ્રીજી અતિ કૃપા ઉપાય અવર નહિ નામે. ૯૨

---

૮૫ પ્રકટ પ્રતાપ—પ્રકટ પ્રતાપવાળો. મુજ લેખે ઈ૦—મારી ગણતરી પ્રમાણે તો તેને જડ જાણવો.

૮૬ શામાટે જડ જાણવો તેનું સ્પષ્ટીકરણ કરેછે: પ્રમાણ ઈ૦—પ્રમાણનું બળ શ્રીમહાપ્રભુ પુરૂષોત્તમ છે. તેને વિષે બીજા પ્રમાણની ઈચ્છા રાખે તે, દીપકવડે દિવાકર (સૂર્ય) ને જે જુએ છે તેવો જાણવો.

૮૭ લખે-જુએ-જાણે. ૮૮ આસુરીનું દૃષ્ટાંત: તેજ ઈ૦—તેજના પુંજ (ઢગલા) જેવા શ્રીમહાપ્રભુને દમલા નામે કોઈ પુરૂષના ભાઇએ દીઠા, તો પણ તે તેમને શરણે ન ગયો; કેમકે દૈવી જીવ વિના બીજાને હરિ મીઠા લાગતા નથી.

૮૯ પ્રકટ ઈ૦—મેઘન ગુરૂએ મહાપ્રભુનો પ્રકટ પ્રતાપ જોયો એવો-કે, કૃષ્ણદાસે અગ્નિ ઝાલ્યો અને પોતે દાઝ્યા. એમ છતાં પણ તે શરણે ન ગયો; કેમકે તે આસુરી હતો, અને તેથી તેણે અવસર ખોયો.

૯૦ નિગમાગમ—વેદ અને શાસ્ત્ર. ૯૧ ગૂઢ—ગુપ્ત. ૯૨ કે' ઈ૦—શ્રીજી કહે છે કે શ્રીવલ્લભ પર પ્રીતિ થવાને તેમની અતિકૃપા એજ ઉપાય છે; અવર (બીજો) ઉપાય નામે નથી.

## ॥ उक्तंच. ॥

"माया मनोरथ यों करे यशुमति जाको नाउं;
यह फळ दीजे रसिककुं श्रीवल्लभगुन गाउं". इ० ९३
"भरांसो श्रीवल्लभहींकों राखो;
सघरे काज सरंगे छनमें इनहींके गुन भाखो" इ० ९४
"भरांसो द्रढ इन चरननकेरों;
श्रीवल्लभ नखचंदछाइ बिन सब जग भाल अंधेरो." इ० ९५
"वल्लभ श्रीवल्लभ पदरज बिन और तत्व दही नाख्यो." इ० ९६
"रे मन श्रीवल्लभ गुन गाय." इ० ९७
"मोंको श्रीवल्लभहींकों भरोसों." इ० ९८
અષ્ટસિદ્ધિ નવનિધિ ચોમુક્તિ તેનીદાસી;
સહજ સદા શ્રીહરિના જે કોઈ દૃઢ વિશ્વાસી. ૯૮
પણ તે દૃઢ વિશ્વાસ આવવો નમળે સે'લો;
તે પામે જેણે સતસંગ કર્યો બહુ પે'લો. ૧૦૦
દૃઢ પ્રતીતિ પ્રભુશુ તેને ચિંતામણિ મળિયો;
જે ચિંતવે તે સિદ્ધ અવર તેથકી કો બળિયો. ૧૦૧
મહાપરાક્રમોં મૃગપતિ તદપિ ભૂખે મરેછે;
હરિ વિશ્વાસે અજગર વણ શ્રમ ઉદર ભરેછે. ૧૦૨

---

૯૩ उक्तंच—અને કહ્યું છે કે, माया ઈ૦—यशुमतिजा (યશોદાના પુત્રનું) नाउं (નામ) यों (એવી રીતે) मायानो मनोरथ करे (પૂર્ણ કરે છે). અથવા, માયા એમ મનોરથ કરે છે કે જેનું નામ યશોમતિ છે તેનું જે ફળ અર્થાત તેનો પુત્ર તે રસિક ને આપો. ૯૪ सघरे ઈ૦—સઘળાં કાજ ક્ષણમાં સરશે, માટે એનાજ ગુણ ગાઓ. ૯૫ इन—એના चरनन પગ. श्रीवल्लभ ઈ૦—શ્રીવલ્લભના નખ રૂપી ચંદ્રની છાયા (તેજ) વિના સઘળા જગતમાં તું અંધારૂં જો. ૯૬ दही नाख्यो—બાળી નાખ્યો. ૯૮ અષ્ટસિદ્ધિ—અણિમાદિક. નવનિધિ—પદ્માદિક. ચોમુક્તિ— સાયુજ્યાદિક.

વ્યર્થ પડ્યું બ્રહ્માસ્ત્ર ઇંદ્રજિત અપ્રતીત આણી;
દૃઢ વિશ્વાસે ચાતક પીએ સ્વાતીનું પાણી. ૧૦૩
જેને નામે મુક્તિ તે પ્રભુ દીઠા પાસે;
તદપિ જન્મ મુચુકુંદ એક તે વણ વિશ્વાસે. ૧૦૪
અવિશ્વાસ આવ્યે જનમેજય રહી ઇક હત્યા;
સત્તર સત્તર પર્વ સુણ્યે ગઈ પ્રતીતિ સત્યા. ૧૦૫
પ્રકટ ખંભથી નરહરિ તે પ્રલ્હાદ પ્રતીતે;
દૃઢ પ્રતીતિ ઉત્પન્ન પ્રથમ પ્રભુ અનન્ય પ્રીતે. ૧૦૬
મૃદા મૂર્ત્તિ રચી દ્રોણની વિદ્યા કિરાત ભણિયો;
દૃઢ વિશ્વાસે નરહરિ ભય પ્રલ્હાદ ન ગણિયો. ૧૦૭
વિશ્વાસે કરિને વણ શ્રમ બહુ આહાર મળેછે;
નિશિદિન ભટકે શ્વાન ક્ષુધાનલ તદપિ બળેછે. ૧૦૮
કેવળ હરિ વિશ્વાસ, અવર આધાર ન ભાળો;
અતિ હાનિ અણુ લાભ તદપિ ધની દીમાવાળો. ૧૦૯

---

૧૦૩ અપ્રતીત ૪૦—ઇંદ્રજિતે જો વિશ્વાસ ન રાખ્યો તો તેનું બ્રહ્માસ્ત્ર વ્યર્થ થયું. ૧૦૪ જેને ૪૦—જેના નામથી મુક્તિ મળે તે પ્રભુ પાસે જોયા (ઊંઘમાંથી ઉઠ્યો ત્યારે) તથાપિ તેને બીજો એક જન્મ લેવો પડ્યો ત્યારે મુક્તિ મળી તેનું કારણ 'વિશ્વાસ નહિ' એજ છે.

૧૦૫ જનમેજયને અઢાર બ્રહ્મહત્યાઓ લાગી હતી તેમાંની સત્તર હત્યાઓ ભારતનાં સત્તર પર્વ સાંભળવાથી વિશ્વાસવડે ગઇ; અને છેવટ વિશ્વાસ ન આવ્યો ત્યારે એક હત્યા રહી.

૧૦૬ ખંભ—થાંભલો. પ્રલ્હાદ પ્રતીતે-પ્રલ્હાદના વિશ્વાસથી. દૃઢ ૪૦—કેમકે પ્રથમ તેને પ્રભુની અનન્ય પ્રીતિ હતી તેવડે દૃઢ પ્રીતિ ઉત્પન્ન થઇ હતી.

૧૦૭ મૃદા–માટીવડે. દ્રોણ ગુરૂની પાસે એક ભિલ્લ ધનુર્વિદ્યા શીખવા ગયો, પણ તે ભિલ્લ જાતિનો હોવાથી દ્રોણે તેને વિદ્યા શીખવી નહિ, ત્યારે તેણે દ્રોણ ગુરૂનું માટીનું પૂતળું કરીને તેની પાસે વિદ્યા ભણ્યો, એ પણ વિશ્વાસથીજ.

૧૦૮ કરિને–હાથીને. ક્ષુધાનલ–ભૂખરૂપી અગ્નિ. ૧૦૯ કેવળ ૪૦—દીમાવાળાને જો કે અતિ હાનિ અને અણું (થોડા) નફાનો વેપાર છે તથાપિ કેવળ હરિને વિશ્વાસે તે ધની (ધનવાળો) થાયછે.

શ્રીગિરિશિખર દ્રુમ સદા હરાં હરિને વિશ્વાસે;
વૃક્ષ વાટિકા વણ સિંચ્યે સૂકે નર આશે. ૧૧૦
સકરખોરને સાકર સાગર મધ્યે આપે;
મલંગ ઉદર ભરાયે ન તનુ કાપે સંતાપે. ૧૧૧
દૃઢ વિશ્વાસે ગોછાળ જપતાં ગોપાળ ફળિયા;
વિશ્વાસે જાપરો પા'ણ પૂજ્યે પ્રભુ મળિયા. ૧૧૨
રામ નામ ઇક સહસ્ત્ર નામ ફળ સતી શિવ ભાખ્યું;
માની સંગ જમી અતિ પ્રસન્ન હિય ધરી હિત દાખ્યું. ૧૧૩
વિશ્વાસે કાકાજી નામે હળિયા કેશવ;
સઘળું બગડી જાય ઉપજે અવિશ્વાસ લવ. ૧૧૪
શ્રીમહાપ્રભુના વચન વિષે અણુ વિશ્વાસ ઘટ્યો;
દામોદરદાસની ત્રિયા સુત યવન પ્રકટ્યો. ૧૧૫
સર્પ ડસે નવ ઢેડ મરે તુલસી વિશ્વાસે;
અવિશ્વાસથી દૂર પ્રભુ વિશ્વાસે પાસે. ૧૧૬
અવિશ્વાસથી સાચે ઔષધ રોગ ન જાયે;
વિશ્વાસે જૂઠી વસ્તુ પણ સાચી થાયે. ૧૧૭
વિશ્વાસે અંતરાય કોટિ જન્મના છૂટે;
અવિશ્વાસ અઘમૂલ કાળ કર્માદિક કૂટે. ૧૧૮

---

૧૧૦ શ્રીગિરિ ૪૦—પર્વતના શિખર ઉપરનાં દ્રુમ (વૃક્ષ) હરિના વિશ્વાસથી સદા હરાં (લીલાં) રહેછે. ૧૧૧ મલંગ—ભૂંડ (?)

૧૧૨ ગોછાળ—ગોપાળનો અશુદ્ધ ઉચ્ચાર. વાલ્મીકિ ભિલ્લ નારદ ઉપદેશથી ગોપાળને બદલે ગોછાળ જપતો હતો તેને પણ પ્રભુએ ફળ આપ્યું હતું.

૧૧૩ રામ ૪૦—બીજાં હજાર નામના ફળની બરોબર એક રામ નામનું ફળ છે. ૧૧૬ સર્પ ૪૦—ઢેડલોકોમાં રિવાજ છે કે કોઇને સાપ કરડે ત્યારે તેને તુળસીક્યારા આગળ ત્રણ દિવસ નાખી મૂકેછે. તેટલી મુદતમાં જો તે જીવતો ન થાય તો તેને દાહ કરે છે પણ એવી રીતે નાખી મૂકવાથી ઘણા જીવતા થયેલાના દાખલા સાંભળ્યા છે.

૧૧૭ સાચે ઔષધ—સાચા ઔષધથી. ૧૧૮ અંતરાય—વિઘ્ન. અવિશ્વાસ ૪૦—પણ અવિશ્વાસ એ અઘ (પાપ) નું મૂળ છે અને તેથી કાળ તથા કર્મ આદિક કૂટે—દુઃખ દે છે.

સાધન બન્યાં અનેક તદપિ વિશ્વાસ ન ધર ફળ;
રાખ્ય પ્રાપ્તિ વિશ્વાસ મહાપ્રભુ કૃપાણ કેવળ. ૧૧૯

## ॥ श्लोक ॥

भक्तिमार्गेक्रियामात्रंकारणंपरमुच्यते ॥
तेनैवमार्गेसकलंसिद्धमितिनसंशयः ॥ १ ॥
विश्वासेनयथाप्नोतिचातकःस्वातिजंजलं ॥
तथाचेत्कृष्णजलदःस्वानंदंवर्षयिष्यति ॥ २ ॥
एवंविश्वाससद्भावेसर्वमेवभाविष्यति ॥
यतःपरिवृढोस्माकंसर्वंकर्तुंक्षमोमतः ॥ ३ ॥
सहिस्वतःसमर्थत्वान्नसाधनमपेक्षते ॥
कालिकार्यंविलोक्यात्रतदीयानांविशेषतः ॥ ४ ॥

---

૧૧૯ સાધન ૯૦—જો અનેક સાધન બન્યાં હોય તદપિ (તોપણ) વિશ્વાસ ન હોય તો ફળ પણ ધર નહિ—માનીશ નહિ. ( ઉંબરા ઉપરના દીવાની પેઠે 'ન' નો અન્વય બન્ને બાજુએ કરવો ). પણ મહાપ્રભુ રૂપ કૃપાણ ( ખડ્ગ ) ઉપર/કેવળ તે ફળની પ્રાપ્તિ થવાનો વિશ્વાસ રાખ. અથવા,—જો અનેક સાધન બન્યાં હોય તથાપિ તેવડે ફળ મળવાનો વિશ્વાસ ધરીશ નહિ; પણ કેવળ મહાપ્રભુ રૂપ કૃપાણવડે તે પ્રાપ્તિનો વિશ્વાસ રાખ.

શ્લોક ૧—ભક્તિ માર્ગમાં ક્રિયામાત્ર પરમ કારણ રૂપ છે; તેજ માર્ગમાં સકળ ( ઇચ્છિત ) સિદ્ધ થાય છે એમાં સંશય નથી.

શ્લોક ૨—ચાતક પક્ષી જેમ વિશ્વાસવડે સ્વાતિ નક્ષત્રનું પાણી પામે છે. જો તેવોજ વિશ્વાસ હોય તો, કૃષ્ણ રૂપી મેઘ પણ ઉત્તમ આનંદ રૂપી જળવર સાવશે. શ્લોક ૩—એ પ્રમાણે વિશ્વાસ રાખવાથી સર્વ વસ્તુ પ્રાપ્ત થશે; કેમકે અમારો સ્વામી સર્વે કાર્ય કરવાને સમર્થ છે.

શ્લોક ૪—તે તો પોતેજ સમર્થ છે માટે બીજા સાધનની અપેક્ષા રાખતો નથી; અને વિશેષે કરીને તેના જે ભક્તો છે તેમનાં કાળકાર્ય ( તેમને ફળ આપવાનો કાળ અને ફળ આપવા યોગ્ય તેમનું કર્મ ) જોઇને બીજા સાધનની અપેક્ષા રાખતો નથી.

उपायाध्यवसायेनत्यक्त्वाकर्माण्यनात्मनः ॥
हरेःकृपावलंबित्वंप्राप्त्युपायइहोच्यते ॥ ५

હુમા પંખી પરછાંઇથકી નૃપ હોય સહજ નર;
ત્યાં શું ચિત્ર પ્રાપ્તિ પ્રભુ કેવળ છાંઇ ગુરૂકર. ૧૨૦
વણ શ્રમ શ્રીજી મળે મહાપ્રભુ હૃદે ઠસાવે;
જ્યમ માદા મોતી તટ નર વણ તેડયું આવે. ૧૨૧
એક વસ્તુ ત્રય નામ શ્રીવલ્લભ વિઠલ શ્રીજી;
જ્યમ ગંગાધારા ત્રિનામ વસ્તુ નહીં બીજી. ૧૨૨
હોળી નાગપંચમી દીવાળી જ્યમ એક વારી;
ત્યમ એ વસ્તુ એક નામ ત્રિ લેવાં ધારી. ૧૨૩
શ્રીજી લીલા સમગ્ર લ્યો એ વિધિ નિરખી;
ખેલવણાં બહુ ભાતી શર્કરા સઘળે સરખી. ૧૨૪

---

શ્લોક ૫—હરિની પ્રાપ્તિ થવાના ઉપાયના દૃઢ નિશ્ચયવડે કર્મોને તજીને હરિની કૃપાનું અવલંબન કરવું એજ અનાત્મા પુરૂષને તેની પ્રાપ્તિનો ઉપાય છે.

૧૨૦ હુમા ઈ૦—હુમા નામે પક્ષીનો પરછાયો પડવાથી પુરૂષ સેહેજ રાજા થાય છે, તો કેવળ ગુરૂના કરની છાયાથી પ્રભુની પ્રાપ્તિ થાય એમાં શું ચિત્ર–આશ્ચર્ય છે?

૧૨૧ જ્યમ ઈ૦—જેમ માદા મોતી જે તટમાં હોય ત્યાં નર મોતી વગર તેડયું આવે છે તેમ. ૧૨૨ એક ઈ૦–શ્રીવલ્લભ, વિઠ્ઠલ અને શ્રીજી, એ એકજ વસ્તુનાં ત્રણ નામ છે. જેમ ઈ૦—જેમ ગંગાની ધારાનાં,—ગંગા, જાન્હવી, ભાગીરથી (?) એવાં ત્રણ નામ છે પણ તે વસ્તુ બીજી નથી તેમ.

૧૨૩ હોળી ઈ૦—જેમ હોળી, નાગપંચમી અને દીવાળી એ ત્રણ પર્વ એકજ વારે આવે છે તેમ એકજ વસ્તુનાં એ ત્રણ નામ છે. "નાગ ફાગ ને દીવાળી એ ત્રણે એક વારી" એવી કહેવત છે. વાર એકજ છતાં જેમ પર્વ જૂદાં કહેવાય છે તેમ વસ્તુ એક છતાં નામ જૂદાં છે એમ દૃષ્ટાંત ઘટાવવું. ૧૨૪ ખેલવણાં—રમકડાં.

તદપિ મદનમોહનજીની મનમોહની વલ્લભ;
તે વલ્લભ જ્યાં થયા સકળ સુખ તેને સુલ્લભ. ૧૨૫
શ્રીભગવત ઇચ્છાનાં વચન કહુ જન સાંભળ;
નિશ્ચય પર્વતપ્રાય કરી મન-સંશયથી ટળ. ૧૨૬
શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ નામરત્ન જે ગાશે;
તેથકી શ્રીહરિ હૃદયતણું હારદ સમજાશે. ૧૨૭
શ્રીરાધાવર દર્શન પ્રકટ થાય વળી તેથી;
પુષ્ટિપંથનું એજ મૂળ કો અધિક ન એથી. ૧૨૮
શ્રીજી સહ સહુ વલ્લભ જપ વણ નામ કરે છે;
એ રસ એમના કૃપાપાત્રને હૃદે ઠરેછે. ૧૨૯
શ્રીજી સેવા સ્મરણ સહસ્ર દિન કરતાં જે ફળ;
તે ફળ શ્રીવલ્લભનું એક દિન ક , સમજ્ય બળ ! ૧૩૦
સ્તોત્રરાજ શ્રીસર્વોત્તમજી જે જન જાપે;
તેને શ્રીજી થોડામાં સ્ફુટ દર્શન આપે. ૧૩૧
કેવળ શ્રીમહાપ્રભુ ભજતાં શ્રીજી ન રીસાવે;
વણ વલ્લભ સમર્પે શ્રીજી મન અરૂચિ આવે. ૧૩૨

---

૧૨૫ મદનમોહનજીની મનમોહની—કૃષ્ણના મનને મોહ પમાડનારી—રાધા. એ રાધા એજ વલ્લભ છે. ૧૨૬ પર્વતપ્રાય-પર્વત જેવો અચળ. ૧૨૭. હારદ ( હાર્દ ) હૃદયની વાત.

૧૨૯ શ્રીજી ઇ૦—શ્રીજીના નામ સાથે વલ્લભના નામનો જપ નામનિવેદન કર્યા સિવાય ( વલ્લભકુળનો સંબંધ કર્યા વિના) સહુ કરે છે ખરા પણ એ નામનો જે રસ છે તે તો તેમના કૃપાપાત્ર પુરૂષોના હૃદયમાંજ ઠરે છે. અર્થાત્ નામ સંબંધ કર્યા વિનાનો જપ વિશેષ ફળદાતા નથી.

૧૩૦ ક—શ્રીવલ્લભનું સેવા અને સ્મરણ કર્યે. હવે તું તેનું બળ સમજ કે કેટલું બધુ છે ! ! ૧૩૧ સ્તોત્રરાજ ઇ૦—શ્રી સર્વોત્તમ સ્તોત્રરાજનો જે જપ કરે. સ્ફુટ—પ્રકટ.

૧૩૨ વણ ઇ૦—પણ વલ્લભના નામ વિના એકલા શ્રીજીને ભજતાં તેમને તે ભક્તની અરૂચિ થાય છે.

રામકૃષ્ણ પરબ્રહ્મ પ્રકટ માન્યા ભજી ગાયા;
વિભીષણાદિ પાંડવાદિ તેથકી ભક્ત લખાયા. ૧૩૩
રાવણાદિ કૌરવ કર્ણાદિક અપ્રકટ ધાયા;
પ્રકટ અનાદરથકી અસુરકોટિમાં ગણાયા. ૧૩૪
જેનું ઉઘડે ભાગ્ય તેહને નિશ્ચય આવે;
ઉરમાં આસુર ભાવ હોય તો ભ્રાંત્યુપજાવે. ૧૩૫
દૃઢ વિશ્વાસ સહજ પ્રભુનો મન તેજ ભક્તમણિ;
"संशयआत्माविनश्यति" ગાયું ગોકુળધણી. ૧૩૬
શ્રીમહાપ્રભુનો ભગ્ન ભરોંસો તેજ અન્યાશ્રય;
સકળ શુભ કૃતિ વ્યર્થ, ઠર્યો તે મહાદોષમય. ૧૩૭
દૃઢ આશ્રય શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલનો રાખે;
સેવે સમરે શ્રીજી તે અનુપમ રસ ચાખે. ૧૩૮
કળિમાં ભક્ત્યાદિક મારગ સહુ છે અતિ દુર્લભ;
હરિશરણાગતિ સુદૃઢ હોય તો સર્વે સુર્લભ.• ૧૩૯
શરણાગતિ પણ શુદ્ધ મળવી જીવ કઠિણ ઘણી છે;

---

૧૩૩ રામકૃષ્ણ ઈ૦-વિભીષણે પ્રકટ રામને, અને પાંડવોએ પ્રકટ કૃષ્ણ-ને પરબ્રહ્મ માન્યા અને તેમને ભજીને તેમનું ગાન કર્યું તેથી તેઓ ભકત લખાયા. મતલબ કે, તેમજ પરોક્ષ પ્રભુ કરતાં પ્રકટ મહાપ્રભુ ( વલ્લભ )ને ભજવાથી વિશેષ ફળ છે.

૧૩૪ અપ્રકટને (પરોક્ષને) ભજનારા અસુરકોટિમાં ( અસુરના તફામાં ) ગણાય છે: રાવણાદિ ઈ૦–સ્પષ્ટ છે.

૧૩૫ ભ્રાંત્યુપજાવે–ભ્રાંતિ ઉપજાવે–સંદેહ રાખે. ૧૩૬ સહજ–બળાત્કાર વિના. મન–જેને મન. ગાયું–ગીતામાં " संशयात्माविनश्यति–સંશયવાળો નાશ પામેછે. "

૧૩૭ શ્રીમહાપ્રભુનો ઈ૦–શ્રીમહાપ્રભુનો ભરોંસો ભગ્ન થાય-વિશ્વાસ ખંડિત થાય તેજ અન્યાશ્રય જાણવો. વ્યર્થ–તેથી વ્યર્થ થાય છે.

૧૩૯ ભકત્યાદિક ( ભકિત આદિ )–ભક્તિ વગેરે. સુર્લભ ( સુલભ )–સેહેલથી પ્રાપ્ત થાય એવું.

સઘળી સાંગોપાંગ વસ્તુ શ્રીગુરૂથી બણી છે. ૧૪૦
તેના સંબંધથી સરવ તે તુજમાં ગણવી;
તેથી પ્રાપ્તિ વિશ્વાસ રાખ્ય, તુંથી નથી બણવી. ૧૪૧
નિજ સાધનબળ કોઇ નથી પામ્યું શ્રીહરિને;
સર્વા સર્વના અર્થ મહત્ સંબંધે કરીને. ૧૪૨
નગરગલીનું નીચ નીર પણ મળ્યું ગંગને;
પછી તદ્રૂપ ન થાય દોષ લાગે પ્રસંગને. ૧૪૩
ગ્રહણ કર્યા નવ તજે મહદ જદપિ અયોગ્ય જન;
દોષ જીવના જોતાં અડે બરદને લાંછન. ૧૪૪
અજ્ઞપણે તું જાણે સાધન કશું ન મુજમાં;
શ્રીવલ્લભ સંબંધે પૂરણ સઘળું તુજમાં. ૧૪૫
કુંઠિત કરીશ પ્રતીતિ અધમપણું મનમાની;
અજ્ઞાપણે કંઇ ચિંતા પણ ફળમાં નહિ હાનિ. ૧૪૬
મારૂં સહુ બળ શ્રીગુરૂ છે દૃઢ પડ્યો ભરાંસો;
શ્રીજી તેના થઇ ચૂક્યા કિંચિત્ નહીં સાંસો. ૧૪૭
સાધન કર્મ કશાં પાંડવમાં જુઓ વિચારી;
કેવળ કુંતી સંબંધે વશ શ્રીગિરિધારી. ૧૪૮

---

૧૪૦ જીવ—જીવને. સઘળી ૯૦—સઘળી સાંગોપાંગ ( અંગ અને ઉપાંગ સહિત ) સઘળી વસ્તુ તો માત્ર ગુરૂથીજ બણી છે ( બનેલી છે. ).

૧૪૧ તુંથી ૯૦— તારાથી તે બનતી ( શક્ય ) નથી. ૧૪૨ મહત્ સંબંધે કરીને—મોટાના સંબંધથી.

૧૪૩ નીચ—મેલું—ગંદુ. પછી ૯૦—મળ્યા પછી પણ જો તે નીર તદ્રૂપ ( ગંગાજળ રૂપ ) ન થાય તો પ્રસંગને દોષ લાગેછે—અર્થાત્ પ્રસંગનો મહિમા કમી થાય છે.

૧૪૪ બરદ ( સ્તુતિ, યશ )—યોગ્યતા-મહત્તા. ૧૪૫ અજ્ઞપણે—અજ્ઞાનથી. ૧૪૬ કુંઠિત ૯૦—તું અજ્ઞપણે ( અજ્ઞાનપણાથી ) પોતાને વિષે મનમાં અધમપણું માનીને મહાપ્રભુને વિષે પ્રતીતિ ( વિશ્વાસ ) કુંઠિત ( ખંડિત ) કરીશ એ ચિંતા છે; પણ જો પ્રતીતિ ખંડિત નહિ થઇ તો ફળમાં કાંઇ હાનિ નથી. ૧૪૭ કિંચિત્—લગાર. સાંસો—સંદેહ.

વેદવિરૂદ્ધ ઘણાં કારજ પારથથી બનિયાં;
તે ઉલટાં અંતર પ્રિતે પ્રભુ સાધન ગણિયાં. ૧૪૯
જે કુળમાં હરિભક્ત એક હોય સહુ કુળ તારે;
તે સહુમાં ક્યાં ભક્તિ ? હરિ સંબંધ વિચારે. ૧૫૦
સંસ્કાર નહિ વેદાદિક સ્ત્રી શૂદ્ર કહાવે;
તે બ્રાહ્મણ સંબંધ માત્ર બ્રાહ્મણી શ્રુતિ ગાવે. ૧૫૧
અધમ ઉદક સુરસરી સમાન સંબંધતણે બળ;
ત્રૂટી ધાર ગાંગોદ ઠર્યું ધોવાય મત્ર જળ. ૧૫૨
ક્ષીર નીર ગોધૂમ કંકર મળી હરિગુણ કાગળ;
સમાન હોય સન્માન જુઓ સંબંધતણું બળ. ૧૫૩
ઉત્તમ અધમ, અધમ ઉત્તમતા સંબંધ પામે;
શાણા જુઓ વિચારી વસ્તુ સઘળે ઠામે. ૧૫૪
ઉત્તમ વસ્તુ અધમ અતિજ ઉદર દુગધે;

---

૧૪૯ વેદવિરૂદ્ધ—કુટુંબઘાત વગેરે. તે ૦–તે કારજને પ્રભુએ પોતાના અંતરમાં પ્રીતિવડે પ્રભુપ્રાપ્તિના સાધનરૂપ ગણ્યાં. ( એ હરિના-સંબંધનું ફળ ).

૧૫૦ બીજું દૃષ્ટાંત: સહુ કુળ તારે. ૦— તે સહુમાં ભક્તિ ક્યાં હોય છે ? પણ હરિ તો તેમને પોતાના ભક્તનો જે સંબંધ થયો છે તેનોજ વિ-ચાર કરેછે.

૧૫૧ સંબંધનું બીજું દૃષ્ટાંત: સંસ્કાર ૦—સ્પષ્ટ છે. ૧૫૨ અધ-મ ૦—અધમ ( મલિન ) ઉદક જે સુરસરી ( દેવનદી–ગંગા ) ની સમાન થાય છે તે સંબંધનુંજ બળ છે. ત્રૂટી ૦–પણ ગાંગોદ ( ગંગાના પાણી ) ની ધારતૂટી ( સંબંધ તૂટ્યો ) એટલે તે મૂત્ર જળથી ધોવાય છે (ધોવા લાયક થાયછે.)

૧૫૩ વળી બીજાં દૃષ્ટાંત: ક્ષીર ૦—દૂધમાં પાણી. ગોધૂમ ( ગહૂં ) માં કાંકરા, અને હરિ ગુણ સાથે કાગળ મળે છે ત્યારે તેમાંના અધમ ( પાણી, કાંકરા, કાગળ ) નું સન્માન ઉત્તમ ( દૂધ, ગહૂં. હરિગુણ ) ની બરોબર થાય છે. ( હરિગુણ જે કાગળ પર લખ્યા હોય તે કાગળ પૂજ્ય છે. )

૧૫૪ ઉત્તમ અધમનો સંબંધ પામવાથી તે અધમ થાય છે અને અ-ધમ ઉત્તમતાનો સંબંધ પામવાથી તે ઉત્તમ થાય છે.

પુરૂષોત્તમ મળમાસ નામ કેશવ સંબંધે. ૧૫૫
વણ સંબંધ વર વસ્તુ પ્રાપ્તિ નવ હોયે કોઇને;
સંબંધ બળ તજી નિજ બળ ધ્રોડે મરે રોઇને. ૧૫૬
એજ પુષ્ટિપથરહસ્ય શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ;
એમનું બળ આશ્રય અનન્ય ધર ઇચ્છે નિજ ભલ. ૧૫૭
સાધન ફળ હરિસંબંધથીજ સિદ્ધ છે બંધે;
તે પણ હરિરૂચિથીજ થયો પથપુષ્ટ ન સંધે. ૧૫૮
કેવળ સ્વાચાર્યાભિમાન શ્રુતિ યોગ કહ્યો છે;
પુરૂષોત્તમપ્રાપ્તિઉપાય એ સરળ લહ્યો છે. ૧૫૯

## ॥ कवित ॥

चिंता काहू बातकी न करनी कहै श्रीवल्लभ,
आसरो अनन्य से'ज प्राप्त पुष्ट फल हे;
महाप्रभु कृपापात्र श्रीजी प्रानप्रिय माने,
करी ले अयोग्य योग्य जद्यपि समल हे;

---

૧૫૫ ઉપરના સિદ્ધાંતનાં અનુક્રમે દૃષ્ટાંતઃ ઉત્તમ ઈ૦—સ્પષ્ટ છે. ઉત્તમ વસ્તુ-સારૂં ભોજન. પુરૂષોત્તમ ઈ૦—મળમાસ (અધિકમાસ) કેશવના સંબંધથી પુરૂષોત્તમમાસ કહેવાય છે.

૧૫૬ ધ્રોડે-દોડે. ગુરૂઆદિના સંબંધના બળની દરકાર ન રાખીને પોતાના બળથીજ જે દોડે-હરિ સાધન કરે તે રોઇને મરે-નિષ્ફળ થાય.

૧૫૭ ભલ-ભલું. ૧૫૮ બંધે-બન્ને-સાધન અને ફળ. તે ઈ૦—તે (હરિસંબંધ) પણ હરિની રૂચિથીજ પુષ્ટિ પથમાં થાય છે એમાં સંધે (સંદેહ) નથી.

૧૫૯ કેવળ ઈ૦—કેવળ સ્વાચાર્યાભિમાન (પોતાના ગુરૂનો અભિમાન એનેજ શ્રુતિ (વેદે) યોગ કહ્યો છે- અને એજ યોગ પુરૂષોત્તમ પ્રાપ્તિનો સરળ ઉપાય અમે લહ્યો છે (જાણ્યો છે).

૧૬૦ ચિંતા ઈ૦—શ્રીવલ્લભ કહે છે કે કોઈ વાતની ચિંતા કરવી નહિ તેમનો અનન્ય આશ્રય કર્યાથી સહેજમાં પુષ્ટ માર્ગનું ફળ પ્રાપ્ત થાય છે. જે પુરૂષ મહાપ્રભુનો (શ્રીવલ્લભનો) કૃપાપાત્ર થાય છે તેને શ્રીજી (હરિ) પણ

ताहीको पक्षपात अक्षम अपराध क्षमा,
निःसाधन निजानंद दे प्रमेय बल हे;
श्रीमद आचार्यज्यूंको दया तुं तो होय रहे,
अनायास अभेदाता ए प्रभु अनल हे. १६०

કેવળ કૃષ્ણ જપે ઉર આવી જાય અવિનાશી;
શ્રીવલ્લભ વિઠ્ઠલ સહ રટતાં અચળ નિવાસી. ૧૬૧

(श्रुति) एकाकीनरमते द्वितीयमिच्छन्

## રસાવલી.

શ્રીજી શ્રીવલ્લભ શ્રીવિઠ્ઠલ બાલક સારા;
માંઠ ઠૌર મઠડી ને જેમ કાંઇ સક્કરપારા. ૧૬૨
પૃથક્ નામ આકાર વસ્તુ તેની તે ભાળો;
સમજી એમ મનમાંહ્ય દૈવી ! સહુ સંશય ટાળો. ૧૬૩
થયો બ્રહ્મસંબંધ જેહ વલ્લભસુતદ્વારા;
મુખ્ય સ્વામિની તે તેને બીજા વ્રજદારા. ૧૬૪

---

પ્રાણપ્રિય માને છે, તથા તે અયોગ્ય અને યદ્યપિ ( જોકે ) સમલ ( મલ—પાપ યુક્ત ) કર્મ કરે તથાપિ તેને હરિ યોગ્ય કરી લે છે. તે વલ્લભના પક્ષપાતને લીધે તેના ભક્તના અક્ષમ( ક્ષમા ન થાય એવા )અપરાધને પણ તે ક્ષમા કરે છે; તથા નિઃસાધન ( સાધન કર્યા વિનાનાને ) પણ તે નિજાનંદ આપે છે એવું પ્રમેય ( અર્થાત્ હરિ ) નું બળ છે. એટલામાટે હે દયા! તું શ્રીમદ્ આચાર્યનો અનન્ય ભક્ત થઇને રહે. કેમકે એ અનલ ( અગ્નિ સ્વરૂપ ) પ્રભુ અનાયાસે અભય દાતા છે. (વલ્લભાચાર્યનો જન્મ અગ્નિકુંડમાંથી થયો હતો એમ તે સંપ્રદાયના ગ્રંથોમાં લખ્યું છે).

૧૬૨—૧૬૩ શ્રુતિ—વેદવાક્ય, एकाकी ઇ૦—બીજાને ઇચ્છતા હરિ એકલા રમતા નથી. માંઠ ઇ૦—માંઠ, ઠૌર, મઠડી અને સક્કરપારા એ જેમ પૃથક્ નામ અને આકારવાળા છતાં વસ્તુ એકજ છે તેમ શ્રીજી, શ્રીવલ્લભ, અને શ્રીવિઠ્ઠલ તથા તેના બાળકો માત્ર નામ રૂપે જૂદા છેઃ વસ્તુતાએ એકજ છે.

૧૬૪ મુખ્ય ઇ૦—તે શ્રીવલ્લભ મુખ્ય સ્વામિની છે અને બીજા વૈષ્ણવ તે વ્રજદારા—વ્રજસ્ત્રીઓ છે. તેને—તેને મન.

પુષ્ટ જીવ સહુ એ વિધિ વિવેક મનમાં ધરશે;
તો સહજે શ્રીજી મળશે સહુ કારજ સરશે. ૧૬૫
જેવું હરિ ગુરૂ રૂપ ત્યમજ વૈષ્ણવનું જાણો;
વણ શ્રમ મહાફળ મળે ઉભયથી અધિક પ્રમાણો. ૧૬૬
વલ્લભ વિઠ્ઠલ બે વકાર આદ્યંત રહ્યા છે;
મધ્યે "ષ્ણ" કૃષ્ણનો મેળે વૈષ્ણવજ લહ્યા છે. ૧૬૭
કશું ન સમજ્યો હોય, હોય અતિ પ્રિય જો હરિજન;
તેને કશું કરવું ન રહ્યું હરિ પ્રિય સમ લોચન. ૧૬૮
દ્વિદળ મધ્ય અંકુરિ અથવા મંજરી પણ જો જો;
જુગલ રૂપથી એમજ લલિતા છે ચિત્ત પ્રોજ્યો. ૧૬૯
લલિતા દામોદરદાસજી શ્રીવલ્લભ વલ્લભ;
વૈષ્ણવ તેનો વંશ ભજે દુર્લભ સહુ સુર્લભ. ૧૭૦
મૂળ પુરૂષ સર્વેશ્વર શ્રીજી શ્રુતિ કહ્યા છે;
પણ તે શ્રીવલ્લભ વશવર્ત્તી સદા રહ્યા છે. ૧૭૧
શ્રીમહાપ્રભુ વણ કૃપા ન તે કોને પણ લાધે;
સાધન ધર્મ અનેક પ્રકાર જદ્યપિ આરાધે. ૧૭૨
ચિંતામણિ મોટો પણ જેનો આપ્યો મળિયો;
ત્યારે તે ચિંતામણિથકી દાતા અતિ બળિયો. ૧૭૩
શ્રીમહાપ્રભુ સ્વતંત્ર પુરૂષ શ્રીમુખ સાંભળિયું;
તેમની કૃપા જયહાં તેનું ભાગ્ય અતિ બળિયું. ૧૭૪

---

૧૬૬ ઉભયથી-હરિ અને ગુરૂ બંનેથી. કેમકે તેને વગર શ્રમે મહાફળ મળે છે. ૧૬૭ વલ્લભ ઇ૦-વલ્લભ એમાંનો 'વ' અંતે અને વિઠ્ઠલનો 'વિ' પ્રથમ, તથા કૃષ્ણનો 'ષ્ણ' મધ્યમાં મૂકવાથી 'વિષ્ણવ' રૂપ થાય છે. ( માટે વૈષ્ણવમાં એ ત્રણે છે એમ જાણવું ).

૧૬૮ હરિ ઇ૦-તે હરિને લોચન ( નેત્ર ) સમ પ્રિય છે. ૧૬૯ દ્વિદળ ધાન્યમાંના અંકુર અથવા માંજરના દૃષ્ટાંતથી લલિતાની મહાવૈષ્ણવતા વર્ણ્યું છે: દ્વિદળ ઇ૦—સ્પષ્ટ છે. દ્વિદળ—બે દાળોવાળું ધાન્ય.

૧૭૦ લલિતા ઇ૦—લલિતા અને દામોદરદાસજી, એ બન્ને શ્રીવલ્લભને વલ્લભ છે. તેનો વંશ વૈષ્ણવ છે. તેમને જે ભજે તેને સહુ દુર્લભ વસ્તુઓ સુલભ થાય છે. ૧૭૧ વશવર્તી—આજ્ઞામાં વર્તનાર.

પુષ્ટ પુષ્ટફળ શ્રીવલ્લભ ચરણારવિંદ છે;
તેથી અગ્ર કહે ફળ તે મતિ ભાગ્યમંદ છે. ૧૭૫
શ્રીવલ્લભ શ્રીવિઠલ નામ વસ્તુ અતિભારી;
અંતરંગ શ્રીજીને પરમ ભજન અધિકારી. ૧૭૬

## ॥ उक्तंच ॥

"श्रीकृष्णानुगृहीतैकप्रार्थनीयपदांबुजः" ઇત્યાદિ.
"जन्मजन्मतुगोपालोपासनंयैःकृतंपुरा
"नामकौस्तुभसारस्यंज्ञातुंतेनाधिकारिणः" ॥ १ ॥
श्रीरघुनाथोक्तं

વચન વડાનાં લેઈ સંમતિ સઘળે આપી;
( કહ્યો ) એક અનુભવ ગિરા થવા મન સુખ આલાપી. ૧૭૭
મેં મુજ મન પ્રબોધ થવા આ ગ્રંથ રચ્યો છે;
અવર તેહને કાજ જેહને રૂચ્યો પચ્યો છે. ૧૭૮
શ્રીગુરૂ ગોપીજનવલ્લભ જેવી મતિ દીધી;
તેવી મેં આ ગ્રંથતણી રચના છે કીધી. ૧૭૯

---

૧૭૫ શ્રીવલ્લભનાં ચરણારવિંદ એજ પુષ્ટમાર્ગનું પુષ્ટ ફળ છે. તેથી અગ્ર ( આગળ-વધારે ) કોઈ બીજું ફળ છે એમ જે કહે તે મતિ અને ભાગ્ય બન્નેમાં મંદ છે.

૧૭૬ અંતરંગ ઈ૦—જે શ્રીવલ્લભ અને શ્રીવિઠ્ઠલના ભજનના પરમ અધિકારી છે તે શ્રીજીને અંતરંગ તુલ્ય છે. બાહારના અંગ કરતાં અંદરનું અંગ વધારે કીમતી છે તેમ કેવળ પોતાની ભક્તિ કરનાર કરતાં તે વધારે પ્રિય છે, એ તાત્પર્ય.

શ્લોક—"શ્રીકૃષ્ણે જેના ઉપર અનુગ્રહ કરેલો છે તેજ માત્ર એક પ્રાર્થના કરવા યોગ્ય ચરણકમળવાળો છે." ઇત્યાદિ. "જેમણે પૂર્વે જન્મોજન્મ ગોપાળનું ઉપાસન કર્યું છે. તેવડે તેઓ કૌસ્તુભમણિની સરસતા અર્થાત્ કૌસ્તુભ જેનાવડે શોભે છે એવા શ્રીકૃષ્ણના નામના અધિકારી થાય છે."

૧૭૭ ગિરા-વાણી. આલાપી કહી. ૧૭૮ પચ્યો છે-પચી શકે એવો છે.

ગમ્ય ન પડે અવરને પુષ્ટ સૃષ્ટિનું જીવન;
ભાવ ઉપજશે તેને જેહ હરિ કૃપાપાત્ર જન. ૧૮૦
મહારસ સાગર ગ્રંથ સુરચ્યો રસાવલી છંદે;
સજ્જનનું મન સુણી ભરાશે પરમાનંદે. ૧૮૧
શ્રીવલ્લભ દાસાનુદાસ જન દયારામ છે;
તેણે આ રચના કીધી મન પૂરણ કામ છે. ૧૮૨
આ પુષ્ટિપથરહસ્ય ગ્રંથ શ્રવણ વા ગાશે;
સકળ પાપ સંતાપ જશે વાંછિત ફળ થાશે. ૧૮૩

સમાપ્ત.

---

૧૮૦ ગમ્ય ન પડે—ગમ્ય ન થાય—જાણવામાં ન આવે.

# *रुक्मिणीसीमंत.

## કડવું ૧ લું.

### ધોળ.

" હાંરે હાંરે કરે કંથારૂઆં રે " નો ઢાળ.

શ્રીગુરૂ ગોવિંદને પ્રથમ પાયે લાગું જી,
સીમંત ગાવા શુભ વાણી માગું જી;
આજ સોહેલા[1] વસુદેવજીને ઘેર રે,
શ્રીકૃષ્ણજી સરખા પુત્ર લીલા લેર રે. ૧
શ્રીદેવકીજી ને ઉર આનંદ થયો ધાડે[2] રે,
સુખની સીમા ઘેર આવ્યો રૂડો દાંડો રે;
રોહિણીજી આદે સાસુ સહુ હરખે રે,
વહુ શ્રીરૂક્મિણીજી કેરૂં રૂપ નરખે રે. ૨
જોઇ જોઇ ફૂલ્યાં રેવતીજી જેઠાણી રે,
સોળ સહસ્ત્ર પટરાણી વાત જાણી રે;
સ્ત્રીજન મગન દેખી વસુદેવ ઘરમાં પૂછે રે,
વાધ્યો આનંદ સહુને કો'ને વાત શું છે રે? ૩
એવું સુણી બોલ્યાં દેવકીજી વચન રે,
સ્વામી આપણ (ને) ઘેર આનંદનો દન રે;
વહુ રૂક્મિણીજીને આવ્યું છે સીમંત રે,
રાખડલિ બાંધ્યાનું મુહૂર્ત પૂછો અભ્રાંત રે. ૪
સીમંતનું ક્યારે મુહૂર્ત તે કહાવો રે,
નિશ્ચે કરી વહુને મૈયર જાણ કરાવો રે;
એવું સાંભળી વસુદેવ આનંદિયા રે,
મનમાં મોદ ધરી ઇષ્ટદેવ વંદિયા રે. ૫

*'સીમંત' ચોટલાના સેંથાનું નામ છે. ગર્ભવતીનું માથું હોળવાનો એક સંસ્કાર તે સીમંત સંસ્કાર. ૧ સોહેલા-રૂડા દિવસ. ૨ ધાડા—(ધટ્ટ) બહુ.

જોષી તેડાવી શુભ મુહૂર્ત ધરાવિયાં રે,
સુભદ્રાને હસ્તિનાપુરથી તેડાવિયાં રે;
જે જેમ ઘટે તે તેમ સર્વ કારજ કીધાં રે,
સ્નેહી સંબંધી સમે સહુ તેડી લીધાં રે. ૬

ઘેણને રક્ષા નણદે બાંધી કુળની રીતે રે,
વાજાં વાજે ગોરી ગીત ગાય પ્રીતે રે;
રૂકમકેશ વહુનો બંધવ સમે આવિયો રે,
આપ્યું ઘરચોળું અમૂલક રૂડું લાવિયો રે. ૭

મુહૂર્ત ધારી સહુને લખાવી કંકોતરી રે,
ભીષ્મક રાજાને કા'વ્યું વસુદેવે રીતે કરી રે;
મુહૂર્ત ઉપર મોસાળું લેઈ વે'લા આવજો રે,
રૂડા સંબંધી છો સમે આવી શોભાવજો રે. ૮

પાંડવઆદે સગાં મિત્ર સહુને કા'વિયું રે;
શુભ મુહૂર્ત ઉપર સર્વે કોઈ આવિયું રે. ૯

## વલણ.

દેશદેશથી નોતર આવી, ભાવી બહુ વસુદેવ રે;
વિશ્રામ સહુને આપીઆ, મૂકયા સેવક કરવા સેવ રે. ૧૦

ભાવે ભોજન કરાવિયાં, આનંદ વાધ્યો અપાર રે;
મંડપ મનોહર બાંધિયો, ત્યાં થઇ રહ્યો જેઇકાર રે. ૧૧

## કડવું ૨ જું.

" પ્રેમપતિ તારો એક ઉગિયોરે " નો ઢાળ.

હરખ સીમંતનો આવિયો રે,
કદલીસ્થંભ તોરણ બાંધ્યાં બાર;
આનંદ મારે અતિઘણો રે.

---

૭ ઘેણ-ગર્ભવતીસ્ત્રી ( ધેનુ(ગાય) ઉપરથી એ નામ પડ્યું છે ). ગોરી ( ગૌરી )-સ્ત્રી.

વાજીત્ર વાજે ને માનિની મંગળ ગાય રે;
સાંતરાં થઈ ફરે સહુ નર નાર. આનંદ. ૧
ગોત્રજ દેવીસ્થાપન કીધાં પ્રેમે પૂજ્યાં રે,
વૃદ્ધશ્રાદ્ધ કીધું વસુદેવ; આનંદ.
દક્ષિણા દેઈ બ્રાહ્મણ સંતોષીઆ રે,
રાંદેલ પધરાવ્યાં તતખેવ. આનંદ. ૨
પીઠી ચોળી ઘોણુંને નવરાવિયાં રે,
વસ્ત્રાભૂષણ ધરિયા શુભ શણગાર; આનંદ.
પસલી ભરાવી રૂકમરથ વીર રે,
પાન ફોફળ શ્રીફળ મુદ્રા સાર. આનંદ. ૩
સમે શોભે તેવાં ગીત ગોરી ગાય રે,
સહુ નરનારી આનંદે અપાર; આનંદ.
પાટ પથરાય વહુજી પગલાં માંડે રે,
મંડપમાં પધરાવ્યાં તેણી વાર. આનંદ. ૪
સુંદર સુખાસને શ્રીરૂક્મિણી બેઠાં રે,
મનોહર વિરાજે મુક્ત કોડ; આનંદ.
શોભા જોતાં સૌ સ્ત્રી આંખી પડી રે,
નહિ જગમાં કાંઈ એ જગદંબા જોડ. આનંદ. ૫
મુખવર વારૂ કોટિ શરદ–ચંદ્રમા રે,
કર પદ કમળ સમાન; આનંદ.

---

૧ કદળી–કેળ. માનિની–સ્ત્રી. સાંતરાં–પરવારીને ? ૨ ગોત્રજદેવી–કુળદેવી. વૃદ્ધશ્રાદ્ધ–નાંદીશ્રાદ્ધ. નાંદીમુખ થયેલા પિતૃઓનું શ્રાદ્ધ શુભ પ્રસંગેજ થાય છે. ચોથી પેઢી ઉપરાંતના પિતૃઓ નાંદી મુખ થાય છે. રાંદેલ–ગૌરી–પાર્વતી.

૩ પસલી–પોશ. ફોફળ –સોપારી. શ્રીફળ–નાળીએર. મુદ્રા–રૂપિયો. ૪ પાટ–લૂગડાંના પાટ. (ગર્ભવતીના પગને કાંઈ વાગે નહિ માટે. આ ઉપરથી ગર્ભવતીની કેવી સંભાળ લેવી જોઈએ તથા તેનું મન કેવું પ્રસન્ન રાખવું જોઇએ એ બાબત રૂઢી આપણને જાણે શીખામણ આપે છે.)

૫ સુખાસન–સુખ ઉપજે એવું આસન. મુક્ત કોડ–કદાશ કોડ હોય.

નેત્ર નિર્મળ મૃગયાનેણીનાં અણિયાળાં રે,
કેસર કંચન વર્ણું વાન. આનંદ. ૬
નખશિખ શોભા વર્ણ્યામાં આવે નહિ રે,
સર્વે સ્ત્રીનું મંડળ મોહ્યું જોઇ; આનંદ.
ઇંદ્રાણી બ્રહ્માણી ભવાની મોહ પામ્યાં રે.
ત્રયલોકમાં સમોવડ નહિ કોઈ. આનંદ. ૭
સુર મુનિ જન સર્વે સભામાં બેઠા રે,
જાદવ-મંડળ ભૂપતિ અપાર; આનંદ.
સભા મધ્યે નાચે નૃત્યકારિણી રે,
નાટારંગ થાય થેઇકાર. આનંદ. ૮
સીમંતનું કર્મ વેદવિહિત કીધું રે,
ગર્ગાચાર્ય કર્માંતરના જાણ; આનંદ.
વેદ ભણે બીજા વેદીયા રે,
એ શોભાની સમોવડ હોય કાણ. આનંદ. ૯
બુસકિયો અભિમન્યુ આવી ખોળે બેઠો રે,
કુમકુમે કરપીળી બુસડ થાપી; આનંદ.
પસલી ભરાવી સોના મોહોર વડે રે,
પ્રસન્ન કીધો મુખ માગ્યું તે આપી. આનંદ. ૧૦
સુભદ્રાજી નાણંદે બાંધી રાખડી રે,
ખોળો ભરિયો જાદવકુળની રીતે; આનંદ.

---

૬ વારૂ—ઓવારૂ. કરપદ-હાથપગ. મૃગયાનેણીનાં ( મૃગ નયનીનાં )-હરણ જેવી આંખોવાળી રૂક્મિણીનાં. કેસર કં૦—તેના શરીરનું વાન ( વર્ણ-રંગ ) કેસર અને કંચનના વર્ણનો હતો.

૮ સુર-દેવ. મુનિ-ઋષિઓ. જન-મનુષ્યો. નૃત્યકારિણી—નાચનારી નાટારંગ—નૃત્યનો કે નાટકના સમયનો આનંદ. ૯ વેદવિહિત—વેદમાં કહ્યા પ્રમાણે. કર્માંતર-બીજું કર્મ ( સીમંતના કર્મનો વિધિ ).

૧૦ બુસકીઓ—દિયર અથવા ભાણેજ જે ગર્ભવતીને થાપો મારે છે તે બુસડ કહેવાય છે અને તે થાપો મારનાર બુસકીઓ કહેવાય છે. તે બુસડ મારનારને ઘેણુ પોતાના પિયર તરફથી કાંઈ આપે છે.

રાખડી બંધામણ દામી ડગલાં દાપુ રે,
બંનેને સંતોખ્યાં પૂરણ પ્રીતે. આનંદ. ૧૧
રીતે ભાતે સર્વે કીધો ચાંદલો રે,
અંબર આભૂષણ હીરા મો'ર; આનંદ.
કુળ ગોત્ર જ્ઞાતિ રીતિ રૂડી કીધી રે,
વેદ વિધિ કીધી કહી જ્યમ ગોર. આનંદ. ૧૨

## વલણ.

ગોર કહી ત્યમ વિધિ કીધી, આનંદ વાધ્યો અત્ય રે;
આગળ બાકી રીત રહી તે, કહીશ જેવી મત્ય રે. ૧૩
મામેરાની વિધિ કહું તે, સાંભળો સહુ જન રે;
દયો કહે ગુરૂ પ્રતાપે, આનંદ વાધ્યો મન રે. ૧૪

## કડવું ૩ જું.

" સાડીના ચોખાનો " ઢાળ.

કુંદિનપુરથી આવ્યા ભીષ્મક ભૂપતિ;
બંધવ બાઇના સાથે આવ્યા ચાર,
બીજા સંબંધી સંગે ઘણા.
વાજાં વાજે ગાયે ગોરી ગીત,
છાબ સજી બહુ સુંદર નહિ મણા. ૧
મોસાળું લેઈ આવ્યા વેવાઇ મો'લે,
સભામાં શોભ્યા હળ્યા મળ્યા;

---

૧૧ રાખડી બંધામણ દામી ( કીમતી ). ડગલાં ( ફ્રોકઆરૂ-? ) એ નામનાં દાપાં વહુનાં પિયરિયાં આપે છે તે સાસરિયાં લે છે. ૧૨ અંબર-વસ્ત્ર.

૧૩ અત્ય-અતિ. રીત-રૂઢી પ્રમાણે કર્તવ્ય. ૧ બાઇના- રૂકિમણીના. ચાર બાંધવ—રુકમી, રુકમકેશ, રુકમરથ, રુકમાલી (?)

વસ્ત્ર માટે દ્રવ્યની બહુ થેલી,
ભૂષણ હીરા મણિ ના જાય કળ્યા. ૨
પ્રથમ પુત્રીને સોળે શણગાર,
સુંદર પટોળી ચરણો કાંચળી;
જામાત્ર શ્રીકૃષ્ણજી સંતોષ્યા,
વસ્ત્રાભૂષણ આપ્યાં બહુ મન રળી. ૩
વસુદેવજીને સહસ્ર સોનાની મો'રો,
પાઘ અનુપમ જોટો પામરી;
બળભદ્રજીને પણ આપ્યું તે રીતે,
પાંચે પાંડવ ભલી ભાતે કરી. ૪
ઉગ્રસેન રાજાને શાલ જોડો મુકુટ,
આપ્યો મણિ માણક જડચો;
ઉધ્ધવજી અક્રૂર આદે સહુ જાદવ રીતે,
પોખ્યા લાંઝો ના પડચો. ૫
અભિમન્યુને આપી મણિની માળા,
પાઘ સેલો આપી પ્રસન્ન કર્યા;
મણિ માણેક જડિયા સહુને શિરપેચ,
મોતીના તોરા મસ્તકે ધર્યા. ૬
શેષ શંકર બ્રહ્મા ઇંદ્ર ચંદ્ર,
સૂર્ય ધર્મ વરૂણ ને ગણપતિ;
અગ્નિ વાયુ રૂદ્ર છે અગિયાર રે,
આઠ વસુ ને બીજા સુર અતિ. ૭
પાતાળેથી પન્નગ સર્વે આવ્યા,
રૂપ પલટિયાં તે કોઈ નવ લહ્યાં;

---

૨ ના જાય કળ્યા-તેની કીમત થઇ શકે નહિ. ૩ જામાત્ર (જામાતૃ) —જમાઇ. રળી—હોંસ. મનની હોંસ પ્રમાણે. ૪ પામરીજોટો—અહીં શાલ-જોટો. ૫ પોખ્યા—સંતુષ્ટ કર્યા. લાંઝો—ખામી.

૬ સેલો—શેલુ. મણિ ઇ૦—મણિ અને માણેકથી જડેલા શિરપેચ સહુને આપ્યા.

સહુને શ્રીહરિ દર્શનની અભિલાષા,
એક પંથ બે કારજ થયાં. ૮
સર્વ રાજાને સબળા સન્માન્યા,
ગોરનું દાપુ બમણું આપિયું;
પુરૂષ મંડળ પેહેરાવ્યું સહુ પ્રીતે,
વચન કોઇનું ના ઉથાપિયું. ૯
સ્ત્રીમાં પ્રથમ વેવાણ દેવકીજીને,
ચીર અનુપમ ઝીણા જરકશી;
અદ્‌ભુત આભૂષણ ને મોતીમાળા,
રોકડ આપ્યું નહિ બાકી કશી. ૧૦
રોહિણીજી આદ સહુ વેવાણોને,
સમોવડ ગણિયાં ભીષ્મક ભામિની;
પટરાણી સો તેને સરખી રીતે,
તેજ પ્રમાણે સર્વે કામિની. ૧૧
કુંતીજીને આપી સુંદર સાડી,
ઘરચોળું કરમજનું રેવતી;
સુભદ્રા પાંચાળી ભારે સાળુ,
કોર જરી પાલવ શોભે અતિ. ૧૨
સંબંધ પ્રમાણે સહુ પેહેરાવ્યાં,
જાદવ સ્ત્રી ગોરાણી પોખિયાં;
બાળામંડળ કોઇ રહ્યું નહિ બાકી,
સેવક જન પણ બહુ સંતોખિયાં. ૧૩
ભવનું મોંઘું ભાગ્યું બેનને બાપે,
કોડ પૂર્યા સહુ કાંઈ બાકી નહિ;
રંગેજંગે પગરણ પૂરણ કીધું,
આનંદ ઉત્સવ એવો નહિ કહીં. ૧૪

---

૮ રૂપ પલટિયાં–રૂપ બદલીને આવ્યા. ૧૨ કરમજનું–કિરમજી રંગનું ઘરચોળું. પાંચાળી–દ્રૌપદી. ૧૩ બાળામંડળ–સ્ત્રીમંડળ. ૧૪ રંગેજંગે (રંગેચંગે પણ કહેવાયછે)—ખ્યાલીખુશાલી. પગરણ—(સીમંતનો ) સમારંભ.

ચોગુને પાટ ઉઠાડયાં આપ્યું પટોળું,
સાસુ દેવકીજીએ તે સમે;
ઉઠયાં વહુજી મંદિરમાં પધાર્યાં,
ગોત્રજ સાસુ સર્વેને નમે. ૧૫

મિષ્ટાન્ન ભોજન સહુ કોઇને રે કરાવ્યાં,
રીતે પ્રીતે સર્વ વોળાવિયું;
સીમંત એ શ્રીરૂક્મિણીજીનું ગાયું,
હરિજન હૈડામાં ઘણું ભાવિયું. ૧૬

શ્રીરેવાજીને તટ આણંદ ગામ,
કવિજનકેરો ત્યાં વિશ્રામ છે;
સાઠોદરો નાગર બ્રાહ્મણ હરિભક્ત જન,
દયાશંકર એવું નામ છે. ૧૭

તેણે એ ગુણ ગોવિંદ ગાયા પ્રિતે,
જ્ઞાતિ રીતે ત્રણ કડવે કહ્યું:
શીખતાં સાંભળતાં ગાતાં ગીતે,
આનંદ મંગળ થાય નિશ્ચે લહ્યું. ૧૮

## વલણ.

લહ્યું નિશ્ચે આનંદ મંગળ, થાય પ્રભુ પ્રસન્ન રે;
પૂરણ હોય મનકામના, જે બોલો જગજીવન રે. ૧૯
પાપ સહુ સંતાપ નાસે, હોય વૈકુંઠ વાસ રે;
શ્રીરૂક્મિણી શ્રીકૃષ્ણજી, બેહુ પૂરે તેની આશ રે. ૨૦

**સમાપ્ત.**

---

૧૫ પાટ ઊઠાડયાં—બેઠેલાં ઉઠાડવાનો એક રૂઢીનો વિધિ. ૧૮ જ્ઞાતિ રીતે ૯૦—જેવી રીતે સાઠોદરા નાગરની જ્ઞાતિમાં ચાલુ છે તે રીતે આ સીમંતનો વિધિ ત્રણ કડવાંમાં કહ્યો છે. ૧૯ જુગજીવન—હરિ.

# प्रश्नोत्तरमाळा.

## दयारामकृत.

### दुहो.

श्रीगुरु गिरिधरलालपद, प्रथम हि करु प्रनाम;
रचु प्रश्नोत्तरमालिका, पढत सुनत सुखधाम. १

१ પ્ર૦ શ્રીહરિ પણ ન જાણે તે શું?
ઉ૦ શ્રીજી પોતાનો પાર ન જાણે.
૨ પ્ર૦ શ્રીજીને ઘેર નહિ તે શું?
ઉ૦ દીનતા શ્રીજી પાસે નથી.
૩ પ્ર૦ શ્રીજી ના કરી શકે તે શું?
ઉ૦ શ્રીજીથી ભક્તદ્રોહ ન થાય.
૪ પ્ર૦ શ્રીજીએ ન સહેવાય તે શું?
ઉ૦ શ્રીરાધાનો વિયોગ ને ભક્તનો દ્રોહ એ બે વાનાં.
૫ પ્ર૦ જે અપરાધ મટવાનો ઉપાયજ ન મળે તે કયો?
ઉ૦ શ્રીહરિથી બહિર્મુખતા.
૬ પ્ર૦ શિવજીથી પણ વિષ્ણુ મોટા તે શામાટે?
ઉ૦ જેનું આપ્યું જાય નહિ [ એવા છે ] તેથી.
૭ પ્ર૦ શ્રીજીને ઘણું વહાલું કોણ?
ઉ૦ પોતાની પ્રેમભક્તિ.
૮ પ્ર૦ શ્રીજીને કૃપા ઉપજાવે તે સાધન શું?
ઉ૦ સાચી દીનતા.
૯ પ્ર૦ થોડે શ્રમે ઘણું ફળ તે શું?
ઉ૦ શ્રીકૃષ્ણ નામ.

૧૦ પ્ર૦ સર્વને પરમ વલ્લભ શું ?
ઉ૦ પોતાનો આત્મા.

૧૧ પ્ર૦ સર્વત્ર સુખ કોને ?
ઉ૦ સંતોષી ભક્તને.

૧૨ પ્ર૦ મનનું વાહન તે કોણ ?
ઉ૦ લોચન.

૧૩ પ્ર૦ સહેજે ધ્યાન શાનું થાય ?
ઉ૦ જેની આતુરતા [ હોય તે ].

૧૪ પ્ર૦ અમૂલ્ય વસ્તુ તે કયી ?
ઉ૦ જેની ઘણી હોંસ [ હોય તે ].

૧૫ પ્ર૦ સાકરથી ગળ્યું શું ?
ઉ૦ ગરજ.

૧૬ પ્ર૦ અમૃતથી મીઠું શું ?
ઉ૦ સુંદર રાગ.

૧૭ પ્ર૦ રંકથી રંક કોણ ?
ઉ૦ ગુનોહ.

૧૮ પ્ર૦ મોટા ગિરિથી ભારે શું ?
ઉ૦ ઓધમ.

૧૯ પ્ર૦ હળવાથી હળવો કોણ ?
ઉ૦ માગણ.

૨૦ પ્ર૦ ઉપાનથી શું નીચું ?
ઉ૦ નિંદક.

૨૧ પ્ર૦ વિંછીથી વેદના વત્તી તે શી ?
ઉ૦ કઠોર વચન.

૨૨ પ્ર૦ મૃત્યુથી ક્રૂર શું ?
ઉ૦ ભયનો આગમ.

૨૩ પ્ર૦ વિદ્યાથી રૂડું શું ?
ઉ૦ સુબુદ્ધિ.
૨૪ પ્ર૦ ચિતાથી ભુંડું શું ?
ઉ૦ ચિંતા.
૨૫ પ્ર૦ મિત્રથકો શત્રુ કોણ ?
ઉ૦ આળસ.
૨૬ પ્ર૦ પાસે રહીને ભંડાવે કોણ ?
ઉ૦ ઇતરાઇ.
૨૭ પ્ર૦ બેડીથી બંધન શું ?—[ કયું ? ]
ઉ૦ મોહપાશનું.
૨૮ પ્ર૦ રૂપનો, ગુણનો, મોહ નહિ કોને ?
ઉ૦ મૂર્ખને.
૨૯ પ્ર૦ કાળથી [ મોટો ] શત્રુ કોણ.
ઉ૦ દુષ્ટ સંગ.
૩૦ પ્ર૦ થોડી વસ્તુ જે સર્વથી ઘણી મનાય તે શી ?
ઉ૦ પોતાની બુદ્ધિ.
૩૧ પ્ર૦ અધમથી અધમ કોણ ?
ઉ૦ નિર્દય.
૩૨ પ્ર૦ પંડિત છતાં મૂર્ખ કોણ ?
ઉ૦ અદેખો.
૩૩ પ્ર૦ પ્રીતની પાળી કયી ?
ઉ૦ કપટ અને કુવચ.—[ નઠારૂં વચન ].
૩૪ પ્ર૦ જૂઠાને પણ સમજુ માને તે શાથી ?
ઉ૦ હરિના બ્હાનાથી.
૩૫ પ્ર૦ ધર્મ પણ અધર્મ થાય તે શાથી ?
ઉ૦ શ્રીહરિના અનાદરથી.

૩૬ પ્ર૦ જેનો ઉપાય નહિ તે કયો રોગ?
ઉ૦ પોતાનો સ્વભાવ.

૩૭ પ્ર૦ રૂડી વાતનો અનાદર શાથી [થાય]?
ઉ૦ સમય વિના કહ્યાથી.

૩૮ પ્ર૦ સાચી વસ્તુ જૂઠી પડે તે શાથી?
ઉ૦ વિશ્વાસ વિના.

૩૯ પ્ર૦ જેથી સદા દુઃખ [થાય] તે શું?
ઉ૦ માત્સર્ય દોષ.

૪૦ પ્ર૦ પ્રભુથી બળિષ્ટ કોણ?
ઉ૦ પ્રભુના સાચા ભક્ત.

૪૧ પ્ર૦ સર્વેનું વશીકરણ શું?
ઉ૦ મરજી સાધવી.

૪૨ પ્ર૦ ઉચ્છિષ્ટ વસ્તુ પ્રભુ અંગીકાર કરે તે શી?
ઉ૦ દુગ્ધ, મધુ, અને રેશમી વસ્ત્ર.

૪૩ પ્ર૦ મદ્યપાની ન બોલે એવું શું હશે?
ઉ૦ પોતાનું સાંચ્યું દ્રવ્ય ન બતાવે.

૪૪ પ્ર૦ વાયસ ન ખાય તે શું?
ઉ૦ પોતાની જાતનો કાગડો ન ખાય.

૪૫ પ્ર૦ સ્ત્રી એકલી શું ન કરી શકે?
ઉ૦ પુરૂષ વિના ગર્ભ ન ધરી શકે.

૪૬ પ્ર૦ કવિથી શું ન કવાય?
ઉ૦ બ્રહ્માનંદ રૂપ.

૪૭ પ્ર૦ જગતમાં અમર કોણ?
ઉ૦ આશા.

૪૮ પ્ર૦ જે અનંત વસ્તુ તે શી?
ઉ૦ આકાશ.

૪૯ પ્ર૦ જે દક્ષનેજ ઘેલા કરે તે શું ?

ઉ૦ ઇશ્કિ.

૫૦ પ્ર૦ સર્વનો ઉસ્તાદ કોણ ?

ઉ૦ ભય.

૫૧ પ્ર૦ મુખ વનો પુરૂષ કોણ ? [વનો-વિનાનો.]

ઉ૦ ન્યાય; કેમકે તેને મુખ નથી.

૫૨ પ્ર૦ છતી આંખે આંધળો કોણ ?

ઉ૦ કામી.

૫૩ પ્ર૦ છતે કાને બેહેરો કોણ ?

ઉ૦ સ્વાર્થી.

૫૪ પ્ર૦ માથા છતે માથા વનો [-વિનાનો] કોણ ?

ઉ૦ વ્યસની.

૫૫ પ્ર૦ છતે હાથે લુલો કોણ ?

ઉ૦ આળસુ.

૫૬ પ્ર૦ છતે પગે પાંગળો કોણ ?

ઉ૦ હુકમવાળો.

૫૭ પ્ર૦ છતે નાકે નકટો કોણ ?

ઉ૦ લોભીઆ અને નિર્લજ.

૫૮ પ્ર૦ છતે કાળજે ન કાળજો કોણ ?

ઉ૦ સાહસકર્મી.

૫૯ પ્ર૦ સૂબાથી બળિયો કોણ ?

ઉ૦ નાગો.

૬૦ પ્ર૦ સર્વથી મોટું કોણ ?

ઉ૦ સઘળું બળ છતાં ક્ષમાવાળો.

૬૧ પ્ર૦ મનનો મેહેબુબ કોણ ?

ઉ૦ સંગ તથા જ્યાં જેનું લગન હોય તે.

૬૨ પ્ર૦ જેની ઉપર ઇશ્વરનું બળ પણ ના ચાલે તેવું બળિયું કોણ?

ઉ૦ ઇશ્વરના સાચા ભક્ત કેમકે તેથી ઇશ્વર પણ હારે

૬૩ પ્ર૦ પરમેશ્વરને વશ કરવાનો જાદુ કયો?

ઉ૦ નિઃસ્વાર્થ પ્રેમ.

૬૪ પ્ર૦ શ્રીકૃષ્ણને મન શત્રુ કોણ?

ઉ૦ શુદ્ધ ભક્તનો દ્રોહી.

૬૫ પ્ર૦ જેમાં કિંચિત્ પણ લાભ નહિ ને પાપ અતિશેજ તે શું?

ઉ૦ તે તે જૂઠું બોલવું.

૬૬ પ્ર૦ જેનું મૂળ કિંચિત્ ને ફેલાવ ઘણો તે શી વસ્તુ હશે?

ઉ૦ એક તો નદી અને બીજો કલેશ.

૬૭ પ્ર૦ હાથવડે હલાવ્યા વિના ના હાલે તે અંગ કીયું?

ઉ૦ કાન.

૬૮ પ્ર૦ વાયુથી શીઘ્ર વેગ કોનો હશે?

ઉ૦ મનનો.

૬૯ પ્ર૦ વીજળીથકી વધારે ચપળતા કોની?

ઉ૦ બંદૂકની ગોળીની. [જોવામાં આવે છે].

૭૦ પ્ર૦ કામ દામથી અળગા તે શાથી મરે?

ઉ૦ જશથી.

૭૧ પ્ર૦ પાણીથી પાતળું તે શું કે જે માર્ગ વિના પ્રવેશે?

ઉ૦ તે તો તેજ, કે જે કાચમાંથી નીકળે; જળ નહિ.

૭૨ પ્ર૦ ચૈતન્ય વિના વાતો કોણ કરે?

ઉ૦ લખેલું પત્ર.

૭૩ પ્ર૦ વાણી, હસ્ત, અને શસ્ત્ર વિના મારે તે કોણ?

ઉ૦ નેત્ર.

૭૪ પ્ર૦ એકલાં આનંદ શાથકી થાય !

ઉ૦ રાગથકી.

૭૫ પ્ર૦ જેનો લાભ તથા હાનિ બંને ખોટાં તે વસ્તુ શી !

ઉ૦ તે તો સોનું તથા આજેપડવો.

૭૬ પ્ર૦ જે વસ્તુનો લાભ તથા હાનિ બંને સારાં તે શું !

ઉ૦ તે તો રૂશનાઇ.

૭૭ પ્ર૦ ઉજળો ઉદ્યમ પણ સર્વને હાનિ રૂપ તે શું ?

ઉ૦ અનાધ્યાયનું ભાણવું.

૭૮ પ્ર૦ મહામાંગળિક વસ્તુ અમાંગળિક લાગે તે ક્યારે ?

ઉ૦ મૃત્યુ સમયના સહુનું ને સ્મશાનીઆના મુખનું રામનામ.

૭૯ પ્ર૦ ગણપતિનું નામજ લેવાય નહિં તે ક્યારે ?

ઉ૦ મૃત્યુ સમય વા શબ ઉચકતાં ન લેવાય.

૮૦ પ્ર૦ પરમમિત્રનું દુઃખ સહેવાય તે કિયું ?

ઉ૦ આપણા નિમિત્તના વિરહતાપનું દુઃખ સહેવાય.

૮૧ પ્ર૦ પરમેશ્વરના કર્યા વિના કોઇ વસ્તુ પોતાની મેળે થએલી હશે ?

ઉ૦ તે તો પરમેશ્વરનું સામર્થ્ય સ્વયંપ્રકાશજ છે.

૮૨ પ્ર૦ વિના વૈભવે ધનાઢ્ય તે કોણ હશે ?

ઉ૦ તે તો શુદ્ધ સંતોષી.

૮૩ પ્ર૦ છતે વૈભવે દારિદ્રી તે કોણ હશે ?

ઉ૦ અચળ તૃષ્ણાવાન્.

૮૪ પ્ર૦ સર્વેને ઘેર જેનો સદા સર્વદા સુકાળ તે વસ્તુ શી-હશે ?

ઉ૦ તે તો પોતાને પોતાની બુદ્ધિનો સદા સુકાળ હોય.

૮૫ પ્ર૦ સર્વને ઘેર મોંઘી વસ્તુ તે શી હશે!
ઉ૦ તે તો દ્રવ્ય સઘળે મોંઘું.
૮૬ પ્ર૦ જે શત્રુથી નાશી ન જવાય તે કિયો!
ઉ૦ પોતાનો દુઃખદ સ્વભાવ.
૮૭ પ્ર૦ આંખવડે ના દેખાય તેવી વસ્તુ શી હશે!
ઉ૦ આંખવડે પોતાની આંખ ના દેખાય.
૮૮ પ્ર૦ દર્પણમાં પ્રતિબિંબ ના પડે તે શાનું!
ઉ૦ દર્પણમાં દર્પણનું પ્રતિબિંબ ના પડે.
૮૯ પ્ર૦ જગતમાં નગુરૂ નીધણિયાતું કોણ છે?
ઉ૦ તે તો મૂળ પુરૂષ સર્વેશ્વર જગતગુરૂ હરિ છે.
૯૦ પ્ર૦ પોતાનો આહાર પોતે ના જાણે તે કોણ?
ઉ૦ તે તો અગ્નિ.
૯૧ પ્ર૦ હાર્યા થકી ક્લેશ ના થાય તે કિયે ઠામ?
ઉ૦ પોતાના પુત્રથી હાર્યાનો ક્લેશ ના થાય.
૯૨ પ્ર૦ જેને કદાપિ ભય ચિંતા નહિ એવું કોણ!
ઉ૦ તે તો સાચા પરમહંસ.
૯૩ પ્ર૦ જળમાં ધોયા થકી ન જાય તેવો રંગ કયો હશે!
ઉ૦ જળમાં ધોતાં ધોતાં જળની લાલાઇનો રંગ ઉપજે-છે તે તે જળમાં ધોયા થકી જાય નહિ.
૯૪ પ્ર૦ જેનું મૂળ નહિ ને ફેલાવ ઘણો તે શી વસ્તુ હશે!
ઉ૦ તે તો અમલિન મૂળી [ અંતરવેલ ] નામ લોક કહે છે તે.
૯૫ પ્ર૦ મૃત્યુ પામેલું કોઇ પણ જીવતુ થાય તે કશાથી હશે?
ઉ૦ તે તો દેડકો મુએલો છતાં મેઘનાં બિંદુ લાગ્યાથી જીવે.

૯૬ પ્ર૦ જડ વસ્તુમાં ચૈતન્ય ( ચલન ) આવે તે શાથી ?
ઉ૦ તે તો લોઢું ચમકપાષાણને દેખીને ચૈતન્યતા ( ચલન ) પામે.

૯૭ પ્ર૦ તરતાં ન આવડતું હોય તદપિ જળમાં તરે એવું-કોઇ મનુષ્ય હશે ?
ઉ૦ તે તો ડાકણું મનુષ્ય ના તરતાં આવડે તદપિ તરે.

૯૮ પ્ર૦ જેનું વખાણ કર્યાથી બળ વધે એવો પુરૂષ કો-ઈ હશે ?
ઉ૦ તે તો એક શ્રીહનુમાનજી છે.

૯૯ પ્ર૦ જેની સામું ભાળતામાં મરી જાય ને તેનું નામ લેઇને બોલાવતાંમાં જીવે એવું કોઈ હશે ?
ઉ૦ એવું તો એક નીપાટ પક્ષી હોય છે.

૧૦૦ પ્ર૦ સર્વથી મોટું દુઃખ તે કિયું ?
ઉ૦ જે દુઃખનો ઉપાય નહિ તે તથા જેને જે વધતુ લાગે તે.

૧૦૧ પ્ર૦ જગતમાં અક્ષય વસ્તુ કયી હશે ?
ઉ૦ તે તો ધન.

૧૦૨ પ્ર૦ જેને જીતાય નહિ એવા કોણ હશે ?
ઉ૦ એક તો ઇશ્વર, મન ને સ્વભાવ એ ત્રણ.

૧૦૩ પ્ર૦ જ્યમ ખરચે ત્યમ વધે તે વસ્તુ કયી ?
ઉ૦ તે તો વિદ્યા જે સરસ્વતી.

૧૦૪ પ્ર૦ વાવરે વા ન વાવરે તદપિ પૂર્ણને પૂર્ણ રહે તે શું?
ઉ૦ તે તો વિદ્યા.

૧૦૫ પ્ર૦ જે વસ્તુ ખાવી ઘાણી કઠણ તે કઈ?
ઉ૦ તે તો ગમ, જે કોઈએ ખવાય નહિ.

૧૦૬ પ્ર૦ મનની પ્રીત ને દૂધની ચીકાશ તે શાથકી જાય?

ઉ૦ તે બંધે કાઢ્યાથકી જાય.

૧૦૭ પ્ર૦ જે ભાગેલી વસ્તુઓ સાંધવાનો ઉપાય નહિ તે કયી કયી ?

ઉ૦ તે તો ત્રણ છે. મન, મોતી ને કાચ.

૧૦૮ પ્ર૦ કર્મ કરે કોઈ બીજો ને ભોગવે બીજો એવું કયું હશે ?

ઉ૦ તે તો નેત્ર સ્નેહ કરે ને મન બંધાય.

## दुहो.

यह प्रश्नोत्तर मालिका ग्रंथसार सिद्धांत;
दयाराम हरिजन रच्यो सुनत हरे मनभ्रांत. १

समाप्त.

# श्रीपुरुषोत्तमपंचांग.

## ॥ श्रीवल्लभअष्टोत्तरशत नाम. ॥

### છંદ દુવૈયા.

જય શ્રીવલ્લભ[૧] હરિ[૨] હરિવલ્લભ[૩] શ્રીમહાપ્રભુ[૪] વાગીશ[૫];
શ્રીકૃષ્ણાનન[૬] વિશ્વાનર[૭] પરમાનંદ[૮] મહાલક્ષ્મીશ[૯]. ૧
શ્રીમદાચાર્ય[૧૦] દયાધીશ[૧૧] ગુરૂ કરૂણાનિધિ[૧૨] આનંદ[૧૩];
ગોપીનાથજનક[૧૪] શ્રીવિઠ્ઠલપિતુ[૧૫] પરમાનંદકંદ[૧૬]. ૨
શ્રીલક્ષ્મણનંદન[૧૭] શ્રીઇલંબાપુત્ર[૧૮] પરમઉદાર[૧૯];
અદેયદાનદક્ષ[૨૦] દીનબંધુ[૨૧] દૈવીકૃતઉદ્ધાર[૨૨]. ૩
ભક્તાચાર્ય[૨૩] ભક્તવત્સલ[૨૪] ભક્તાધીન[૨૫] વલ્લભભક્ત[૨૬];
ભક્તિપથપંકજતરણિ[૨૭] શ્રીકૃષ્ણસ્વરૂપાસક્ત[૨૮]. ૪
સ્વદાસાર્થકૃતસાધનઅશેષ[૨૯] નિસ્સાધનજનપાળ[૩૦];
માયાવાદનિરાકૃત[૩૧] રતિપથકેતુ[૩૨] કૃતાંતકાળ[૩૩]. ૫

---

૩ હરિને વાહાલા. ૫ વાણીના પતિ, અર્થાત્ સકળ વાણીને જાણનાર. ૬ શ્રીકૃષ્ણના મુખરૂપ. ૭ અગ્નિરૂપ.

૯ મહાલક્ષ્મીના પતિ. ૧૧ દયાના અધીશ (સ્વામી). ૧૨ દયાના ભંડાર. ૧૩ આનંદરૂપ. ૧૪ ગોપીનાથના પિતા. ૧૫ શ્રીવીઠ્ઠલના પિતા. ૧૬ પરમ આનંદ રૂપી કંદ. ૧૭ શ્રીલક્ષ્મણના પુત્ર. ૧૮ ઇલંબા દેવીના પુત્ર.

૨૦ જે દાન કોઇ આપી શકે નહિ તેવું દાન આપવામાં નિપુણ. ૨૨ દૈવી જીવોનો ઉદ્ધાર કરનારા. ૨૬ જેને ભક્તો વાહાલા છે એવા.

૨૭ ભક્તિ માર્ગ રૂપી કમળને ખિલાવનાર સૂર્યરૂપ. ૨૮ શ્રીકૃષ્ણના સ્વરૂપમાં આસક્ત. ૨૯ પોતાના દાસને અર્થે અશેષ (સમગ્ર) સાધન જેણે કર્યાં છે એવા. ૩૦ સાધન રહિત મનુષ્યનું પાલન કરનાર. ૩૧ માયાવાદનું ખંડન કરનાર. ૩૨ રતિના માર્ગની ધજારૂપ. ૩૩ કાળના પણ કાળ.

[34]સ્મૃતિમાત્રાર્તિનાશન [35]વિભુ [36]સાકારબ્રહ્મપ્રતિપાદ્ય;
[37]અપાર [38]અદ્ભુત [39]અકળ [40]સનાતન [41]આનંદઘન [42]અજ [43]આદ્ય. ૬
[44]વિબુધેશ્વર [45]પ્રભુવરદરાજ [46]સર્વેશ્વર [47]શ્રેય [48]સુખધામ;
[49]પૂર્ણબ્રહ્મ [50]આચાર્યરત્ન [51]પુરૂષોત્તમ [52]પૂરણકામ. ૭
[53]ત્રિગુણાતીત [54]રહોરત [55]સત્યસંકલ્પ [56]અંતરયામી;
[57]પતિતપાવન [58]અધમોદ્ધારણ હરિ [59]પુષ્ટિપથસ્વામી. ૮
[60]વિરચિત્તભક્તમનોરથપૂરક [61]અતર્ક્યમાહાત્મ્ય [62]અનંત;
[63]કરતુમકરતુમન્યથાકરતું [64]સમર્થ શ્રીભગવંત. ૯
[65]ભક્તિમાર્ગપ્રવર્તક [66]સ્વતંત્ર [67]ભક્તિરૂપ [68]રસરૂપ;
[69]વિદ્વાનમંડન [70]અતિકૃપાળ [71]તૈલંગતિલક [72]દ્વિજભૂપ. ૧૦
[73]વિષયાસક્તિવિદૂષક, [74]વિજીતકંદર્પ, [75]રતિરસમગ્ન;

---

૩૪ સ્મરણ કર્યા માત્રથી આર્તિ ( પીડા ) ને નાશ કરનાર. ૩૫ સર્વત્ર વ્યાપક દેશકાળાદિપરિચ્છેદ રહિત.

૩૬ સાકાર બ્રહ્મરૂપે પ્રતિપાદિત થયેલા. ૪૦ અનાદિ અનંત. ૪૧ એકરસ આનંદરૂપ. ૪૨ જન્મ રહિત.

૪૩ સર્વથી આદ્ય. ૪૪ દેવોના પતિ. ૪૬ વરદાન આપનારાઓમાં શોભાયમાન. ૪૭ કલ્યાણરૂપ. ૫૦ આચાર્યમાં રત્ન જેવા. ૫૨ જેના મનોરથ પૂર્ણ થયા છે એવા.

૫૩ સત્વ, રજ, તમ, એવા ત્રણ ગુણથી રહિત. ૫૪ એકાંતની પ્રીતિવાળા. ૫૫ જેની સઘળી કલ્પનાઓ સત્ય થાય છે એવા. ૫૮ અધમનો ઉદ્ધાર કરનારા. ૫૯ પુષ્ટિમાર્ગના સ્વામી.

૬૦ ભક્તોએ જે જે મનોરથ કર્યા હોય તેને પૂર્ણ કરનારા. ૬૧ જેના માહાત્મ્યનો તર્ક થઇશકતો નથી એવા. ૬૩ કરવાને, ન કરવાને અને ઉલટું કરવાને સમર્થ.

૬૯ વિદ્વાનના ઘરેણારૂપ. ૭૧ તૈલંગ કુળમાં તિલકરૂપ સર્વોત્તમ. ૭૨ બ્રાહ્મણોના રાજા. ૭૩ વિષયની આસક્તિને દૂષણ આપનારા. ૭૪ જેણે કામને જીત્યો છે એવા.

[૭૬]પતિતસંગ્રાહક [૭૭]પરમેશ્વર [૭૮]શિરમણિ [૭૯]સર્વરસજ્ઞ. ૧૧
[૮૦]સર્વશક્તિધૃક્ [૮૧]શ્રીભાગવતગૂઢાર્થપંકજભાનુ;
[૮૨]સ્વજનજીવનધન [૮૩]પ્રાણપતિ [૮૪]પ્રતિપક્ષપતંગકૃશાનુ. ૧૨
[૮૫]વિવિધઅપરાધક્ષમાકૃત [૮૬]અશરણશરણ [૮૭]અખિલ સુખદાય;
[૮૮]શ્રીગિરિરાજધરણ [૮૯]હૃતઆર્તિભિત્ [૯૦]દુ:ખઅઘાંતકાય. ૧૩
[૯૧]રાજીવાક્ષ [૯૨]મદનાભિરામ [૯૩]અભયપદ [૯૪]આનંદકારી;
[૯૫]શાન્તસ્વરૂપ [૯૬]સ્વયંભૂ [૯૭]ઇશ્વર [૯૮]સ્વકીયસકળજ્વરહારી. ૧૪
[૯૯]કૃતદિગ્વિજય [૧૦૦]સ્વદાસસુરદ્રુમ [૧૦૧]અનુકંપાલોચન;
[૧૦૨]પ્રમેયબળવતકૃત લીલામય [૧૦૩]પ્રણતકષ્ટમોચન. ૧૫
[૧૦૪]ભાવવિઘૂર્ણિતલોચન [૧૦૫]પદપંકજપાંસુફળરૂપ;

---

૭૬ પતિત ( ભ્રષ્ટ ) થયેલાનું ગ્રહણ કરનાર. ૮૦ સર્વ શક્તિને ધારણ કરનારા. ૮૧ શ્રીભાગવતના ગૂઢ અર્થ રૂપી કમળને ખીલાવનાર ( પ્રકટ કરનાર ) સૂર્ય જેવા. ૮૨ પોતાનાં જનના જીવન રૂપ અને ધનરૂપ.

૮૪ પ્રતિપક્ષીઓ રૂપી પતંગીઆંને બળી મરવાના અગ્નિરૂપ.

૮૫ અનેક પ્રકારના અપરાધને ક્ષમા કરનાર. ૮૬ જેને કોઇનું શરણ ન હોય તેને શરણે રાખનાર. ૮૭ સઘળાંને સુખ આપનાર.

૮૮ ગિરિરાજ ( ગોવર્ધન ) ને ધારણ કરનારા. ૮૯ જે બોલાવે તેની પીડાનો નાશ કરનાર. ૯૦ દુ:ખ અને પાપનો અંત આણનાર જેનું સ્વરૂપ છે એવા. ૯૧ કમળ સમાન નેત્રવાળા.

૯૨ કામદેવ જેવા સુંદર. ૯૩ અભયદાન આપનાર. ૯૬ પોતાની મેળેજ ઉત્પન્ન થયેલા. ૯૮ પોતાના ભક્તોના સમસ્ત સંતાપને હરનારા.

૯૯ જેણે દિગ્વિજય કર્યો છે એવા. ૧૦૦ પોતાના દાસના કલ્પવૃક્ષ રૂપ. ૧૦૧ દયાયુક્ત નેત્રવાળા. ૧૦૨ લીલામય બળવાન્ પ્રમેય જેણે કર્યો છે એવા.

૧૦૩ પ્રણામ કરનારાઓને કષ્ટમાંથી મુક્ત કરનાર. ૧૦૪ ભાવવડે જેનાં નેત્ર ફરતાં છે એવા. ૧૦૫ જેનાં ચરણ રૂપી કમળની રજ ફળ રૂપ છે એવા.

સર્વોત્તમ[106] નિજલાભપૂર્ણ[107] જય આત્મારામઅનુપ[108]. ૧૬
એ અષ્ટોત્તરશત શ્રીઆચાર્યજી મહાપ્રભુનાં નામ;
સર્વ પાપ સંતાપ હરણ મનવાંચ્છિત પૂરણ કામ. ૧૭
શ્રદ્ધાસહિત સદા જે જન કરશે એ આખ્યોચ્ચાર;
શ્રીગોપીજન વલ્લભ તેને વશ થાશે નિરધાર. ૧૮
અકથિત ફળ છે અનુભવી જો જો આનંદ થાશે અત્ય;
મારૂં તો સર્વસ્વધન એ દયો કહે કહું સત્ય. ૧૯

---

## ॥ विठ्ठलअष्टोत्तरशत नाम. ॥

### છંદ દુવૈયા.[1]

જય શ્રીવિઠલ[1] પુરૂષોત્તમ[2] શ્રીવલ્લભરાજકુમાર[3];
શ્રીમહાલક્ષ્મીગર્ભરત્ન[4] સર્વાંગચારૂ[5] જિતમાર[6]. ૧
શ્રીમદ્ગોસ્વામી[7] શ્રીગોપીનાથાનુજ[8] શ્રુતિસાર[9];
શ્રીહરિ[10] શ્રીરૂક્મિણીરમણ[11] પદ્માવતીપ્રાણાધાર[12]. ૨
શ્રીગિરિધરાદિસપ્તતનુજનક[13] તૈલંગતિલક[14] રસાળ;

---

૧૦૭ પોતાના લાભમાં પૂર્ણ. ૧૦૮ આત્મસ્વરૂપમાં આનંદ માનનાર.

૧ છંદ દુવૈયા–ચોપાયા છંદ. ૨ પુરૂષોમાં ઉત્તમ. ૩ વલ્લભાચાર્યના પુત્ર ( એમને કૃષ્ણનો અવતાર માનેલો છે ). ૪ મહાલક્ષ્મી ( તેમનાં માતા ) ના ગર્ભમાં રત્ન જેવા.

૫ બધે શરીરે સુંદર. ૬ કામદેવને જીતે. ૮ ગોપીનાથના અનુજ ( નાના ભાઇ ). ૯ વેદના સાર રૂપ. ૧૧ રૂક્મિણીના રમણ (સ્વામી). ૧૨ પદ્માવતી ( તેમની સ્ત્રી ) ના પ્રાણાધાર.

૧૩ શ્રીગિરિધર આદિક સાત તનુ ( પુત્ર )ના જનક ( પિતા ). ૧૪ તૈલંગને વિષે તિલક રૂપ (શ્રેષ્ઠ–મુખ્ય ). રસાળ–તૈલંગ તિલકનું વિશેષણ.

[૧૫]પિતૃવંશઅર્ણવમયંક [૧૬]પ્રભુ [૧૭]પ્રપન્નજનપ્રતિપાળ. ૩
[૧૮]કરૂણારસપરિપૂરિતહૃદય [૧૯]પુષ્ટિપથપતિ [૨૦]પરમેશ;
[૨૧]ગોત્રનાથ [૨૨]સહચર [૨૩]ગુણસાગર [૨૪]સજળજળદશુભવેષ. ૪
[૨૫]મહારસમાર્ગસ્વરૂપપ્રકાશક [૨૬]સર્વાન્તઃકરણજ્ઞ;
[૨૭]પ્રેમપંથકેતુ [૨૮]દિક્ષિત [૨૯]કૃષ્ણ [૩૦]શ્રીગોવર્ધનયજ્ઞ. ૫
[૩૧]શ્રીગોપીજનવલ્લભ [૩૨]અતિવલ્લભ [૩૩]શ્રીવલ્લભરૂપ;
[૩૪]માયાવાદવિભંજન [૩૫]નાગર [૩૬]ભક્તાચાર્ય અનુપ. ૬
[૩૭]કવિકુળભૂષણ [૩૮]વિબુધશિરોમણિ [૩૯]વરદમણિ [૪૦]દુઃખહારી;
[૪૧]સરવસ્વદાનકુશળ [૪૨]કૃપાકર [૪૩]ગોબ્રાહ્મણહિતકારી. ૭
[૪૪]જગદાર્તિહર [૪૫]દીનપાળ [૪૬]ભક્તાધીન [૪૭]અતિદુર્દર્શ;
[૪૮]જ્ઞાનશૂન્યગ્રાહક [૪૯]કીર્તિવિશદ [૫૦]સ્વભૃત્યદા અતિહર્ષ. ૮

---

૧૫ પિતૃના વંશરૂપી અર્ણવ (સમુદ્ર) માંથી ઉપજેલા મયંક (ચંદ્ર).

૧૭ પ્રપન્ન (શરણે આવેલા) જનના પ્રતિપાળ. ૧૮ કરૂણારસવડે પરિપૂરિત (સંપૂર્ણ ભરાયલા) હૃદયવાળા. ૧૯ પુષ્ટિપથ (વલ્લભી સંપ્રદાય) ના પતિ. ૨૨ મિત્ર. ૨૪ સજળ (જળ યુક્ત) જળદ (મેઘ) ના સરખા શુભ વેષવાળા.

૨૫ મહારસ (ભક્તિ મહારસ) માર્ગના સ્વરૂપનો પ્રકાશ કરનાર. ૨૬ સર્વેના અંતઃકરણને જાણનાર. ૨૭ પ્રેમના પંથ (માર્ગ) ના કેતુ (ધ્વજા) રૂપ. ૩૦ ગોવર્ધન યજ્ઞ રૂપ. ૩૩ શ્રી (લક્ષ્મી) ને વલ્લભ (વાહાલું છે) રૂપ જેનું એવા.

૩૪ માયાના વાદનો વિભંજન (નાશ કરનાર). ૩૫ ચતુર. ૩૭ કવિઓના કુળના અલંકાર રૂપ. ૩૮ વિબુદ્ધ (પંડિતો)માં શિરોમણિ. ૩૯ વરદ (વરદાન આપનાર) માં મણિ જેવા. ૪૧ સરવસ્વદાન કરવામાં કુશળ. ૪૪ જગતની આર્તિ (પીડા) ને હરનાર.

૪૭ અતિ દુઃખે કરીને જેનું દર્શન થાય એવા. ૪૮ જ્ઞાનશૂન્ય (રહિત) જનના ગ્રાહક (અનુગ્રાહક-કૃપા કરનાર). ૪૯ વિશદ (નિર્મળ) કીર્તિ વાળા. ૫૦ સ્વભૃત્ય (પોતાના સેવકને) અતિ હર્ષદા (હર્ષ આપનારા).

[૫૧]અતિ ચારૂ કમનીયકલેવર [૫૨]શુભ ગુણ સકળ નિધાન;
[૫૩]સકળ વેદપારગ [૫૪]વિદ્યાલય [૫૫]નિર્ભયદા [૫૬]ભગવાન. ૯
[૫૭]સોમસુયજ્ઞપ્રતિષ્ઠાતા [૫૮]મહાઅધમોદ્ધરણ [૫૯]અનાદિ;
[૬૦]શ્રીરાધિકારમણ [૬૧]સેવારસઅમૃત અદ્ભુત સ્વાદી. ૧૦
[૬૨]કાલિંદીપુલિનાવિષ્ટચિત્ત [૬૩]અતિ ગંભીર ઉદાર;
[૬૪]હતિતપતિતઉદ્ધારક [૬૫]જગદ્ગુરૂ [૬૬]શુચિ [૬૭]શાંતાકાર. ૧૧
[૬૮]પ્રતિપક્ષાબ્ધિવડવાનળ [૬૯]સ્વજનમીનસુખદસુવારિ;
[૭૦]અતિ [૭૧]દુર્લભ વિભુ [૭૨]ભક્તસદશ [૭૩]પરમાનંદ [૭૪]રૂચિકારી. ૧૨
[૭૫]રાજીવલોચન [૭૬]રાસલીલારસમહોદધિ [૭૭]દીનબંધુ;
[૭૮]શ્રીગોકુળેશભક્તિપ્રવર્તક [૭૯]મહાકૃપારસસિંધુ. ૧૩

---

૫૧ અતિ ચારૂ (સુંદર) અને કમનીય (શોભાયમાન) કલેવર (દેહ) વાળા. ૫૨ સકળ શુભ ગુણના નિધાન (ભંડાર). ૫૩ સકળ વેદની પારગ (જનારા) અર્થાત્ સર્વ વેદ પરિપૂર્ણ જાણનારા.

૫૪ વિદ્યાના આલય (સ્થાન) રૂપ. ૫૫ નિર્ભય આપનારા. ૫૭ સોમ નામે સુયજ્ઞના પ્રતિષ્ઠાતા (સ્થાપન કરનાર).

૫૮ મહા (મોટા) અધમનો ઉદ્ધાર કરનાર. ૬૦ રમણ—સ્વામી.

૬૧ સેવા રસ રૂપી અદ્ભુત અમૃતના સ્વાદી (સ્વાદ લેનાર)—સેવાની ખુબ યથાર્થ જાણનાર. ૬૨ કાલિંદી (યમુના) ના પુલિન (તટ પ્રદેશ) માં આવિષ્ટ (પ્રવેશ કરેલું) છે ચિત્ત જેનું એવા.

૬૪ હતિત (હણાયલા) અને પતિત (ધર્મભ્રષ્ટ થયેલા) નો ઉદ્ધાર કરનાર. ૬૬ પવિત્ર. ૬૭ શાંત આકૃતિવાળા. ૬૮ પ્રતિપક્ષ (શત્રુપક્ષ) રૂપી અબ્ધિ (સમુદ્ર) નું શોષણ કરનાર વડવાનલ અગ્નિ રૂપ.

૬૯ સ્વજન રૂપી મીન (માછલાં) સુખદ (સુખ આપનાર) સુવારિ (સારા જળ રૂપ). ૭૧ સર્વત્ર વ્યાપ્ત—અપરિ છેદ્ય ૭૨ ભક્તના સદશ (સમાન) ૭૪ પ્રીતિ ઉપજે એવા—મનને પસંદ પડે એવા.

૭૫ રાજીવ (કમળ) સમાન લોચનવાળા. ૭૬ રાસ લીલાના રસના મહોદધિ (મહાસાગર). ૭૮ શ્રી ગોકુળેશ (કૃષ્ણ) ની ભક્તિ પ્રવર્ત્તાવનારા.

[૮૦]અચ્યુત [૮૧]અકળ [૮૨]સનાતન [૮૩]શ્રીપતિ [૮૪]ભક્તવત્સળ [૮૫]ભયહરણ;
[૮૬]નિઃસાધનજનચિંતાપર [૮૭]નિજનિવાસઅંતઃકરણ. ૧૪
[૮૮]ક્ષિતિમંડળમંડન [૮૯]મહાબાહો [૯૦]મહાપુરૂષમણિ ખ્યાતા;
[૯૧]શ્રીકૃષ્ણરૂપ [૯૨]શ્રીકૃષ્ણદયિત [૯૩]કૃષ્ણદાન જન દાતા. ૧૫
[૯૪]નિરપેક્ષજનવલ્લભ [૯૫]ભક્તમનોરથપૂરક નાથ;
[૯૬]સકળકળાપરિપૂર્ણ [૯૭]ગુણાકર [૯૮]સુખકર [૯૯]બંધુઅનાથ. ૧૬
[૧૦૦]સર્વશક્તિધૃક [૧૦૧]મહાબળમોહન [૧૦૨]અચિંત્યમહિમા [૧૦૩]ઇશ;
[૧૦૪]અતર્ક્યમાહાત્મ્ય [૧૦૫]અપાર [૧૦૬]અનંત [૧૦૭]સર્વસખાદિ [૧૦૮]શ્રીશ. ૧૭
એ અષ્ટોત્તરશત શ્રીવિઠ્ઠલનાથકલ્પદ્રુમ નામ;
ચિંતા સર્વ નિવર્તક નિર્ભયપદદા પૂરણકામ. ૧૮
ભક્તિ પ્રેમ પ્રકાશક સદ્મતિ ચિંતામણિ સ્વરૂપ;
ધન સર્વસ્વ દયો કહે મારૂં શ્રીવિઠ્ઠલ વ્રજભૂપ. ૧૯

---

૮૦ પતન ન પામે એવા. ૮૧ કળી ન શકાય એવા. ૮૨ અનાદિ અને અનંત. ૮૬ નિઃસાધન–સાધન રહિત જન વિષે ચિંતા પર (ફિકર રાખનાર). ૮૭ નિજ નિવાસ (પોતાને વિષે નિવાસ કરનારા ભક્તો) ના અંતઃકરણ રૂપ. ૮૮ ક્ષિતિ (પૃથ્વી) ના મંડળને વિષે મંડન (અલંકાર) રૂપ. ૮૯ મોટા બાહુવાળા—બળવાન. ૯૦ ખ્યાતા (પ્રખ્યાતા) એવા મહાપુરૂષ રૂપ મણિ. ૯૨ શ્રી કૃષ્ણના દયિત (વાહાલા). ૯૩ જનને શ્રીકૃષ્ણ રૂપી દાનના દાતા (આપનારા).

૯૪ અપેક્ષા રહિત જન જેને વલ્લભ (વાહાલા) છે એવા. ૯૭ ગુણની આકર (ખાણ)રૂપ. ૯૯ અનાથના બંધુ.

૧૦૦ સર્વ શક્તિને ધારનારા. ૧૦૧ મોટા બળવાળા અને મોહ પમાડનારા. ૧૦૨ જેનો મહિમા અચિંત્ય (વિચાર્યામાં ન આવે એવો) છે એવા. ૧૦૪ જેના માહાત્મ્યનો તર્ક થઇ ન શકે એવા. ૧૦૭ સર્વ સખાઓમાં આદિ (પ્રથમ). ૧૦૮ લક્ષ્મીપતિ. એ ૬૦–શ્રી વિઠ્ઠલનાથ રૂપી કલ્પ વૃક્ષનાં અષ્ટોત્તરશત (એકસો આઠ) નામ છે.

## ॥ राधाअष्टोत्तरशत नाम. ॥

### *છંદ દુવૈયા.

જય [1]શ્રીરાધા [2]રાધિકા, [3]શ્રીવૃષભાનુનંદની શ્યામ;
[4]કીર્તિકન્યા [5]કમળાક્ષી, [6]પરમાનંદા સુખધામ. ૧
[7]પુણ્યા [8]શ્રીવૃંદાવનેશ્વરી, [9]વ્રજેશ્વરી [10]શ્રેયકરણી;
[11]હારમોહિની [12]પ્રગલ્ભા [13]ચતુરા, [14]શ્રીગિરિધરમનહરિણી. ૨
[15]કામિની [16]સ્વામિની [17]કૃપાસાગરી, [18]નાગરી [19]નવલકિશોરી;
[20]માધવી [21]મધુરા [22]લલિતા [23]લલના, [24]લાડલી [25]સુભગા [26]ગૌરી. ૩
[27]શ્રીકૃષ્ણાકર્ષિણી દેવી, [28]રસિકા [29]વિહારિણી [30]કાંતા;
[31]શ્રીહૃષિકેશ્વરહૃદયનિવાસિની, [32]આનંદરૂપિણી શાંતા. ૪
[33]શ્રીવૃંદાવનચંદ્રભૂષિતા, [34]કનકપ્રભા [35]જીતચંદ્રા;

---

છંદ દુવૈયા—ચોપાયા. ૩ વૃષભાનુની નંદની ( પુત્રી ). શ્યામ-શ્યામા ( સ્ત્રી ). ૪ કીર્તિ-રાધાની માતાનું નામ.

૭ પુણ્યા—પુણ્યરૂપ. ૮ વૃંદાવનેશ્વરી—શ્રીવૃંદાવન+ઇશ્વરી. ૯ વ્રજેશ્વરી—વ્રજ+ઇશ્વરી. ૧૦ શ્રેયકરણી—શ્રેય ( કલ્યાણ ) + કરણી ( કરનાર ). ૧૨ પ્રગલ્ભા—એ નામની અવસ્થાવાળી. અથવા બુદ્ધિશાળી.

૧૬ સ્વામિની—સ્વામી પદવાળી. ૧૮ નાગરી—ચતુર. ૧૯ નવલકિશોરી—નવીકિશોર અવસ્થા જેને પ્રાપ્ત થઈ છે એવી. ૨૦ માધવી—માધવની પ્રિયા. ૨૧ મધુરા—મીઠી. ૨૩ લલના—સુંદર. ૨૪ લાડલી—લાડ કરનારી. ૨૫ સુભગા—સારા ભાગ્યવાળી. ૨૬ ગૌરી—ગૌરવર્ણની.

૨૭ શ્રીકૃષ્ણાકર્ષિણી—શ્રીકૃષ્ણનું આકર્ષણ કરનારી દેવી. ૨૯ વિહારિણી—વિહાર કરનારી. ૩૦ કાંતા—શોભાયમાન. ૩૧ શ્રીહૃષિકેશ્વર—હૃષિકા ( ઇંદ્રિયો ) ના ઇશ્વર ( કૃષ્ણ ) ના હૃદયમાં નિવાસ કરનારી.

૩૩ વૃંદાવન—વૃંદાવનમાં આહ્‌લાદ આપનાર ચંદ્ર જેવા કૃષ્ણવડે ભૂષિતા (અલંકૃત ). ૩૪ કનકપ્રભા—સોના જેવી.કાંતિવાળી. ૩૫ જીતચંદ્રા—મુખની કાંતિવડે જેણે ચંદ્રને જીત્યો છે એવી.

[૩૬]જીતસિંહા [૩૭]જીતમૃગા, [૩૮]જીતપિકા [૩૯]સર્વેશ્વરી [૪૦]મહેંદ્રા. ૫
[૪૧]મોદવતી [૪૨]આમોદની [૪૩]કુમારિકા, [૪૪]અતિચારૂસ્વરૂપા;
[૪૫]દિવ્યાંબરા [૪૬]કનકમુક્તામણિ વિભૂષિતા [૪૭]સુઅનુપા. ૬
[૪૮]કુંજપ્રિયા [૪૯]શ્રીકૃષ્ણવલ્લભા, [૫૦]કુંજસ્થા [૫૧]ઘુતિસદ્મા;
[૫૨]કુંજનાયિકાજીતરંભા, [૫૩]જીતશુકબિંબા [૫૪]જીતપદ્મા. ૭
[૫૫]ભદ્રા [૫૬]શિવા [૫૭]ભગવતી, [૫૮]કુમુદા [૫૯]પ્રિયા [૬૦]સુંદરી [૬૧]વામા;
[૬૨]શ્રીકૃષ્ણવેણુસંગીતા, [૬૩]મુરલીહારિણી [૬૪]રામા. ૮
[૬૫]ભક્તવત્સલા [૬૬]ભક્તિસ્વરૂપા, [૬૭]નિવાસિની વનવૃંદા;

---

૩૬ જીતસિંહા–કટિના પાતળાપણાવડે જેણે સિંહને જીત્યા છે એવી. ૩૭ જીતમૃગા–નેત્રવડે મૃગને જીત્યાછે એવી. ૩૮ જીતપિકા–વાણીવડે પિક (કોયલ) ને જીતી છે એવી. ૪૦ મહેંદ્રા–ઈંદ્રાણી જેવી.

૪૧ મોદવતી–આનંદવાળી. આમોદની–સુગંધવાળી. ૪૨ (આમોદ–સુગંધ). ૪૪ ચારૂ–સુંદર. ૪૫ દિવ્યાંબરા–દિવ્ય અંબર (વસ્ત્ર) વાળી. ૪૬ કનકમુક્તા–કનક, મુક્તા (મોતી) અને મણિવડે વિભૂષિત–અલંકૃત. ૪૭ સુઅનુપા અત્યંત ઉપમા રહિત.

૪૮ કુંજપ્રિયા–કુંજ જેને વાહાલાં છે એવી. ૫૦ કુંજસ્થા–કુંજસ્થળમાં રહેલી. ૫૧ ઘુતિસદ્મા–ઘુતિ (તેજ) નાં સદ્મ (ઘર) રૂપ. ૫૨ કુંજનાયિકા–કુંજમાં વિહાર કરનારી નાયકા. જેણે રૂપવડે રંભાને જીતી છે એવી. ૫૩ જીતશુકબિંબા–જેણે નાકવડે શુકને અને હોઠવડે બિંબફળને જીત્યાં છે એવી. ૫૪ જીતપદ્મા–જેણે મુખવડે પદ્મ (કમળ) ને જીત્યાં છે એવી.

૫૫ ભદ્ર–ભદ્રા રૂપ. ૫૬ શિવા–કલ્યાણ રૂપ. ૫૭ ભગવતી–ભાગ્યવાળી. ૫૮ કુમુદા—કુમુદ રૂપ—કુમુદ સરખી કોમળ અથવા કુ (પૃથ્વી) માં–મુદા (હર્ષ રૂપ). ૫૯ પ્રિયા–કૃષ્ણપ્રિયા. ૬૧ વામા–વામ સ્વભાવવાળી. ૬૨ શ્રીકૃષ્ણવેણુ–શ્રીકૃષ્ણે વેણુમાં જેનું ગાન કર્યું છે એવી. ૬૩ મુરલીહારિણી–શ્રીકૃષ્ણની મુરલી લેઇ જનારી. ૬૪ રામા–મનને રમણ કરાવનારી. ૬૭ નિવાસિની–વૃંદાવનમાં નિવાસ કરનારી.

કૃષ્ણાત્મા[68] શ્રીકૃષ્ણસ્વરૂપા[69], શુભા[70] અજા[71] આનંદા[72]. ૯
પતિતપાવની[73] અધમોદ્ધરણી[74], ભવભયહરણી[75] અગમ્યા[76];
પટરાણી[77] ઠકરાણી[78] પ્રમદા[79], મહારાણી[80] અતિરમ્યા[81]. ૧૦
નિત્યસુયુગ્મસ્વરૂપિણિ[82] કૃષ્ણા, હરિક્રીડા[83] રતિકૃષ્ણ[84];
મંગળરૂપા[85] માનવતી[86] માનિની[87], પ્રિયપૂરણતૃષ્ણા[88]. ૧૧
શ્રીગોવિંદસહચારિણી[89], ચપળા[90] સુમધ્યમા[91] અજીતા[92];
ભાંડીરનિવાસિની[93] શુભ્રા[94], શ્રીગોપિનાથદયિતા[95]. ૧૨
નિગમાગમસંતતસેવ્યા[96], ગોપિકામંડલીયુક્તા[97];
નંદકુમારપૂજિતા[98] રાસેશ્વરી[99], રસસકળ[100] સંયુક્તા. ૧૩
લક્ષ્મીકોટિવિલાસિની[101], મદાલસા[102] હરિકેલીધામા[103];
પરમેશ્વરી[104] અખિલેશ્વરી[105], ઈશ્વિરી[106] સર્વેશ્વરી[107] શુભનામા[108]. ૧૪

---

૬૮ કૃષ્ણાત્મા—શ્રીકૃષ્ણના આત્મા રૂપ. ૭૧ અજા—નહિ જન્મેલી અથવા અજા ( માયા ) રૂપ. ૭૩ પતિત—પતિતને પાવન કરનારી. ૭૪ અધમોદ્ધરણી—અધમનો ઉદ્ધાર કરનારી. ૭૫ ભવભયહરણી—સંસારના ભયને હરનારી. ૭૬ અગમ્ય—જેની ગતિ સમજવામાં ન આવે એવી. ૭૯ પ્રમદા—અતિ મદવાળી. ૮૧ અતિરમ્યા—રમણિક.

૮૨ નિત્ય—નિરંતર સુંદર યુગ્મ ( જોડ ) સ્વરૂપવાળી કૃષ્ણા. ૮૩ હરિક્રીડા—હરિની ક્રીડા રૂપ. ૮૪ રતિકૃષ્ણ—કૃષ્ણની રતિ ( પ્રીતિ ) રૂપ. ૮૮ યપૂરણતૃષ્ણ—પ્રિય ( કૃષ્ણ ) ની તૃષ્ણા પૂર્ણ કરનાર.

૮૯ શ્રીગોવિંદ—શ્રીગોવિંદની સહચારિણી (મિત્ર). ૯૧ સુમધ્યમા—અત્યંત સુંદર. ૯૨ અજીતા—ન જીતાયલી. ૯૩ ભાંડીર—ભાંડાર નામના વડમાં નિવાસ કરનારી. ૯૪ શુભ્રા—શુભ્ર (ગૌર) કાંતિવાળી. ૯૫ શ્રીગોપીનાથદયિતા-દયિતા-પ્રિયા.

૯૬ નિગમાગમ—નિગમ ( વેદ )+આગમ ( શાસ્ત્ર ) તેમણે સંતત નિરંતર સેવ્યા ( સેવવા યોગ્ય). ૯૮ નંદકુમાર—નંદકુમાર ( કૃષ્ણે ) પૂજિતા (સન્માનિત ). ૯૯ રાસેશ્વરી—રાસક્રીડામાં ઈશ્વરી ( નાયિકા ). ૧૦૦ રસસકળસંયુક્તા—સકળ રસસંયુક્ત.

૧૦૧ લક્ષ્મીકોટિ—કોટિ લક્ષ્મી સરખો વિલાસ આપનારી. ૧૦૨ મદાલસા—મદવડે આળસુ. ૧૦૩ હરિકેલીધામા—હરિની કેલી (ક્રીડા)નું ધામ. ૧૦૫ અખિલેશ્વરી—અખિલ ( સમગ્ર )ની ઈશ્વરી. ૧૦૮ શુભનામા—શુભ નામવાળી.

એ અષ્ટોત્તરશત શ્રીરાધા, નામદામ મુખ જેને;
શ્રદ્ધા સહ નિત્ય પાઠ કરે, તો કૃષ્ણ થાય વશ તેને. ૧૫
જુગલ કિશોર સમીપ નિરંતર, નિવાસ તે જન પામે;
દાસ દયાના પ્રાણવલ્લભ બે વલ્લભ થાય દુઃખ વામે. ૧૬

## ॥ पुरुषोत्तमअष्टोत्तरशत नाम. ॥

### છંદ દુવૈયા.

[1]શ્રીપૂરણપુરૂષોત્તમ, [2]શ્રીગોવર્ધનોદ્ધરણ ધીર;
[3]શ્રીરાધિકારમણ [4]શ્રીગોપીજનવલ્લ [5]બળવીર. ૧
[6]શ્રીમદ્વલ્લભપ્રાણપતિ, [7]પ્રાણેશ [8]પ્રાણાધાર;
[9]શ્રીવિઠ્ઠલસર્વસ્વ, [10]પ્રાણજીવન ધન નંદકુમાર. ૨
[11]શ્રીયશોદોત્સંગલાલિત [12]શ્રીનવનીત પ્રિયે (પ્રિય) [13]ચિત્ત ચોર;
[14]શ્રીયમુનાંપ્રિયતમ, [15]શ્રીચંદ્રાવળીમુખ ચંદ્રચકોર. ૩
[16]ત્રિભંગલલિતમનોહરનટવર, [17]હૃષિકેશ્વર [18]રસરૂપ;
[19]રાધેશ્વર [20]રમણેશ્વર [21]વંશીધર, [22]ઘનશ્યામસ્વરૂપ. ૪

---

૧૫ નામદામ—નામ રૂપી માળા. ૧૬ બે વલ્લભ ઇ૦—રાધા અને કૃષ્ણ બન્ને વલ્લભ થાય.

૧ પૂર્ણ પુરૂષોત્તમ. ૨ ગોવર્ધન પર્વતને ઉપાડનાર ધીર પુરૂષ. ૩ રાધિકાના રમણ ( સ્વામી ). ૫ બળવીર ( બળરામના ભાઈ ). ૬ શ્રીમદ્ વલ્લભાચાર્યના પ્રાણપતિ. ૭ પ્રાણના ઇશ. ૯ શ્રીવિઠ્ઠલાચાર્યના સર્વસ્વ ( સકળધન )રૂપ. ૧૦ નંદના કુમાર,તેના પ્રાણ જીવન અને તેના ધન રૂપ.

૧૧ શ્રીયશોદાના ઉત્સંગ ( ખોળામાં ) લાલિત ( લાડ લડાવેલા ). ૧૨ માખણના ચોર. ૧૩ ભક્ત જનના ચિત્તના ચોર. ૧૪ યમુનાના અતિ વાહાલા. ૧૫ ચંદ્રાવળી નામે ગોપીના મુખ રૂપી ચંદ્રને ચકોરની પેઠે ઈચ્છનારા.

૧૬ ત્રણ જગોએથી વાંકા વળેલા સુંદર અને મનોહર ઉત્તમ નટ ( નૃત્ય કરનાર ). ૧૭ હૃષિકા ( ઇંદ્રિયો ) ના ઇશ્વર. ૨૦ રમણમાં ઈશ્વર. ૨૧ વાંસળી ધારણ કરનાર. ૨૨ ઘન ( મેઘ ) સમાન શ્યામસ્વરૂપવાળા.

[23]કોટિકમનમથસુંદર [24]નાગર, [25]સકળગુણાકરસ્વામી;
[26]સદાનંદ [27]શ્રીકૃષ્ણચંદ્ર, [28]આનંદઘન [29]અંતરયામી. ૫
[30]સમર્થકર્તુમકર્તુમન્યથાકર્તુમ્ [31]હરિસર્વેશ;
[32]અનંતકોટિબ્રહ્માંડભૂપ, [33]વિભુ [34]નિજાનંદરસમગ્ન. ૬
[35]દ્વારિકેશ [36]ગોકુળેશ [37]મથુરાધિપ [38]વૃંદાવનચંદ્ર;
[39]રાધાવર [40]ગોપીશ [41]ગોપવર [42]વૈકુંઠેશ [43]વ્રજેન્દ્ર. ૭
[44]શ્રીગોવર્ધનનાથજી [45]શ્રીજી, [46]શ્રીગોવિંદ [47]ગોપાળ;
[48]શ્રીવ્રજભૂષણ [49]વરદરાજ, [50]વૃજવલ્લભ [51]કૃતાંતકાળ. ૮
[52]શ્રીગોકુળઉત્સવ [53]શ્રીવલ્લભ, [54]શ્રીવિઠ્ઠલ [55]ગિરિધારી;
[56]વાંચ્છાકલ્પતરૂ [57]સર્વાત્માવલ્લભ [58]ગોપવિહારી. ૯
[59]ઘૂર્ણાયમાનલોચન [60]મદાલસ, [61]બહુકંદર્પાભિરામ;
[62]સાક્ષાતકલાકેલિમૂરતિ, [63]સર્વાધિપ [64]સુંદરશ્યામ. ૧૦

---

૨૩ કોટિક મન્મથ ( કામદેવ ) સરખા સુંદર. ૨૪ ચતુર. ૨૫ સકળ-ગુણની ખાણ રૂપ એવા સ્વામી—( આકર—ખાણ ). ૨૬ સદા આનંદરૂપ.

૩૦ કરવાને, ન કરવાને અને સવળાનું અવળું તથા અવળાનું સવળું કરવાને સમર્થ. ૩૧ સર્વજ્ઞ હરિ. ૩૩ સચરાચર વ્યાપી-મહાન. ૩૪ પોતાના સ્વરૂપના આનંદ રૂપી રસમાં ડૂબેલા.

૪૧ ઉત્તમ ગોવાળિયા. ૪૩ વ્રજના ઈંદ્ર—સ્વામી. ૪૮ વ્રજના અલંકારરૂપ. ૪૯ વરદાન આપનારાઓમાં શ્રેષ્ઠ. ૫૧ કૃતાંત (કાળ) ના પણ કાળ.

૫૨ ગોકુળમાં ઉત્સવ રૂપ. ૫૬ વાંચ્છા ( ઇચ્છા ) ઓના કલ્પતરૂ રૂપ—કલ્પવૃક્ષ જેમ ઈચ્છેલા ફળને આપે છે તેમ ઈચ્છેલા પદાર્થને આપનારા. ૫૭ સર્વના આત્મા અને વલ્લભ. ૫૮ ગોપને વિહાર કરાવનારા ( રમાડનારા ).

૫૯ ઘેરાયલી આંખોવાળા. ૬૦ મદથી આળસુ. ૬૧ અનેક કામદેવ-જેવા રૂપવાળા. ૬૨ કળા અને કેલિ ( રમત ) ની સાક્ષાત્ ( પ્રત્યક્ષ ) મૂરતિ ( મૂર્તિ ).

૬૫ વૃંદારણ્યપુરંદરપ્રભુ, ૬૬ આભીરનાગરીપ્રાણ;
૬૭ નાયકગોપીલોચનતારક, ૬૮ યદુકુળપંકજભાણ. ૧૧
૬૯ કામકલારસશિરોમણિ, ૭૦ કોટીકંદર્પલાવણ્ય;
૭૧ કોટીંદુલલિતદ્યુતિમન્મથ, ૭૨ મન્મથવૃંદારણ્ય. ૧૨
૭૩ વલ્લવાંગનાસક્ત ૭૪ રાધિકારતિલંપટ ૭૫ વનમાલી;
૭૬ યદુકુળચૂડામણિ ૭૭ પૂતનાંતક ૭૮ બકારિ ૭૯ મર્દનકાલી. ૧૩
૮૦ વાસુદેવ ૮૧ રામાનુજ ૮૨ દેવકીનંદન આનંદકારી;
૮૩ મોરમુકુટ પીતામ્બર કુંડળ કેયૂરકૌસ્તુભધારી. ૧૪
૮૪ પ્રાણનાથ ૮૫ પ્રીતમ ૮૬ પરમેશ્વર, ૮૭ બાળમુકુંદ ૮૮ અનાદિ;
૮૯ ઉર્ધ્વરેત ૯૦ અચ્યુત ૯૧ શ્રીપતિ, ૯૨ રાધાઅધરામૃતસ્વાદી. ૧૫

---

૬૫ વૃંદારણ્યના પુરંદર ( ઈંદ્ર ) રૂપ પ્રભુ. ૬૬ આભીર (આહીર) ની નાગરી ( ચતુર સ્ત્રીઓ ) ના પ્રાણ રૂપ. ૬૭ શ્રેષ્ઠ ગોપીઓના નેત્રના તારા રૂપ. ૬૮ યાદવોના કુળ રૂપી પંકજ ( કમળ ) ને ખીલાવનારા ભાણુ ( સૂર્ય ) જેવા.

૭૦ કોટિ કામદેવ જેવી ( લાવણ્યતા ) સુંદરતાવાળા. ૭૧ કોટિ ઈંદુ ( ચંદ્ર ) સમાન લલિત ( સુંદર ) દ્યુતિ ( કાંતિ ) વાળા મન્મથ ( કામ ) રૂપ. ૭૨ વૃંદારણ્યમાં કામદેવ જેવા.

૭૩ વલ્લવ ( ગોપ ) ની અંગના ( સ્ત્રીઓ ) માં સક્ત ( આસક્ત–પ્રીતિવાળા ). ૭૫ વનમાલી ( પગસુધી લાંબી, તુલસી અને પુષ્પથી કરેલી માળા ) ધારણ કરનારા. ૭૬ યાદવોના કુળમાં માથાના મણિ જેવા. ૭૭ પૂતનાના અંતક ( કાળ ). ૭૮ બક નામે અસુરના અરિ ( શત્રુ ). ૭૯ કાલીય નાગનું મર્દન કરનાર.

૮૧ બળરામના નાના ભાઈ. ૮૨ આનંદ કરનારા દેવકીના પુત્ર. ૮૩ મોરની પીંછીવાળો મુકુટ, પીળું વસ્ત્ર, કુંડળ, કેયૂર ( બાજુબંધ ), અને કૌસ્તુભનામે મણિ, એ અલંકારને ધારણ કરનાર.

૮૯ જેણે ઊર્ધ્વ ( ઊંચે–મસ્તકે ) રેત ( વીર્ય ) ચઢાવ્યું છે એવા–અર્થાત્ ઈંદ્રિયજિત. ૯૦ પતન નહિ પામનારા.

[૯૩]કોટિસૂર્યસમપ્રભ [૯૪]અજીત, [૯૫]અનંતગુણગંભીર;
[૯૬]અનંતસુખદાતા [૯૭]ચિંતામણિ, [૯૮]સ્વતંત્ર [૯૯]રતિરણધીર. ૧૬
[૧૦૦]મહાપુરૂષ [૧૦૧]મહારાજરાજ, [૧૦૨]રાજાધિરાજ [૧૦૩]રાજેશ;
[૧૦૪]અખિલેશ્વર [૧૦૫]અદ્ભુત [૧૦૬]સ્વયંભૂ [૧૦૭]વ્રજનાયક [૧૦૮]રાધેશ. ૧૭
એ ચિંતામણિ અષ્ટોત્તરશત, નામ શ્રીનંદકુમાર;
કેવળ પુષ્ટ રસાત્મક, પરમાનંદ તણો ભંડાર. ૧૮
એ ભણતાં રાધાવલ્લભ, કરિવલ્લભવલ્લભ થાયે;
તેથી ફળ આગળ નથી બીજું, દાસ દયો એમ ગાયે. ૧૯

---

# व्रजभक्तअष्टोत्तरशतनामहीरावलि.

## છંદ દુવૈયા.

[૧]શ્રીલલિતા [૨]ચંદ્રભગા [૩]ચપળા, [૪]ચંદ્રકલા આનંદા;
[૫]ચિત્રા [૬]ચંપકલતા [૭]ચંદ્રિકા, [૮]ચંદ્રલતા સુખકંદા. ૧
[૯]ચતુરા [૧૦]ચંદ્રાનના [૧૧]ચિત્રલેખા, [૧૨]ચંદ્રાવલી [૧૩]નંદા;

---

૯૩ કોટિક સૂર્ય સમાન પ્રભા (કાંતિ) વાળા. ૯૫ અનંત ગુણોવાળા અને ગંભીર. ૯૭ ચિંતામણિ રૂપ. ૯૯ રતિ રૂપી સંગ્રામમાં ધૈર્યવાન.

૧૦૬ પોતાની મેળે ઉત્પન્ન થયેલા. એ ૫૦—એ( ઉપર કહ્યા તે ) શ્રીનંદકુમારનાં અષ્ટોત્તરશત ( એકસો ને આઠ ) નામ ચિંતામણિ જેવાં છે. તથા તે પુષ્ટિમાર્ગવાળાને કેવળ રસાત્મક ( રસમય ) તથા પરમાનંદનો ભંડારછે. કરિવલ્લભ—મગરે પકડેલા હાથીના વલ્લભ એવા ભગવાન. આગળ નથી-એથી વધારે શ્રેષ્ઠ ફળ કોઈ છે નહિ.

૪ આનંદ રૂપ એવી ચંદ્રકલા. ૮ સુખકંદ એવી ચંદ્રલતા. ૧૦ ચંદ્ર સમાન આનન ( મુખ ) વાળી. ૧૧ ચિત્ર લખનારી.

[14]વિમલા [15]વ્રજમંગલા [16]વિશાખા, [17]વ્રજવિલાસિની [18]વૃંદા. ૨
[19]કૃષ્ણા [20]કૃષ્ણાવેશિણી [21]કૃષ્ણાવતી, કલકંઠી [22]વામા;
[23]કલ્યાણી [24]કાવેરી [25]કલહંસી, [26]કુંજરી [27]કમલા શ્યામા. ૩
[28]કુરંગાક્ષિ [29]કમલાક્ષિ [30]કોમલતા [31]કંદર્પા [32]રંગા;
[33]કેતકી [34]માલતી [35]માધવી [36]મુગ્ધા, [37]મંજુકી માનની [38]ગંગા. ૪
[39]મણિકુંડળામોદિની [40]મૃદુવેણી, [41]મનઆતુરીહીરા;
મધુરેક્ષણા [42]મંગલા [43]મેના, મનમથમોદા [44]ધીરા. ૫
મનોહરા [45]મલ્લિકા [46]મોહિની, મનોરમા છબીધામા;
[47]મધુરા [48]મધુઅયની [49]રત્નમલા, [50]રત્ના [51]રૂપા રામા. ૬
[52]રૂપવિલાસિની [53]રતિકળા, રતિરૂપા ગુણાભિરામા;
રસલીના [54]રસપ્રકાશિકા, રસઅયની [55]ગુલાગી નામા. ૭
[56]રસતરંગિણી [57]રસાત્મિકા, [58]રસભદ્રા [59]હંસા [60]શીલા;

---

૧૪ નિર્મળ. ૧૫ વ્રજનાં મંગળ રૂપ. ૧૭ વ્રજમાં વિલાસ કરનારી. ૨૦ કૃષ્ણમાં આવેશવાળી. ૨૨ મધુર રાગવાળી વામા ( સ્ત્રી ). ૨૭ કમલા નામની શ્યામા ( સ્ત્રી ). ૨૮ કુરંગ ( મૃગ )ના નેત્ર સમાન નેત્રવાળી. ૨૯ કમળ સમાન નેત્રવાળી. ૩૮ ગંગા નામની માનિની.

૩૯ મણિ અને કુંડળવડે આમોદિની ( હર્ષ પામનારી ). ૪૦ કોમળ ચોટલાવાળી. ૪૧ મનમાં આતુર એવી હીરા. ૪૨ મીઠી દૃષ્ટિવાળી મંગલા. ૪૪ કામદેવના આનંદવાળી ધીરા નામની સ્ત્રી.

૪૫ મનને હરણ કરે એવી મલ્લિકા. ૪૬ મનને રમણ કરનાર અને છબીધામા (સુંદર રૂપવાળી ) મોહીની. ૪૭ મીઠી. ૪૮ મીઠા ગમનવાળી–મનોહર ચાલવાળી. ૪૯ રત્ન સરખી કાંતિવાળી. ૫૧ રૂપા નામની રામા ( સ્ત્રી ).

૫૨ રૂપના વિલાસવાળી. ૫૩ રતિ સરખા રૂપવાળી અને ગુણમાં અભિરામા (સુંદર). ૫૪ રસમાં લીન થયેલી–ગળી ગયેલી રસપ્રકાશિકા નામે સ્ત્રી. ૫૫ રસના અયન ( ગમન ) રૂપ ગુલાગી નામે સ્ત્રી.

૫૬ રસના તરંગ રૂપ. ૫૭ રસ રૂપ. ૫૮ રસવડે કલ્યાણકારી. ૬૦ શીલ ગુણવાળી.

રસાલિકા[61] સુરસેની[62] સૌરભા[63], શુભા સરોવરી[64] લીલા[65]. ૮
સુવાસિની[66] સુંદરી સુચરિતા[67], શુભાનના સતીરૂપા[68];
સુમંદિરા[69] શશિકલા[70] સુનંદા[71], સુગંધરા[72] સુઅનુપા. ૯
સૌનજુહી[73] ઇશ્વરી[74] ઇંદુલેખા[75], ગુણચૂડાકરિણી[76];
હંસા[77] હારેવદનીછબી[78] સિંધુ, વ્રજવિલાસિની હરિણી[79]. ૧૦
પ્રમદા[80] પદ્મા[81] પ્રેમમંજરી[82], પ્રિયા પ્રગલ્ભા[83] પ્રેમા[84];
કિશોરી[85] કનકપ્રભાવતી[86] વનદેવી[87] દુર્ગા[88] ક્ષેમા[89]. ૧૧
તનમત્સ્યા[90] તિલકરણી[91] બ્રાહ્મી[92], વિરજા[93] બહુલાશ્વની[94] બાલા,
નીલા[95] નાગવેલિકા[96] નાગરી[97], લક્ષાણી[98] શિવા[99] રસાલા[100]. ૧૨
ચંચલાક્ષિ[101] નૃત્યકલા[102], સુગંધરેશા[103] ચપલાનયની;
સુમધ્યમા[104] વલ્લભા[105] પ્રિયતમા[106], પદ્માવતી[107] સુખઅયની[108]. ૧૩
એ અષ્ટોત્તરશત શ્રીગોપીજનનાં, નિર્મળાં નામ;
સર્વ પાપ સંતાપ હરણ, મનવાંચ્છિત પૂરણકામ. ૧૪
ગાતાં સુણતાં શ્રીગોપીજન, વલ્લભ દર્શન આપે;
દાસ દયાના પ્રાણજીવન, નિજ દાસી કરીને થાપે. ૧૫

---

૬૧ રસની પંક્તિ રૂપ. ૬૨ સુરસેન દેશમાં રહેનારી. ૬૩ સુગંધવાળી. ૬૪ સરોવર કાંઠે રહેનારી એવી શુભ સ્ત્રી.

૬૬ સારાં વસ્ત્રવાળી. ૬૭ સારાં આચરણવાળી સુંદરી નામે સ્ત્રી, અથવા સુચરિતા નામે સુંદરી. ૬૮ સતીના સરખા રૂપવાળી શુભાનના સ્ત્રી. ૭૨ સુગંધરા—સુગંધને ગ્રહણ કરનારી.

૭૩ ચંદ્રમુખી. ૮૧ પ્રેમની માંજર રૂપ પદ્મા. ૮૪ પ્રગલ્ભ અવસ્થાવાળી પ્રેમા સ્ત્રી. ૮૬ સુવર્ણ સરખી પ્રભા ( કાંતિ ) વાળી. ૮૯ કલ્યાણ રૂપ. ૧૦૩ સુગંધરા ઇશા.

એ ૯૦—એકસો ને આઠ નામ ગોપીજનનાં છે. ( બધાંજ ગણીએ તો ૧૩૦ થાય છે પણ કેટલાંક વિશેષણ રૂપે કરવાથી એક સો આઠ થાય છે. એમાંનાં કેટલાંક નામ સાર્થ ( અર્થવાળાં ) છે તેના અર્થ આપ્યા છે અને કેટલાંકના અર્થ સમજાય તેવા છે અથવા કેટલાંક, જેવાં કે ગંગા, રંગા, ગુલાબી, સુનંદા, બહુલાશ્વની, પદ્મા, વગેરે વિશેષ નામ તરિકે વપરાય છે તેના અર્થ આપ્યા નથી. )

## परचुरण श्लोक.

સાધન ધર્મ સરવે થકો જે રહિત,
અત્યંત તરૂણી દ્રવ્યાદિક પ્રીતિ જેને;
સૂઝે નહિ વિકળ ધી વિધિ શું નિષેધ,
ભવસિંધુ પોત તેને પણ કૃષ્ણનામ. ૧

નિગમ સકળ શાસ્ત્ર સાર એ છે,
મુહુર મુહુર વિચારી (જ) વ્યાસ ભાખ્યું;
ચરણકમળ [નિત્ય] ચિત્ત જેનું—
મધુપ ઇવ લુબ્ધ તેજ ભક્તરાજ. ૨

સદાશ્રીજી સેવા, અહરનિશ ગાવા ગુણહરિ,
કથા રાધાસ્વામી, શ્રવણ કરવી સંત મુખથી;
પ્રભુરૂપાસક્તિ, રસિક જન-સંગેજ વસવું,
ડરીને દુસ્સંગીથકી, સતત શિક્ષા સુજનને. ૩

માગ્યું આપિયે નાથ! એ મને,
પ્રેમ લક્ષણાભક્તિ સુદૃઢા;
સંગ સાધુનો, ધર્મમાં મતિ,
સ્મરણ ભજનનું, વ્યસન આપનું. ૪

---

૧ વસંતતિલકા વૃત્ત. જે પુરૂષો સર્વે સાધન અને ધર્મથકી રહિત છે, જેને તરૂણી અને દ્રવ્યાદિકની અત્યંત પ્રીતિ છે, જે વિકળ ધી (વિકળ બુદ્ધિવાળો અથવા બુદ્ધિહીન)ને વિધિ શું અને નિષેધ શું તે સૂઝતું નથી, તેને પણ ભવરૂપી સિંધુ તરવાને કૃષ્ણ નામ રૂપી પોત (નાવ) છે. રૂપક.

૨ પુષ્પિતાગ્રા. નિગમ—વેદ. મુહુર મુહુર (મુહુર્મુહુઃ—વારંવાર). વ્યાસ—વ્યાસે. ચરણ ઇ૦—જેનું ચિત્ત હરિના ચરણકમળમાં મધુપ ઈવ (ભમરા)ની પેઠે લુબ્ધ (લોભાયલું) છે, તેજ ભક્તરાજ જાણવો.

૩ શિખરિણી. સેવા—(કરવી). અહરનિશ (રાત દિવસ). ગુણ હરિ—હરિના ગુણ. રાધાસ્વામી—રાધાસ્વામી (કૃષ્ણ)ની. પ્રભુરૂપાસક્તિ—પ્રભુના રૂપમાં આસક્તિ—(રાખવી). સતત—નિરંતર. ૪ કામદાવૃત્ત. સ્મર્ણ—સ્મરણ.

પ્રપંચના ક્લેશ સમસ્ત ટાળો,
કૃપાકટાક્ષે મુજ સામું ભાળો;
કૃપાનિધે! કૃષ્ણ! હું છું તમારો,
તમો વિના ઠોર કશે છે ન મારો. ૫

## દૃષ્ટાંતિક દોહરા.

હરિ રક્ષક તો ભય ન કયહું, જઈ જંગલમાં બેશ;
હરિ કોપ્યે નહિ ઉગરે, સત પાતાળે પેશ. ૧

### દૃષ્ટાંત.

ચંદ્રહાસ તથા જયદ્રથ.

રાખે સહસ્ર ભુજાપતિ, હણે શું બે ભુજવાળ;
તેજ પુરૂષ મારે તદા, કોઈ નહિ રખવાળ. ૨

### દૃષ્ટાંત.

પ્રલ્હાદ તથા હિરણ્યકશિપુ.

---

૫ ઉપજાતિ. પ્રપંચ—સંસાર. કૃપાકટાક્ષે કૃપાયુક્ત વાંકી દૃષ્ટિથી. ઠોર—ઠામ. કશે—ક્યાં—કોઇ જગોએ.

૧ હરિ જેનું રક્ષણ કરેછે તેને કોઇનો ભય નથી, તેનું ઉદાહરણ ચંદ્રહાસનું છે. ચંદ્રહાસને ઉગારવા માટે હરિએ વિષ ફેરીને વિષયા કરી, એ વાત પ્રસિદ્ધ છે. તેમજ હરિ કોપે તો તે ઉગરે નહિ. તેનુ દૃષ્ટાંત જયદ્રથનું છે. જયદ્રથને સૂર્યાસ્ત પેહેલાં મારવાની અર્જુને પ્રતિજ્ઞા કરી તેથી તે મરી ગયેલા હાથીના પેટમાં સંતાઈ બેઠો હતો; તેથી ન જડવાથી અને સૂર્યાસ્ત થયો જાણી અર્જુન બળી મરતો હતો તેથી નિર્ભય થઇ જયદ્રથ ત્યાં આવ્યો. પણ એટલામાં સૂર્ય પ્રકાશ જણાવાથી અર્જુને જયદ્રથને માર્યો. આ પ્રમાણે તેને મરાવાનું કારણ હરિ ( કૃષ્ણ ) હતા. એ વાત ભારતમાં પ્રસિદ્ધ છે.

૨ સહસ્ર ભુજાપતિ—હજાર હાથના ધણી ( ઇશ્વર ). બે ભુજવાળ—બે હાથવાળો ( મનુષ્ય ). હરિ જેને રક્ષે છે તેને બીજો કોઇ મારી શકતો નથી, તેનું દૃષ્ટાંત પ્રલ્હાદ છે. પ્રલ્હાદને મારવાને તેના પિતાએ અનેક યુક્તિઓ કરી પણ તે હરિકૃપાથી મુઓ નથી એ પ્રસિદ્ધ છે. હરિજ જ્યારે મારે છે ત્યારે કોઇ રક્ષણ કરી શકતું નથી, તેનું દૃષ્ટાંત હિરણ્યકશિપુ છે. નૃસિંહરૂપે તેને હરિએ માર્યો ત્યારે તેના પક્ષના બળવાન અસુરોનું પણ કાંઈ ચાલ્યું નહિ; એ વાત પણ પ્રસિદ્ધ છે.

શત્રુ મિત્ર, વિષ પથ્ય, વળી અધર્મ સુધરમ થાય;
અવળુ તે સવળું કરે, જો પ્રસન્ન વ્રજરાય. ૩

દૃષ્ટાંત.

ઇંદ્ર, ભીમ, પાર્થ, ચંદ્રહાસ.

નિજજન રક્ષણ વણ કહ્યે, સદા કરે હરિ તેમ;
દૃષ્ટાંત– અખંડ ગાફલ નેત્રને, પલક બચાવે જેમ. ૪

---

૩ જો વ્રજરાય પ્રસન્ન હોય તો શત્રુને મિત્ર કરે. જેમ વૃત્રાસુર એ ઇંદ્રનો શત્રુ હતો. તેથી ઇંદ્રનો નાશ કરવા માટે આરંભેલા યજ્ઞમાં 'ઇંદ્રશત્રુનો નાશ કર' એ અર્થના મંત્રથી આહુતિ આપતાં, ઇંદ્ર રૂપ શત્રુનો નાશ થવાને બદલે ઇશ્વરેચ્છાથી ઇંદ્રના શત્રુનો નાશ થવા રૂપ ફળ થયું. અને તેથી જે મંત્ર ઇંદ્રને શત્રુરૂપે પ્રાપ્ત થવાના હેતુથી વૃત્રે યોજ્યો હતો તે મંત્ર તેને મિત્ર રૂપે પ્રાપ્ત થયો, એ હરિની ઇચ્છાજ છે. હરિ વિષને પથ્ય કરેછે, તેનું દૃષ્ટાંત ભીમ છે. કૌરવોએ ભીમને વિષ ખવડાવીને ગંગામાં નાખી દીધો હતો પણ ત્યાંથી તે પાતાળમાં ગયો અને નાગ લોકની કૃપાથી તેને વિષ બાધ કરી શક્યું નહિ, એટલુંજ નહિ પણ અમૃત પાનથી તેને દશહજાર હાથીનું બળ પ્રાપ્ત થયું ! એ પ્રમાણે વિષ પથ્ય ( ફાવતું ) આવ્યું સમજવું. હરિકૃપાથી અધર્મ તે સુધર્મ થઇ જાયછે; દૃષ્ટાંત–અર્જુન. ભારતીય યુદ્ધની શરૂઆતમાં કુટુંબ વધ કરવા રૂપ કર્મને અધર્મ માની અર્જુન યુદ્ધ કરવાની ના પાડી બેઠો હતો તેને ક્ષત્રિયધર્મ રૂપ કર્ત્તવ્ય કર્મ સમજાવીને કૃષ્ણે સુધર્મ ઠરાવી તેની યુદ્ધમાં પ્રેરણા કરી એ વાત ભગવદ્ગીતામાં પ્રસિદ્ધ છે. હરિ અવળું તે સવળું કરેછે; તેનું દૃષ્ટાંત–ચંદ્રહાસ છે. ચંદ્રહાસનું વિષથી મરણ થવારૂપ અવળું કાર્ય બનવાનું હતું તેનું તેને કન્યા પ્રાપ્ત થવા રૂપ સવળું કાર્ય થઇ ગયું !

૪ અખંડ ગાફલ–નિરંતર અસાવધ. પલક—નિમેષોન્મેષ. આંખમાં પડતા જંતુ આદિકથી તેનો બચાવ પલક જેમ વગર કહેજ કરી દેછે, તેમ હરિ પણ પોતાના ભક્તનું વગર કહે રક્ષણ કરેછે.

## कूटकाव्यादिना नमुना.

## સમશ્યા.

### છપ્પો.

દધિ નવનીત મુખ લેપ, નહિ વ્રજરાજ દુલારો,
ત્રિનેત્ર શિવ નહિ શીશ, ફૂલ સુર રખે વિચારો;
કટિમેખલા બટુક ગણ—પતિ નહિ કર મોદક પણ,
અરૂણોદય મંગળ ધ્વનિ, કરે ભક્તિ નહિ બ્રાહ્મણ;
તે નર ટળી નપુંસક નારી થઇ, ધાડ ગૃહસ્થને ધામ છે,
શ્રીકૃષ્ણ દયાપ્રભુના શ્વશુર, તેને નામે નામ છે. ૧

---

૧ વલોણાની રવઈ અથવા રવીના સંબંધમાં કલ્પના કરીને દયારામ સમસ્યા ઉત્પન્ન કરેછેઃ દધિ ૦—તેના મુખ ઉપર દધિ (દહીં) અને નવનીત (માખણ)નો લેપ છે પણ તે વ્રજરાજ (નંદ)નો દુલારો (પ્યારો-પુત્ર) નથી. (દધિ અને માખણ ચોરી ખાતાં બાળમુકુંદને મોંઢે તેનો લેપ થતો હતો એ પ્રસિદ્ધ છે). રવીના ઉપર ત્રણ છિદ્ર હોય છે તે ઉપર કલ્પના કરે છેઃ ત્રિનેત્ર ઇ૦—તેના શીશ ઉપર ત્રણ નેત્ર છે પણ તે શિવ નથી. (શિવને ત્રણ નેત્ર છે એ પ્રસિદ્ધ છે). રવીના નીચલા ભાગને ફૂલ કહે છે તે વિષે કહે છેઃ ફૂલ ઇ૦—તેને ફૂલ છે પણ તે સુર (દેવપુષ્પ—પારિજાતક) રખે વિચારતા. (પારિજાતકની પણ ચાર પાંખડીઓ અને એક દાંડો હોવાથી રવી સાથે આકૃતિ મળતી આવેછે તે પ્રસિદ્ધ છે). તેનાં નેતરાં વિષે કલ્પેછેઃ કટિ ઇ૦—તેની કટિ ઉપર મેખલા છે પણ તે બટુક (બાળ બ્રહ્મચારી) નથી. (ઉપવીત વખતે બાળકને મુંજની મેખલા બાંધેછે એ પ્રસિદ્ધ છે). વલોણાના વાંસનું મુખ ગોળી ઉપર અડે છે ત્યાં આગળ એક લાડવા જેવું ગોળ લાકડું હોય છે તે ઉપર કલ્પના કરે છેઃ ગણપતિ ઇ૦—કરમાં મોદક (લાડુ) છે પણ તે ગણપતિ નથી. (ગણપતિના હાથમાં લાડુ હોય છે એ પ્રસિદ્ધ છે). અરૂણોદય (પો ફાટતાં) [વલોણું વલોવતાં તેનો અવાજ સંભળાય છે તે ઉપર કલ્પનાઃ અરૂણોદય ઇ૦—અરૂણોદયમાં તેનો મંગળધ્વનિ થાય છે, પણ તે સાંભળીને બ્રાહ્મણ ભક્તિ કરે છે એમ ન સમજવું. (બ્રાહ્મણો સવારમાં વેદ પાઠ કરેછે એ પ્રસિદ્ધ છે). તે નર ઇ૦—વલોણાનો વાંસ નરજાતિ છે, તેનું વલોણું એ નપુંસક છે, અને એ વલોણાની રવી, માટે તે નપુંસકની નારી છે. એ સઘળી ધાડ (ધમાધમી) ગૃહ-

## કુંડળિયા.

જુઓ આજની છોકરી, જણી બેઠી જગરાય,
તેની કથની સાંભળે, પ્રાપ્ત બકારિ થાય;
પ્રાપ્ત બકારિ થાય, સદા જે માનો માટી,
વિષ દે તેસો બાળક, ગાથા અમૃત વાટી;
પર ઉચ્છિષ્ટ ખા દયા, મૂક્ય હરિવાત લાજની,
પરનારીમાં પ્રીત રાખ્ય જો વખત આજની. ૨

સ્થને ધામે છે. (ત્યાગીઓને ત્યાં કે દ્રવ્યહીણને ત્યાં એમાંનું કાંઇ હોતું નથી). આટલું કહ્યા પછી પ્રસ્તુત સમસ્યાના વિષયના નામનો પણ ઈસારો કરે છે કે, શ્રીકૃષ્ણ ઇ૦—દયારામના પ્રભુ શ્રીકૃષ્ણના શ્વશુર (સસરા–સૂર્ય)ને નામે નામ છે. અર્થાત્ સૂર્યનું નામ જેમ રવિ છે તેમ તેનું નામ પણ વલોણાની રવી છે.

૨ આ કુંડળિયાનો અર્થ ઉપરથી જોતાં અસંબદ્ધ અને વિપરીત લાગે છે માટે એનો અર્થ જેમ સંબદ્ધ અને અવિપરીત થાય તેમ કરવો જોઇએ; કેમકે સત્કવિઓની વાણી સારા અર્થનોજ બોધ કરનારી હોય છે. માટે તેવો અર્થ આ રીતે થઇ શકે છે: જુઓ ઈ૦—આજ ( અજ–બ્રહ્માનો પુત્ર—સ્વાયંભુવમનુ )ની છોકરી દેવહૂતિ જગરાય ( કપિલદેવજી ભગવાન )ને જણી બેઠી ( જન્મ આપી બેઠી ). તેની ( તે કપિલદેવની ) કથની—સાંખ્ય યોગ ભક્તિ રૂપ ( કપિલે દેવહૂતિને સાંખ્ય અને યોગ ભક્તિ કહ્યાનું ભાગવતમાં પ્રસિદ્ધ છે ) જે સાંભળે તેને બકારિ ( બક નામે દૈત્યના અરિ–નાશ કરનારા કૃષ્ણ ભગવાન ) પ્રાપ્ત થાય. તે ભગવાન સદા માનો ( લક્ષ્મીનો ) માટી ( સ્વામી ) છે. તે બાળક ( બાળકૃષ્ણ ભગવાન ) જે વિષ ( જળ ) દે (આપેછે) તેસો ( તેના જેવો )–અર્થાત્ મેઘ જેવો શ્યામ છે. ( 'બાળક' શબ્દના 'બ'નો 'વ' કરીને ફરી અર્થ કરતાં ) અને તેના વાલક ( પ્રત્યેક રોમમાં રહેલા બ્રહ્માંડ )ની ગાથા ( સાંભળનાર ) અમૃતવાટી ( અમૃત–મોક્ષનો વાટી–ભાગદાર ) થાય છે. અર્થાત્ તેના મહિમાની કથા સાંભળવાથી મોક્ષ મળેછે. દયારામ પોતાને કહેછે કે, હે દયા! ( એટલા માટે ) તું પર ( પરમેશ્વર )નું ઉચ્છિષ્ટ ( પ્રસાદ રૂપી એઠું ) ખા, અને હરિ ( કામ અને સુવર્ણ )ની વાતને લાજની જાણીને મૂક્ય ( છોડ ). તથા પર ( ભગવાન )થી નારી ( ન્યારી–જૂદી )–અર્થાત્ હરિ વિના બીજી જગોએ—પ્રીત મા રાખ્ય, અને આજની ( આ કળિકાળની) વખત જો. તાત્પર્ય કે કળિકાળ મહા ગહન છે માટે તેથી સાવધ રહે; હરિને શરણે નહિ જાય તો ડૂબી જવાશે.

## છપ્પો

વિષધર વેરી આપ, આપનો વિષધર વેરી,
વળી વિષધરસુતતાત, મિત્રસુતકેરો કે'રી;
નામ કહુંછું પ્રગટ, વિકલ્પ ચતુર લ્યો ચેતી,
જે ઘરમાંથી જાય, થાય તે ઘરની ફજેતી;
જેને બેઉ પુત્ર બલિષ્ટ બહુ, રામ કૃષ્ણના દાસ છે;
સૌ સમજો સેલું કે' દયો, સહુના ઘટમાં વાસ છે. 3

---

3 આ બીજી સમસ્યાનો ઉત્તર 'વાયુ' છે. વિષ ( જળ )ને ધર ( ધારણ કરનાર )–મેઘનો આપ ( પોતે–વાયુ ) વેરી છે ( કેમકે વાદળાંને વિખેરી નાખે છે ). અને આપનો ( વાયુનો ) વિષધર ( સર્પ ) વેરી છે ( કેમકે સર્પ પવનનું ભક્ષણ કરેછે એમ કાવ્યાદિકમાં પ્રસિદ્ધ છે ). વળી તે વાયુ, વિષધર ( મહાદેવ )ના સુત હનૂમાનનો તાત ( પિતા ) છે. શિવના વીર્યને ભૂંગળીમાં લેઇને વાયુદે કર્ણદ્વારા અંજનીને વિષે આરોપવાથી હનૂમાન્ જન્મ્યો છે તથા તેમ છતાં પણ તે કોઇબીજા કારણથી વાયુનો પણ પુત્ર છે એ રામાયણાદિમાં પ્રસિદ્ધ છે ). વળી તે પોતાના મિત્ર ( અગ્નિ ) ના સુતકેરો–દીવાનો ( દીવો અગ્નિથી થાય છે માટે તેને અગ્નિનો સુત ગણ્યો છે ) કે'રી–તેના ઉપર કેહેર વર્તાવનારો–તેનો નાશ કરનારો છે. આ પ્રમાણે પરોક્ષરીતે વાયુને ઓળખાવ્યા પછી તેનું નામ પ્રગટ કરીને કહે છેઃ વિકલ્પ ઇ૦–હે ચતુર વિકલ્પ ( કલ્પના )ને તમે ચેતી લ્યો. ('વિકલ્પ' શબ્દનો પર્યાય 'વા' –અથવા છે માટે તે રીતે અર્થ કરતાં ), હે ચતુર તમે ચેતી લ્યો કે એનું નામ વિકલ્પ ( વા ) એવું પ્રકટ છે. જે ઘરમાંથી ( દેહ રૂપી ઘરમાંથી ) તે ( વા ) જાય તે ઘરની ફજેતી થાય –મૃત્યુ પામે. જેને બેઉ બહુ બલિષ્ટ પુત્ર ( હનૂમાન્ અને ભીમ ) છે અને તે અનુક્રમે રામ તથા કૃષ્ણના દાસ છે. દયો કહેછે કે તેનો ( વાનો ) સહુના ઘટમાં ( દેહમાં ) વાસ છે.

